## અર્પણ પત્રીકા.




શુ કહું બાદશાહને મસ્કા લગાડવાનું પરવરદિગારે મારાં કીસમતમાં સરજાવ્યું નથી કોઇ કરોડપતીને જઈ વળગું તો પાંચ પચાસ ચોપડીઓ ખરચી આવું પણ એમ નમન કરવા સારૂં કમ્મરનો કાંટો વળવાને કબુલ થતો નથી.

મધ્યમ વર્ગના મારા મુરબ્બીઓ ઉપર હું મુસ્તાક છું. કેહવત સદા યાદ રાખું છું કે 'બડે લોકકી સંગતમે' ઇત્યાદી !

ઋણાનુબંધ—નો ત્યારે આ શીલ્વીનો છેલ્લો કસદ કોને અર્પણ કરૂં ?

એક [illegible] મનમાં છે—મારી વીચાત્ર જીંદગીના સઘળા ચહડ ઉતર તબક્કાથી માહીત છે—મારાં સુખમાં સુખી અને દુઃખમાં દુઃખી છે—જેનું નામ લેવાની જરૂર નથી, તેનાં નામ સાથ

આ બે વાલમો જોડીને
હું ખરો જીગરથી રાજી છું.

૧૯૦૬.



# દીબાચો

લખનાર—મી૦ રૂસતમજી પે[illegible]

"મોદીખાનાથી માર્સેલ્સ" ના આ બે સુદર પુસ્તકો જે ઘાટ અને ઘટમમા હાલ પ્રજા સનમુખ રજુ થાય છે, તે ઘાટ અને ઘટમ આપણા લોકોમા કાઇક વરસો થયા અવી જાણીતો થઇ ચુકયો છે, કેમજે એઓના ચ ચળ કર્તા એવા સેખાસમા કાંઈ નહી તો વીસ ઉપર પુસતકો વાચનારી આલમ હજુર અત્યાર સુધીમા રજુ કરી ચુકયા છે આ એક નાનું જેવુ દફતરખાનું એક યાદગાર સ્થભ તરીકે તેના કર્તાની યાદ દેવાડતુ તેમની પાછળ લાબો વખત વેર ઉભુ રેહશે એમ હુ ખાતીથી માનું છુ મી૦ જેહાગીર મર્ઝબાને પોતાની લગભગ સાઠ વરસની જીદગીમા ઘણાક એવા ખેતરોમા ઝીપલાવ્યુ છે કે જેમાના કોઇકમા તો આગળ કોઇએ ઝીપલાવી કાંઈ દમ જેવુ કર્યુ હોય એવી મને ખબર નથી આપણા પારસી છાપાને ખીલવવામા અને આપણા વચ્ચે તેને લોકપ્રીય બનાવવામા ખરેખર એમનો હાથ મોટો છે વળી એ ગ્રહસ્થનુ આપણા ગરીબો વચ્ચેનુ મુગે મોહડેનુ કામ બેશક વખાણને પાત્ર છે, અને માગ પોતાના બાબમા હુ કહીશ કે એજ કામથી હુ એવણ તરફ મોટે ભાગે ખેચાતો રહ્યો છુ આપણ વચ્ચેની ગરીબાઇ અને દલીદ્રતાના ખેતરના કોઇ પણ નાના ખુણામા કોઇને પણ સગીન કામ કરતો જોઈ હુ સદા ખુશી છુ, અને મારા મનમા આપણી પારસી

ખાસીયત વીશે જે પુરૂષો ઉંચો વીચાર ઉપજાવે તેવાઓને વખાણવામા હું માન સમજું છું મી૦ મલબારીને એ ખેતરનું એકાદ ખુણું જ નહીં પણ તેનો સારો જેવો ભાગ પોતાને હસતક આજે વરસો થયા લીધો છે, અને તેમા તારીફ લાયક કામ બજાવ્યા જાય છે, જો કે તારીફની તેમને ઓછી દરકાર જણાતી નથી

કદાચ એવા કામની યાદ જલદી વીસરાઇ જાય, કારણ કે સાધારણ રીતે જોતા નજરબાદ એ ધ્યાનબાદ થાય છે આજે આપણી વહી ગયલી ઓલાદમાના પરોપકારી નરોના તણ ચાર માહન નામો સીવાય બીજા કોણની યાદ હાલની ઓલાદને છે? એવા નરોની યાદ લાંબો વખત પેર કોમમા ચાનુ ગમ્બલી અને તેવાની વખાણ યા પુંજા— હું આ શબ્દ તેના મહતા અર્થમા વાપરું છું—ઓલાદો સુધી કરયા કરવી એ એક કોમનો ધર્મ છે, અને કોમ સારેજ ખરેખર ઉચી પંકતીએ પુગેલી ગણાય કે જ્યારે તેની સામાન્ય મન શકતી એવા નરોની યાદ બરાબર બુજવા શીખે ખુદ આપણી જરથોસ્તી મહજબ એમ કરવાને આપણને અસલથી શીખ્વતો આવ્યો છે, અને એ બાબ-દમા આપણને કોઇબી બાહરના શીક્ષણની અગત્ય નથી, કે જેવું નામીચા ફીલસુફ કોટે ગઇ સદીમા યુરોપના લોકને માટે નામીચા પુરૂષોની આરાધના કરવા વીશે ખાસ રચ્યું હતુ

ગમે તેમ હો, પણ એવી અણદીઠ પરમાર્થી સેવાઓ કદાપી ભુલાઇ જશે, તોપણ સાહીસની બજાવેલી સેવાઓ એમ સેહલાઇથી વેહલી ભુલાય તેમ નથી કારણ કે એમની

# દીબાચો.

આ પુસ્તકમાળા આપણી નજર આગલ [illegible] એ-સેવા-ઓની જીવતી યાદ દેવાડતી રહેશે. આપણાં પારસી સાહીત્યમાં મી૦ મર્ઝબાને ગોયા પોતાની જગ્યા કોતરી કાહડી છે, અને તેમાં એવણનાં પુસ્તકો કાંઇક નવોજ સફો રોકે છે. એ પુસ્તકો મુખ્ય ભાગે વાર્તાના છે, પણ વાર્તા વર્ણવાની એમની રીત કાંઇ ઓરજ છે. ગુજરાતીમાં હાલ કેટલુંક થયું વાર્તાઓ ઉભરાઈ જવા લાગી છે, અને કંટાળેલાં વાંચનાર તેના લખનારોને કહે છે કે "બાસ." પણ કોઈબી વાંચનાર મી૦ મર્ઝબાનની વાર્તાઓનાં પુસ્તકોથી કંટાળેલો હોય એમ મને આજ સુધી જણાયું નથી. એનું મુખ્ય કારણ કાંહણી કેહવાની એમની રૂઢીમાં સમાયલું જોવામાં આવશે. તેની બાબદ કદાચ સાધારણ હશે; પણ તે એઓ એક અસાધારણ કુશળતાથી આપણી આગલ રજુ કરે છે. ભાષા છટાદાર અને ઈબારત રંગીન કરતાં સરળ વધુ છે, અને એ સરળતાજ એનો મુખ્ય ગુણ અને શોભા છે.

એ લખનારનો વાક્ય કોઈઓબી સમજવા માટે બે વાર વાંચવો પડે એમ નથી. વાક્યનો જે અર્થ પોતે ઉઠાડવા માગે તેજ સીવાય બીજો કાંઇ પણ ગુચવાડો તેમાં ઉભો થતો નથી. એક સ્વચ્છ પાણીના ઝરા મીસાલ એમનું લખાણ પારદર્શક છે. એ લખાણની સરળતા અને પારદર્શકપણાંને લીધે મુખ્ય કરી એઓ વાંચક વર્ગમાં લોકપ્રીય થયા છે. એ ગુણો કમભાગ્યે હાલનાં ગુજરાતી સાહીત્યમાં લગાર ગેરહાજર દીસે છે એમ કહેવાની ફરજ પડે છે. આજ કેટલાકો પોતાનો અર્થ ઝટ વાંચનારને સમજ નહીં પડે એવી રીતે કેમ કહેવો તેનો પ્રયત્ન કરતા જણાય છે; અને કોષમાંથી જડબાં ભાંજનારા અને સમજવા માટે મરતક દુખાવનારા બોલો ટાળવી

કાહુડી તેઓની સાથ કસરત કરી બતાવ્યામાં પોતાની હુશીયારી સમજે છે ભાખાને રંગીન બનાવવા જેટલો જોઇયે એટલો અને તેથીબી વધુ અને વધી સુફ્રમાની રંગ, અને કુદરતથી વેગળું જવાય તેટલું વેગળું જઇને વીચીત્રમાં વીચીત્ર અલંકારો લાવી મુકવામાં આજ કાલ ગુજરાતી લખનારાઓ પોતાના હુન્નરની હદ આવેલી સમજે છે.

લખવાના નાદર હુન્નર માટે જ્યારે આવા વીચારો પેદાસ થયલા આપણે જોઇયે છીયે, ત્યારે મી૦ મર્ઝબાનની સાદી અને સીધી એબારત એક આશીરવાદ સમાન લાગે છે. Artificiality એ મને ગુજરાતી સાહીતની એક સાધારણ ખોડ દેખાય છે, અને આપણા પારસી લખનારોને એ ખોડમાં હીંદુ બાહ્મણોની નકલ કરતા જોઇ આપણાં સાહીતનાં ભવીષ્ય માટે ખેદ ઉત્પન્ન થાય છે જેમ વીચારવુ તેમ બોલવું નહીં અને જેમ બોલવું તેમ લખવું નહીં, એ આવા લખનારાઓની મગરૂરી દીસે છે. મી૦ મર્ઝબાનની એબારતની ખુબી જો બરાબર સમજવામાં આવે તો તેથી મોટો ફાયદો અકસર કરીને આ બાબદમાં થયા વના રહે નહીં. એવણનું લખાન જાને આપણી સાથ બે ઘડી એવણ ખુમ વાતચીત કરતા હોયે એવો ખ્યાલ આપે છે. એટલું તે સરલ સીધુ અને કુદરતી છે.

મી૦ જહાંગીરની મુખ્ય ખુબી તો હજુર દર્શાવવાની રહી છે, અને તે ખુબી એમનાં સઘળાં લખાણોમાં પ્રગટી નીકળે છે. ગોયા એ ખુબીથી એઓ બીજા સઘળા લખનારોમાં ખીલી નીકળે છે, અને તે એમનાં લખાણમાં સમાયલું હાસયરસ તત્વ જેને ઇંગ્રેજીમા humour કરી કહે છે તે છે. એ તત્વ આપણા પારસી લોકોના ખવાસમાં બીજા

લોકો માફક વધતા યા ઓછા પ્રમાણમાં મળી આવતું જણાશે, પણ તે આપણા વચ્ચે ઝાઝું ખીલવાતું નથી. આપણી ભાષામાં humour નો એક બોલજ નથી, એજ એ ગુણ આપણામાં ઝાઝો નથી એમ દરશાવવા પુરતું છે. કદાચ સંસ્કૃતમાંથી એકાદ દાયું ભાજનારો બોલ ઉપજાવી કાહડયો હશે. પણ આપણી પારસી ગુજરાતીમાં તો તે નથીજ. સ્કોચ લોકોમાં એનું પ્રમાણ બહુ ઓછું છે, અને આઇરીશોમાં એ વધુ છે. આપણા લોકો હું ધારૂં છું કે આ બાબદમાં સ્કોચને વધારે મળતા આવે છે. સાધારણ એક કહેતી છે કે એક સ્કોચમેનનાં ભેજાંમાં એક મજાખ ઉતરવી બહુ મુસ્કેલ, લગભગ અશકય છે. હું ધારૂં છું કે એ કહેતી આપણા લોકોને પણ લાગુ પડી શકે. પણ અપવાદ તરીકે થોડાંક ભેજાં એવી બાબદમાં અતી ચંચલ રહે છે, અને દરેક માણસ અને બનાવની હાસય-રસ બાજુ કુદરતી રીતે તરતજ તેઓને દેખાય છે, જ્યાં બીજાં સાધારણ ભેજાંને તેવું કસુંએ જણાતું નથી. મી૦ મર્ઝબાનમાં તેવું ભેજું કુદરતે બક્ષેલું છે, અને તેવી બક્ષેસથી એવણનું લગભગ દરેક લખાણ humourous વળણ લે છે, જે આપણા સાહીતમાં અને લખનારાઓમાં બહુ જવલેજ મલી આવે એવી બક્ષેસ છે. આપણામાં humourous સાહીત્ય લગભગ નહીં સરખું છે. આ-પણા કર્તા સાથ એકાદ બે લખનારોનેજ હું એ વર્ગમાં ગુણી શકું. મેં કહ્યું તેમ એ ગુણ એમનામાં કુદરતે બક્ષેલો છે, તોપણ આખી ઉમર એવણે એ ખીલવવામાં કાહાડી છે.

એવણના સર્વે લખાણોમાં એ ગુણ મલી આવે છે, પછી તે વાર્તા હોય યા મુસાફરી હોય, સંસારી હોય યા વહેવાર

હોય, અને તેથીજ કદાપી જો બાબદમા દમ ન હોય તો પણ તેઓ રસીલા બને છે કાઇ પણ બાબદમાથી, પુરૂપના ગુણ દોશમાથી એવણ ઝટ incongruity શોધી કાહાડવામા ખરેજ કુશળ છે, અને તે શોધી કાહડી વાચનાર મનસુખ પોતાની રમુજી ભાષામા રજુ કરતાજ આપણને ખુશી તેમજ અજાયબી ઉતપન થાય છે એમના લખાણની મારે માટે તો એ મુખ્ય મઝા છે, અને તે હુ' "કૌતક સગ્રહ," જે લગભગ વીસ વરસ પર પ્રગટ થયો હતો, ત્યારથી લખાણતો આવ્યો છુ અલબત humour સમજવા અને તેની ખુબી પીછાણવા માટે વાચનારે પણ પોતાનો હીસ્સો આપવો જોઇયે પણ એ બાબદમા આપણા કર્તા કાઇ સાધારણ સમજ શકતીથી વધુ વાચનાર પાસ માગતા નથી

મારે કર્તાના આ ગુણોની બાબદમા સહેજ ખોલાસાથી ઉતરવાની જરૂર એટનાજ માટે છે, કે ઉપર વર્ણવેલા ગુણો કર્તાના આ છેલ્લા બે દફતરોમા તેના પુર બાહારમા દીશે છે આ ગ્રથ પુખ્ત ઉમરે લખાયલો છે, એટલે એમા આગલા સઘળા પુસ્તકોના ગુણો તેઓના સઉથી પાકા રૂપમા દીસે છે કાસમીરની મુસાફરીનુ પુસ્તક જે લગભગ પદર વરસ ઉપર રમાયુ હતુ, તે પુસ્તક જો આપણે આ નવા મુસાફરીના પુસ્તકો સાથ સરખાવશુ તો જણાશે કે કર્તાએ એ વરસો દરમ્યાન શુ સુધારો વધારો લખાણના ગુણોમા કર્યા છે માણસને પીછાણવાની શકતી જે આગના પુસતકમા પણ દીસે છે તે હાવ ઘણી તીક્ષણ થયલી લાગે છે અને humour પણ ઘણો ઘાડો અને ચોકસ ઉચી પ્રકારનો થયો છે નામીચા થાકરીએ એવા લખનાર વીશે સરસ રીતે કહ્યુ છે કે

The humorous writer professes to awaken and direct your love, your pity, your kindness—your scorn for untruth, pretension, imposture, your tenderness for the weak, the poor, the oppressed, the unhappy,—besides your mere sense of ridicule. To the best of his means and ability he comments on all the ordinary actions and passions of life almost. Accordingly, as he finds and speaks and feels the truth best, we regard him, esteem him, sometimes love him.

હું ધારૂંછ કે એક humourist ના આવા વધારે ઉંચા ગુણો માંહેલા કેટલાક આપણા કર્તામાં માલમ પડશે, અને એમ કહેવું એ એમની મોટામાં મોટી વખાણ છે. સાહીત્યના એક ઘણા અગત્યના વીભાગમાં એઓએ આટલી ફતેહ મેળવેલી જોઇ દરેક જણ ખુસી થસે. ખરેખર humourous સાહીત્ય આપણા વચ્ચે ખીલવવા બલકે ઉત્પન કરવામાં મી૦ મર્ઝબાને એક પહેલ કાઢનાર, pioneer નું કામ બજાવ્યું છે, જેની ઘટતી કદર હવે પછીની ઓલાદ માટે મુજવાનું આપણે સલામતીથી સોંપીશું. ખુદ હાલમાં પણ કેટલેક ઠેકાણે એમની આ બાબદમાં નકલ થવા લાગી છે, તેજ બતાવે છે કે એવણે વાવેલાં બી હાલની ઓલાદમાં પણ ફલ આપવાની આસા રખાવે છે.

આ પુસતકોમાં કર્તાએ નવા નવા બનાવો જે રીતે વર્ણવ્યા છે તે વીષે અમને કશું બોલવાની જરૂર નથી, વાંચનાર

તેની કદર સારી રીતે બુઝશે પણ ભાષા વીશે એટલું કહીશું કે તે તદન કુદરતી અને બનાવો અને અજ્ઞોને અનુભગતી છે. એક પુરૂષને દરમાવત્રામા કર્તા જેગ્ગી તેની પોતાની સ્થીવીની ભાષા વાપરે તેટલો તે પુરૂષ જાણે પોતે આપણી આગળ ઉભો હોય એમ વાંચનારને લાગે એવી ભાષા વાપરવાની ખુબી નામીચા ઇંગ્રેજી લેખક રડયાર્ડ કીપલીંગ, જેની ઘણી વેળા મી૦ મર્ઝબાન મને યાદ આપે છે, તેને અચ્છી રીતે દરસાવી છે એવી ભાષા વાપરવી એક લેખક માટે સહેલ કામ નથી એમા કોઇક વખ્ત slang નો પણ ઉપયોગ કરવો પડે છે Slang અને colloquialism નો બરાબર પ્રસંગોપાત ઉપયોગ કરવો એ એક લખનારનું બહુ ખીકટ કામ છે અંગ્રેજી slang જેમ રડયાર્ડ કીપલીંગ વાપરે છે, યા ગુજરાતી slang જેમ આપણા કર્તા અતરે વાપરે છે, તેમ વાપરયુ હોય તો તે એક સાહીલનું બળવાન હથીયાર થઇ પડે છે પણ જો રૂસ્તમનો ગુરજ ગુગ્ગીન ઉપાડવાની કોશેશ કરે તો છબરડો થાય એ સાધારણ લખનારે ધ્યાનમા રાખી એ બાબદમા વગતુ, એમ અતરે કહેવાની જરૂર નથી

આ સઘળા ઉપરથી વાચનાર જોશે કે આ એક સાધારણ મુસાફરીનુ પુસ્તક નથી, પણ ઉંચી જાતના સાહીલનુ પુસ્તક છે, જેમા કર્તાએ પોતાના મગજ ઉપર યુરોપની મુસાફરી દરમ્યાન નીહાલેલા દેખાવો અને ભેટેલા પુરૂષોએ જે છાપ માર્યો તેનો પોતાની કરામતી ભાષામા વાચનારના મન ઉપર પડછાયો નાખવાની કોશેશ કરી છે બાજે વખ્ત તો જાણે આપણે પોતેજ કર્તા સાથ મુસાફરી કરતા હોઇયે એવુ લાગે છે કર્તાએ મુસાફરી દરમ્યાન

પોતાની કલમ નોધ લેવામાં ઘણી મસગુલ રાખેલી દીસે છે, તો જો કે સઘળો સીલ સીલાબંધ હેવાલ અહીં પાછું ફર્યા બાદ લખેલો છે. એ લખનારે પોતાની કલમ જોડે જો પેનસીલ પણ મુસાફરી દરમ્યાન ઉપયોગમાં લીધી હતે, તો આપણને એમના ચીત્ર કળીના નમુના આ પુસ્તકમાં જોવાના મળ્યા હતે, કે જેવા આગલાં પુસ્તકોમાં અકસર કરીને "કૌતક સંગ્રહ" માં એવણે આપ્યા છે. તેથી કરીને હાસ્યરસ એક વધુ તત્વ આમેજ થતે, અને હું ધારૂં છું કે ચીત્રોમાં ખરાપણું પણ વધુ ઉમેરાયલું જોવામાં આવતે. તેને બદલે સુંદર 'પ્લેટો' ની હાર-માળા આ પુસ્તકને શોભાવે છે તે સાધારણ નજરને માટે ઓર વધારે દીપકમાન દીસશે. પણ હું મી૦ મર્ઝબાનની ચીત્ર-કલમ ને ચીત્રોમાં ચીજો અને બનાવોની હાસ્યરસ બાજુ દરશાવવાની ખુબીનો વખાણનાર છું, અને એટલા માટે એવાં ચીત્રોની ગેરહાજરીથી દલગીર થયો છું.

બીજા એટલા માટે હું આ સુંદર "પ્લેટો" ને લીધે દલગીર છું, કે તેઓ આ પુસ્તકોને એક મુસાફરના ભોમયાની ચોપડીનું રૂપ આપે છે; અને મેં ઉપર જણાવ્યું તેમ આ પુસ્તકો એવી ચોપડી કરતાં વધારે ઉંચી કીસમનાં છે. કદાચ કેટલાકો એ દફતરોને એવા ભોમયા યા guide-book તરીકે પણ વાપરશે અને ખરેખર તે એવી રીતે ઉપયોગી પણ થઈ પડશે. પણ આવાં ચીત્રો આવા લખાણ સાથ આવે તેમાં સેજ incongruity દીસે છે, જે મારા મીત્ર જેવાની એવી બાબી રીપેની લાગણી અતી તીક્ષણ છે તે સેહલથી સમજી શકશે.

બાપા અને એબારત વીસે લખતાં અત્રે હું આ પુસતકનાં પહેલાં પાના ઉપર વાંચનારનું ધ્યાન ખેંચીશ,

જ્યા ઘણી સુંદર રીતે કર્તાએ લગભગ એક સદી ઉપરની આપણા પારસી વડવાઓની લખવાની ઢબની આબેહુબ નકલ કીધી છે એ બે સફામા જાણે મી૦ જહાંગીર મર્ઝબાને પોતાના બપાવા પ્રખ્યાત ફરદુનજી મર્ઝબાનના લખાણની યાદ દેવાડી છે આ આગલી ઢબની ભાષા આજે આપણે સુધારી છે પણ કેટલીક રીતે એ આપણા વડવાઓની એબારત આપણને ખરેખર નકલ કરવાજોગ છે જે સાદાઇ અને સરળતાના ગુણો વીશે મે ઉપર લખ્યુ છે, તે ગુણો એ વડવાઓમા મોટે દરજ્જે હતા અને તેમની લખાણોને શોભાવતા હાલના artificial જમાણાને એ સાદાઇ રૂચતી ન હશે, પણ તે ખરેજ એક સાહીત્યની શોભા છે ઇંગ્રેજી સાહીત્યમા ત્રણસો વરસો પરના જે એલીઝાબેથન લખનારાઓ એવી સાદાઇ માટે વખણાયલા હતા, તેઓનો ગઇ ઓલાદના કેટલાક પારસી લખનારાઓ સાથ એ બાબદમા મુકાબલો થઇ શકે આજે પણ આપણા કેટલાક નામીચા અંગ્રેજ લેખકો એ એલીઝાબેથનોની નકલ કરવામા માન સમજે છે હુ ઇચ્છુ છુ કે આપણા પારસી લખનારોની એબારતમા ફરદુનજી મર્ઝબાનના જેવુ કુદરતી સાદાપણુ અને લખાનનુ સીધાપણુ વધારે આમેજ થાય

આપણા વડવાઓ ખ્વાસે બોલા હતા, અને એ બોલાપણાનો પડછાયો તેઓના લખાણોમા બરાબર પ્રગટ દીસે છે તેઓ જેમ વીચારતા તેમ બોલતા અને સીધુ લખતા તેઓ કોષમાથી કઠણ બોલો તાલવી કાહડી પોતાની ભાષા હાથે કરી અઘડી ને અજાણી બનાવતા ન હતા તેઓના જમાનામા કોષ હતોજ નહી કોષ તો આપણે

મોટે ભાગે તેઓનાં પુસતકો ઉપરથી ઉ[illegible] છે. કોષ એક અતી ઉપયોગી પુસતક છે તેમાં શક [illegible] આપણામાં સાહીત્ય બગાડવાનું અને artificiality વધારવાનું તે એક મુલ થઇ પડયું છે એમ કહી સકાસે. હું લગભગ ખાત્રીથી કહી શકીશ કે, આપણા કર્તાએ પોતાનાં વીશ પુસતકો લખતાં વીસ વરસ દરમ્યાન ભાગ્યે વીશ વાર પણ કોષ ઉઠલાવ્યો હોય. આજના આપણા કેટલા લખનારાઓ માટે એમ કહી શકાસે? તેઓમાંના કેટલાકો તો કોષ છે તેથી નો લખાન કરી શકે છે; અને જો વાંચનાર પાસ કોષ ન હોય તો તેઓનાં લખાણો સમજી ન શકાય અને અભડાઈ ઉપર જરૂર ધુલ ખાતાં મુકવામાં આવે.

છેલ્લે હું એક બાબદ વીશે ઈસારો કરી આ દીબાચો ખતમ કરીશ, અને વાંચનારને આ પુસ્તકો વાંચવાનું શરૂ કરીને માહેલો મઝા ચાખતા વધુ વાર થોભાવીશ નહી. મેં કેપે વાંચયું છે કે આ ગ્રંથ, કર્તા પોતાનો છેલ્લોજ ગણે છે. અને હવે કલમ બાજુએ મુકવાનો વીચાર રાખે છે. હું ધારચું છું કે એમાં ભુલ હશે અને મારા મીત્ર હજુર બીજા ઘણા ગ્રંથો પ્રગટ કરશે. એઓ જ્યારે બીજાં કામમાંથી ફારેગ થાય અને આસાયસ શોધે, જે મેળવવા માટે તેઓ હવે પુર લાયકાત ધરાવે છે. પણ સાહીત્યનાં ખેતરમાં તો આવી આસાયેસ એઓને માટે તેને વધુ ખીલવવા એક અધુ સાધન થઇ પડવી જોઇએ. બીજાં કામથી ફારેગ થવું એટલે તો સાહીત્ય માટે વધારે ઉમંગી બનવા જેવું છે. ૬ તેમજ આપણો વાંચક વર્ગ આસા રાખે

જ્યા ઘણી સુંદર રીતે કર્તાએ લગભગ એક સદી ઉપરની આપણા પારસી વડવાઓની લખવાની ઢબની આબેહુબ નકલ કીધી છે એ બે સફામા જાણે મી૦ જાહગીર મર્ઝબાને પોતાના બપાવા પ્રખ્યાત ફરદુનજી મર્ઝબાનના લખાણની યાદ દેવાડી છે આ આગલી ઢબની ભાષા આજે આપણે સુધારી છે, પણ કેટલીક રીતે એ આપણા વડવાઓની એબારત આપણને ખરેખર નકલ કરવાજોગ છે જે સાદાઇ અને સરળતાના ગુણો વીશે મે ઉપર લખ્યુ છે, તે ગુણો એ વડવાઓમા મોટે દરજ્જે હતા અને તેમના લખાણોને શોભાવતા હાલના artificial જમાનાને એ સાદાઇ રૂચતી ન હશે, પણ તે ખરેખર એક સાહીત્યની શોભા છે અંગ્રેજી સાહીત્યમા ત્રણસો વરસો પરના જે એલીઝાબેથન લખનારાઓ એવી સાદાઇ માટે વખણાયલા હતા, તેઓનો ગઇ ઓલાદના કેટલાક પારસી લખનારાઓ સાથ એ બાબદમા મુકાબલો થઇ શકે આજે પણ આપણા કેટલાક નામીચા અંગ્રેજ લેખકો એ એલીઝાબેથનોની નકલ કરવામા માન સમજે છે હુ ઇચ્છુ છુ કે આપણા પારસી લેખકોની એબારતમા ફરદુનજી મર્ઝબાનના જેવુ કુદરતી સાદાપણુ અને લખાણનુ સીધાપણુ વધારે આમેજ થાય

આપણા વડવાઓ ખવાસે ભોલા હતા, અને એ ભોલાપણાનો પડછાયો તેઓના લખાણોમા બરાબર પ્રગટ દીસે છે તેઓ જેમ વીચારતા તેમ બોલતા અને સીધુ લખતા તેઓ કોષમાથી કઠણ બોલો તાલવી કાહડી પોતાની ભાષા હાથે કરી અઘડી ને અજાણી બનાવતા ન હતા તેઓના જમાનામા કોષ હતોજ નહી કોષ નો આપણે

મોટે ભાગે તેઓનાં પુસતકો ઉપરથી ઉ[illegible] થયો છે. કોઇ એક અતી ઉપયોગી પુસતક છે તેમાં શક[illegible] પણ આપણામાં સાહીત્ય બગાડવાનું અને artificiality વધારવાનું તે એક મુલ થઇ પડ્યું છે એમ કહી સકાસે. હું લગભગ ખાત્રીથી કહી શકીશ કે, આપણા કર્તાએ પોતાનાં વીશ પુસતકો લખતાં વીસ વરસ દરમ્યાન ભાગ્યે વીશ વાર પણ કોષ ઉઠલાવ્યો હોય. આજના આપણા કેટલા લખનારાઓ માટે એમ કહી શકાસે? તેઓમાંના કેટલાકો તો કોષ છે તેથી તો લખાન કરી શકે છે; અને જો વાંચનાર પાસ કોષ ન હોય તો તેઓનાં લખાણો સમજી ન શકાય અને અભડાઈ ઉપર જરૂર ધુલ ખાતાં મુકવામાં આવે.

છેલ્લે હું એક બાબદ વીશે એસારો કરી આ દીબાચો ખતમ કરીશ, અને વાંચનારને આ પુસ્તકો વાંચવાનું શરૂ કરીને માહેલી મઝા ચાખતા વધુ વાર થોભાવીશ નહી. મેં કોઇ વાંચ્યું છે કે આ ગ્રંથ, કર્ત્તા પોતાનો છેલ્લોજ ગણે છે, અને હવે કલમ બાજુએ મુકવાનો વીચાર રાખે છે. હું ધારું છું કે એમાં ભુલ હશે અને મારા મીત્ર હજુર બીજા ઘણા ગ્રંથો પ્રગટ કરશે. એઓ ભલે બીજાં કામમાંથી ફારેગ થાય અને આસાયસ શોધે, જે મેળવવા માટે તેઓ હવે પુર લાયકાત ધરાવે છે. પણ સાહીત્યના ખેતરમાં તો આવી આસાયેસ એઓને માટે તેને વધુ ખીલવવા એક અછુ સાધન થઇ પડવી જોઇયે. બીજાં કામથી ફારેગ થવું એટલે તો સાહીત્ય માટે વધારે ઉમંગી બનવા જેવું છે. હું તેમજ આપણો વાંચક વર્ગ આસા રાખયે

છીયે કે હજુ બીજા વધુ ગ્રંથોમાં પોતાનો પાકત અનુભવ અને કેસાયલી કલમનો લાભ એ લેખક આપણને આપતા રહેસે થાકરેના બોલોમાં હુ આસા રાખુ છુ કે આપણા કર્તા will continue to awaken and direct our love, our pity our kindness, our scorn for untruth, pretension, imposture, our tenderness for the weak, the poor, the oppressed, the unhappy —as well as awaken our sense of ridicule, and make us laugh

રૂસતમજી પે. ફરફરયા.

તા૦ ૨૨ જુનાઈ ૧૮૦૬



# મોદીખાનાથી મારસેલ્સ.




## ચાલો મારી સાથ!

* * *

આ સતરોને વાંચનારા સાહેબોની ખેદમતે ઝીશઆદતમાં કમતરીને બંદગાન, ખાકપાએ જરથોસતીઆન, ફકીર, હકીર જાંહાંગીર બેહેરામજી મરઝબાન જાહેર કરે છે કે—(ઉપરનું મોટે ભાગે તકરામચીમ છે!)—હાલમાં આપણા લોકમાં ઘણાક મેહેસુરી રંગના ટોપીવાળાઓ શ્રી વેલાયત જાય છે અને પોતાના જાતજાતના તજરૂબાતની તરેહ કીસમની જબાનમાં સરફરાજી લે છે. મગર તમારા નોકરનો એરાદો એ મીસાલ છે કે સેંટપાલનું દેવળ કેટલું ઉંચું છે ને ઇમારતો કેવી ખુબસુરત છે તે વગેરે મમાઅવ્વાના સાલનું છુંદાઇને કપડછંદ થઇ ગયલું દાસતાન ભેજાં પર વરમ આવેલા ઉલ્લુઓને માટે રહેવા દઇને, રમુજ કરાવતો, હસાવતો, બેહેલાવતો હું મારા રફીકોને મારી સાથે શ્રી વેલાયત સુધી લઇ જાઉં ને ત્યાંની એકેકી વાત એવી લગાઉં કે ગોયા તું પોતે જઇ આવયો હોય એમ માને ને તે દાદારના શોકર કરે. આ કમીનો કલમબાજ, વાંચનાર ઓસતાદોથી પનાહ માંગે છે કે હરગેઝ કોઇ વાતનું ઓછું લાવવું નહીં,

પણ જેટલા વાના પીરસાય તે ઉપર ગનીનત કરી ખુશાલ રહેવુ  જાહેર કરૂ છુ કે શ્રી વીલાયત, એવમ હેકનતના કામેલ છે ને ત્યા ખોદાતાલાની પેદાયશની ખુબી ઓર તરેહથી રેલાબંધ ઉતરી છે  એ ખુબીઓની પીછાનત જેહેબ અને નાદાની તથા ગુમરાહીને દુર કરનારી છે એના વીચારથી ઘણાક દાનેશમદો અને બીરાદરોની ખાએસથી હકીરે આ કલમ પાછી ઉપાડી છે  મગર તાબેદારની  અરજ છે કે આ લખાણ કાઇ કહાણી કીસસા અથવા કલ્પીત વાતોનુ નથી પણ ખુદ બખુદ બનાવોની જીકર છે જે વાચવાથી દેલ આઇનાની મીસાલ રોશન થશે ને ઘેલા ને નકામા માલેતુજાર ખેઆલો જે અકકલ કબુલ નહી કરે તેના દેમાગમાથી અલગ થશે હવે મારૂ બેઆન શરૂ કરૂ છુ તે અગાઉ જાહેર કરૂ છુ કે આ કટારો વાચેઆથી કેટલીક બીના હાલના આપણા ટુંકા ખેઆલથી નહી માન્યામા આવે તેવી લાગશે, પણ તેથી અચરત થવુ નહી ને ખોદાતાલાની તોફીક જાણવી—એજ અરજ

ત્યારે સાભળો દાસતાને દેલરૂબા  બચગીથી વેલાયતના ચીત્રો જોયલા ને રંગીન સટાકા સાંભળેલા એટલે જ્યારે બાવીસ વરસનો થયો કે દેલ આઝોર્દે થયુ કે કયારે હુબી આ પરીઆનો મુલક નજરે જોઉં અમારા મુરબ્બી જીનત ગુજીન બેહેરામજી મરઝબાનના દફતર આશકારા છાપાખાનામા હુ જનમથીજ પળેલા, મરહુમ

બમનજી પેસતનજી માસતરના ખોળામાં રમેલા, શેઠ દાદાભાઇ નવરોજજીનાં ગુડણ આગળ ભમેલા અને બેહેસતીઓ જહાંગીર બરજોરજી વાછા, નવરોજજી ફરદુનજી, સોરાબજી બંગાલી, વગેરે સાથ ભળેલા એટલે રાતોદીન વેલાત, વેલાત ને વેલાતની વાતોથીજ કાન ભમાઇ આવેલા હતા—ગોયા એ આફીસ વેલાતી પારસીઓના મેળાવડાનુંજ મુખ્ય મુકામ હતું.

પણ, જર ચાહે સો કર, બીન જર બકવા મત કર. દોલતમાં કીડા પડેલા એટલે વેલાયતની વાત વામાં ટીંગાઇ રહી અને ખ્યાલ કીધો કે હવે તો જે થાય તે–પરણીને ઠરીઠામ થવા પછી જોઇ લઇશું. પરણ્યા કે જોખમદારી વધી. "બુચા, મોટો થા, તુને પરણાઉંછ," એવી આશામાં ને આશામાં આજ કાલ કરતાં ૧૯૦૪ના ખ્રીસતી મુબારક સાલના એપ્રીલ માસની તા૦ ૨૧ મીએ આખરે દીલની ઉમેદ બર આવી. કુટુંબથી કોઇવાર બે મહીના છુટા પડેલા નહીં, તેમજ આખ ઉપર "આપરેશન"ની ધમકને લીધે છ મહીના કેમ જશે તેનો ધસકો તો પડયો, નાકે જીભ શા કામ લગાડું? પણ એક વેલાયતી મીત્ર છાતીએ હાથ દેવાડયો કે "છટ, નોનસનસ, મુંબઇથી પુને જવા કરતાં મુંબઇથી લંડન જવાનું વધારે સેહેલું છે." આ સરખામણી રામબાણ ખરી—ફક્ત નવાણું ટકા બાદ.

કઇ આગબોટમા જાઉં. પી. એંડ ઓ., કે ફ્રેંચ લાઇન, કે ઇટાલીયન લાઇન, કે આસ્ત્રીયન લાઇન? કેહજે પી

એંડ ઓ.માં તો ચલે જાવ બલે જાવ હીંદુસતાનના ખાઈ બદેલા ઈગ્રેજો ઘણા જાય છે. ત્યાં આપણે કોહેલાં ઈંડાની દાળની પેઠે દદરીઆ કરીએ ને ભાવ પુછાય નહીં; વળી ઉતારૂબી પાંચસે છસે એટલે ત્યાં મારા જેવા 'ઓલ મેન'નું કામ નહીં. ઘણો અંદેશો કરી ફ્રેંચ બોટ મીસાજરીસ કુા. ની "ઓશીએના" પસંદ કીધી. આ ફ્રેંચ કુા. ના એક કારભારીબી જરથોસ્તી હતા એટલે એઓ સાહેબની મેહેરબાનીથી કેબીનબી સ્ટીમરના મધ્ય ભાગમાં હતી—૧૧૭૦ રૂપીઆ કપાળે ચોંટયા. ફર્સ્ટ ક્લાસ, આવજાની ટીકીટ, બે વરસમાં પાછું ફરવાનું અને મારસેલ્સથી લંડન સુધી ફર્સ્ટ ક્લાસ રેલવે સુધાં ઠીક છે. ગાજ્બ બેશોમાર, વાઈન બેઅખતીઆર, ડેક ઉપર આપ સુખતીઆર. પણ કપડાંનું કેમ? કોઈ કેહજે અરરર, રેડ સીમાં રબરના તળીઆંનાં શુઉ ચાલેજ નહીં, રબર બધું પીગળી જશે ને કપટાન ફૂકડી મરશે. બીજો કેહ અંહંહહં, રાતના ટેબલ ઉપર રેશમી કાલરવાળો ઇવનીંગ કોટ જોઇયે ને જોઇયે. ઇવનીંગ ડ્રેસ કોટ તે શું, સમજયા કે? પેલા ચલ્લીની પાખ જેવો પછવાડેથી



આમ છેડો અગાડી હેલ જેવો આવે છે તે. વળી ત્રીજો ફડે ફલાણું જોઈશે ને ચોથો કહે ચલાણું જોઈશે. આમ ચોતરફથી બધાએ ગભરાવી માર્યો. આપરે પડીઆ ઓલીઆ એટલે થોડું મીઠું થોડું ખાટું થોડું મોળું આમ ગોઠવીને તઈયાર કરયું તો બી રૂ ૭૦૦ની રૂમડી ઉઠી. ખાંડી દસેક સદરા લીધા, ને આઠ વરસ ચાલે એટલાં મોજાં, ઉતર ધ્રુવપરબી ગરમી પડે એવી સઘળી સામગ્રી લીધી ને આઠેક પેટીની વેઠ ઉઠાવી. ભાઈઓ, જો તમે કોઈ દહાડેબી જવાના હો તો મારૂં માનજો હું તમને સીધે રસ્તેજ દોરવીશ.

વેલાયત જઈ આવેલાઓએ મને જે રીતે ભડકાવ્યો હતો તે ઉપરથી પહેલાં તો મને લાગ્યું કે ડેક ઉપર પગ મેલશું ત્યારથી તે યુરોપમાં ઉતરશું ત્યાં લગણ મારા તરફ નીહાળીને જોયા કરવા સીવાય બીજા બધા ઉતારૂઓને કાંઈ બીજું કામજ ન હશે. પણ—તીસ તીસ ધરરરર—નંબર વન! ગોરા ઉતારૂઓ તો જેમ ગમે એમ ડગલા ને ચાહે તેવા બુટ પહેરીને ઉતરી પડ્યા હતા. માત્ર ફરક એટલોજ કે રાતના સલુનમાં જમવા બેસતી વેળાએ કોઇબી જાતનો કાળો ડગલો જોઈયે. ને જો ઈંગ્રેજી ફાસીન કોટ હોય તો માથે ટોપી રખાય નહીં. તમારા દેશી પહેરવાસમા બેસો નો કાંઇબી નહીં. અમારા એક મીત્ર કાળો ડગલે ને માથે કાળી મખમલની ટોપી પહેરીને બેઠા તો કપડાને છુપી રીને સ્ટેવાર્ડ

ખરૂ કે "સઝુનના લેડીઓ છે માટે ટોપી ઉતારવી જોઇયે" ત્યારે જો તમારે ખુશાલ, કાઇબી વીપતી વીના, ઇગ્રી મુસાફરી કરવી હોય તો કોઈનુ માનીને હાઉસ્સન આઉસ્સન ઉપાડતા ના નીચલી વીગતો બહુજ પુરતી છે.

બે મધયમ કદની ત્રંગે વાળી થઇ ગઈ બને ત્યા સુધી એવી લેજો કે કાન પડે તો તનારે પોતાથીબી ઉંચકી શકાય. એનુ કારણ હુ પાછળથી સમજાવીશ સાથે એક છત્રી ને લાકડી તથા એક કાળો ઓવરકોટ અને એક ઓઢણી હવે ત્રકના શુ શુ લેવાનુ તે વર્ણવુ છુ છ મહીના રહેવુ હોય તો સદરા છ ઘણા થયા કારણ કે સુએઝ છોડ્યુ કે પછી આક દહાડેબી નાહવાની તવબ પતી નથી અને જ્યા જાઓ ત્યા ૨૪ કલાકમા તો જોઇયે એવા કપડા ધોઈ આપે છે કાલર વગરના ગરમ શર્ટ ૨, ગરમ મોજા ગુટણ સુધીના જોડી ૧, કાળા સાધારણ સાક્સ જોડી છ, સ્લીપીંગ સુટ ફ્લાનલના ૨, કાલર દજન ૧, બાહેના કફ્સ દજન ૧, છાતીના ફ્રાલ્સ ફ્રનટ્સ દજન ૧, રૂમાલ દજન ૧, દીવનુછતુ ૧, ફ્લાનલનો ડાક્ટર યેગરનો ગરનસીફ્રાક ૧, કાળા ટાઇઝ ૩, સફેદ ટાઈઝ ૩, સાબુ કટકો ૧, તુથ બ્રશ, નેલ બ્રશ, હેર બ્રશ, મજન, બે ત્રણ વાચવાની ચોપડી, ધાણીખાણી ઉપર ઘણુ હેત હોય તો લખવાના કાગળ અને ક્વર, મની બોલર હેટ ૧, કાળો સુટ ૧, ગ્રે સુટ ૧, બુટ લેસના કાળા જોડી ૧, બ્રાઉન શુઝ

જોડી ૧, તમારૂ ઘડીઆળ તથા કારડ કેસ અને સેવટે જીંદગીના મોટા મહારાજ–પઈસા–પઈસા–પઈસા. અલબતાં તમે પુછશો કે આમ જીવપર જોરાવરી કરવાની કાંઈ જરૂર? પણ તમે આગળ ચાલતાં જોશો કે એ જોરાવરી નથી પણ ખુશાલી છે. મારી સાથે ટ્રેનમાં એક વાર એક અમેરીકન મળી ગયો તે છેક ન્યુયોર્કથી બેઠો હતો અને હાથમાં એક હેંડબેગ સીવાય તેનો બીજો કશો લગેજ હતો નહીં.

હવે સામાન જે સાથે લેવાનો તેનો ખરો ખ્યાલ આપું છું. કંપનીમાં સટીમરવાળા ઓઢણી, તકીયા, ચાદર વગેરે આપે છે પણ કદાચને ટ્રેનમાં મુસાફરી કરવી પડે અને ઠંડી ઘણી લાગે તે માટે એક ઓઢણી રાખેલી સારી. સામાન જેમ બને તેમ થોડો એટલા માટે કે કોનટીનેનટલ ટ્રેનોમાં ઉતારૂના માથા ઉપર જાલીમાં જેટલો સમાય તેથી ઉપરાત લગેજ લેવા દેતા નથી અને જ્યાં જ્યાં ઉતરવું અથવા બદલવું પડે ત્યાં કોઈવાર પાંચ મીનીટના ટાઈમમાં દોડાદોડી કરવી પડે એટલે આપણે ભાશાથી અજાણ્યા માટે પોરટર મળે કે ન મળે. ઘણીવાર ઊચકી હાથપર ઉપાડીને આપણને પોતાનેજ કુતરાંની પેઠે દોડવું પડે છે તે યાદ રાખવું. સદરાને માટે ખુલાસો કરૂં છું કે સવેઝ સુધી દરરોજ બદલવો પડશે પણ પછી તેનો આઠ દહાડેબી વારો આવતો નથી કારણ ઠંડી એટલી કે કપડાં ક્હાડવાનો ખ્યાલજ ન

આવે, ને આવે તો એક "બાથ"નો ચાર્જ ૧ શીલીંગ ૬ પેનસ, લગભગ સવા રૂપીઓ, એટલે ખ્યાલ આવેલોબી નાહ્યસી જાય. ગરમ શર્ટ માંહે પહેરીને ઉપર કાલર બદલયા કરયો અને "ફ્રાલ્સ ફ્રનટ" તથા કફ્સ બદલયા કરયા એટલે એક વરસબી ચાલે. ચોક્સ સફેદ ફ્રનટ એવા આવે છે કે પહેલાં ઉપરથી પહેરીને પછી તેને ફેરવી નાખીને નીચેથી પહેરાય પછી પાછલું પડ આગળ થાય, એમ ચાર વખત બદલાઈ શકાય. આ કાલર, કફ અને ફ્રનટની ખુબી એ છે કે ઘણીજ થોડી જગા રોકે છે અને જ્યારે જોઈયે તયારે નવા ને નવા. લંડન જવો અને ધપધપ કુંપનીમાં ભેળાવાના હો તો ડ્રેસ શર્ટ અને ફ્રાક કોટ અને ચીમની હેટનું કામ પડશે પણ ત્યારની વાત ત્યારે. અહીંથી એ બલાએ આફત ઘસડી જવાની કશી જરૂર નથી, અને રસતે કાંઇ કામ લાગવાનુંબી નથી. પણ કેટલાકો ધાસ મારે છે કે મુંબઇનાં સીવેલાં કપડાં લંડનમાં ચાલે નહી ને બધામાં હસી થાય તે બધું હંબગ છે. બીજાઓનું સાભળી હુંબી મુર્ખ બનયો ને બેડહામ પાઇલ તથા ચાદાભાઈ અને મેહેતા બ્રધરસને સારી પેઠે ખટાવયા. લઇ જવાનો હેલપટો પડયો એ ખરી વાત પણ કપડાંની સ્ટાઇલ બાબે કોઇનું જરાબી ધ્યાન ખેચાયું નહીં, બલકે કેટલાકોએ તો મુંબઈની બનાવટ ઘણી પસંદ કરી અજાયબી દેખાડી. પણ અહીંથી લઇ જવા કરતાં ત્યાંજ ખપ પડે તેમ બનાવી લેવાય તો પીડા ઓછી.

પઇસાને માટે જાણવું કે સરવેથી સુગ્રા અને સલામત માર્ગ એ છે કે સાથે પચાસ પાઊંડ રોકડ ઘણા થયા. ઇંગલંડની ગીની આખા યુરોપમાં ચાલે છે અને કશી અગવડ પડતી નથી. દર માસે રૂ ૭૫૦ નો ખરચ ગણશો તો ફ્રુસટ ક્લાસ રહી શકશો. તેમાં હોટેલ, ટ્રેન, બક્ષીશ, નાટક ફાટક સઘળું સમાઇ ગયું. એ હીસાબે જેટલા માસ રહેવું હોય તે મુજબ નાણાની ગોઠવણ કરવી. અગ્રેવાળા કુક એંડ સનસને ત્યાં રૂપીઆ ભર્યાથી તે લોક 'સરકયુલર નોટ' આપે છે જે આખા યુરોપમા ચાલે છે અને ઘણીજ સગવડ ભરેલી છે. ચોરાઈ જાય તોબી ચીંતા રહેતી નથી કારણકે તમારી પોતાની સહી વગર પઈસા મળતા નથી અને તમારી સહી નમુના પ્રમાણે તે લોક તપાસી લેવાની ખુબ હુશીયારી રાખે છે. મે બે ચાર રીતે પઈસા રાખ્યા હતા પણ આ સરકયુલર નોટ સર્વેથી ઉત્તમ જણાઇ. મારી કથાનું ખરૂં મંડાણ કરવા અગાઉ આ થોડાક શરૂઆતના ટાહુકાની જરૂર હતી પણ હવે હું ખુદ મુસાફરીના રોહમાં ઝોકાવીશ અને તેમાથી જેટલું ગળયું લાગે એટલું ચાખી લેજો ને બાકીનું ફેંકી દેજો.

પણ વીલાયત સુધી જશો તો કોઈને કાંઈ ભેટ સોગાદ આપશો કેની? થોડી ઘણી સામગ્રી જરૂર જોઇશે, કારણ કે યુરોપનો મુલક ખુદ "બક્ષીસ" ના ધોરણ ઉપર ચાલે છે. યાદ રાખવું કે યુરોપની બનાવટની ચીજ તરફ ત્યાં

કોઈ આંખીને જોતું નથી. હીંદુસતાન તરફની ચીજ ઉપર જાનફેશાની છે. જેમ વધારે કદરૂપું જેવું હશે તેમ વધારે તેપર જીપલાં મરાશે. તમે પુછશો કે તેવી ચીજ શું તેનો કાંઇ ખોલાસો તો આપો. દાખલા તરીકે કોઇ બાવા આદમના વખતની કસબી દોરની ભરેલી જુની કાસીનની ટીલીની કોર હોય તો તેના પટા બનાવીને રૂપીઆ બેએકનું કચછ વર્કનું ચાંદીનું બક્કલ લગાડ્યું કે તેની કીમત ત્યાં પચાસ ઘણી ગણાશે. આગ્રાના તાજમહાલના ચચાર રૂપરડીના મોડલ આવે છે તેની ત્યાં કીમત પચાસ. બનારસ અથવા નાસકની પીતળની થાળીઓ અહીં સવા રૂપીએ શેર તો ત્યાં પચ્ચીસ રૂપીઆ. ભુલેશ્વર આગળ નાના નાના પીતળના ખોદાયજીઓ મળે છે-કીમત આના છથી રૂપીઓ દોઢ. આ ગણેશજીઓ અને હનુમાનજીઓ ઉપર ત્યાં. તુટાતુટ પડશે. ધ્યાનમા રાખવું કે પીતળનો કાંઈબી સામાન લઈ જવો તે ચળકતો ને સાફ ન જોઇયે. જેમ કીટાયલો ને કાળો મારી ગયલો હશે તેમ તેની વાખવાખી જયાદા! અગર ચળકતુ હોય તો થોડા દહાડા આગળથી જમીનમા અથવા મટોડામા દાબી રાખયાથી ખાસ્સો પુરાણો દેખાવ પકડશે. અલબતા આ બધી ઠગ વીદયા છે, પણ હું કાંઈ તેની તરફદારી કરતો નથી. જે ખરી વાત છે તે વીસતારૂં છુ. પુનાના ખસખસના પંખા જે મકાઈ બાહુ જેવા આવે છે, તે તેમજ જાપાનીસ પાવલા પાવ-

લાના પંખા ત્યાં ઘણા વખણાય છે. ચાંદીનું ફ્યલ્ગ વર્કનું કામ પણ ત્યાં જીવની જોત જેવું ઉકમાય છે. એવું એવું રૂપીઆ પચાશીકનું ખુરચન ઘણું છે. અલબતાં કોઇ આગળ કીમત કહેવી નહી પણ ભવાં ચહડાવીનેજ વાત કરવી સહી.

હવે આપણી મંજલ શરૂ કરીએ. સ્ટીમર ઉપર જતી વેળાએ કુદરતી રીતે મલતાવીશિકોનું મેહજરૂં ઠીક ભરાયું હતું. તે દીવસે ફુલના પણ ભાવ વધી ગયા હશે, કારણ કે પચાશીક હારડાથી બરડાનો કાંટો વળી ગયો એટલુંજ નહી પણ સરદીનો ભય લેજામાં પેદા થયો. ખેર, વેલાયત જવું છે, કાંઇ કુલ્લીમાંનો ગોળ ખાવાનો નથી. તુટક ઉપર જતાંજ કપતાન સાહેબને ટપલી ઝાડી અને એક મસ મોટા તોરાની વેઠ હતી તે તેવણને સપુરદ કરીને મુફ્તની ભલાઈ ખાટી. આટલા બધા હારડા ને મણ બેને સુમારે ફુલો જોઈને બીચારા ફ્રેંચ ખલાસીઓએ તો નક્કી ધારયું હશે કે આ કોઈ મોટો એમપરર હશે, કે નહી તો ફુલ વેચનારો હશે. લંગર ઉપાડયું ને ભલી "ઓશીઆના" ડાકમાથી ધીમે ધીમે ચાલી. તે વખતનો મગજ ઉપરનો છાપ વીસરાઈ જવાય તેવો નથી. કીનારે ઉભેલા પોતાના અને પારકાના રૂમાલોની હારમાળા અને સડસડ ચાલી જતી આગબોટ! બે મીનીટમાં તો બધું ખલાસ! ચાલો હવે સમુદ્ર માતા, તારે આસરે છીએ.

પહેલા થોડી મીનીટ તો કાંઇ સુઝે નહી ડેકચેરના ઘોડા પડેલા, દોરડાના ઢગ અને પાસીનજરોની ઢગ-ગોથી બધુ ગમગાન મળી ગયુ હતુ કેબીનમા જઈને જોઉં છુ તો મારી સાથવાળાના ને મારા મળી દશેક પાકીજ્સ! ચાલવાનીબી જગા મળે નહી હુ ચાર બુટની જોડ લાવેલો ને તે પાચ! ગોઠવ ગાઠવ કરી રહયા કે જમનાનો ઘટ થયો મેઇટર ડ હોટેલ એટલે વેટરોના વડાને પહેલાથી કહી રાખી એક ચોક્સ જગા કરી રાખેલી ત્યા બેઠા કે ચગરદમ શીરૂ થયુ

મે ફ્રેંચ કુકીગની જે વાત સાભળી હતી તે આબાદ ખરી પડી નરો જાણે આપણા પારસી બાવરચીને હાથનો પકાવેલો તર નનાલો માછલીના પાટીઓ અને દોધીનુ ગોસત વગેરે આબાદ આપણીજ ઘબનુ ઘીમા ગગરતુ દરેક જન આગળ બબે વાઈનની બાટલી મફત ખાઓ ને પીઓ મારા લાલ! હુ ઘણી બારીકીથી નજર રાખતો હતો કે આખી સલુનમા કોઇ એક જનબી સાદુ પાણી પીતુ ન હતુ આ 'વે ઓરડીનેર' પાણીનેજ ઠકાણે જેવી એક બાટલી ખાલી જોય કે 'ગારસો' (વેટર) લાગલી બીજી લાવીને મુકે વાણીબી આસરે દસેક જાતની હતી ઈંડા ચારવેલા, આખી દાળના, પોળા, જે નાગો તે તૈયાર ખરેખાત ફ્રેંચ બોટ ઉપર બચારા પાસીનજરો ખાધાની બાબદમા દુ ખે દહાડા કહાડે છે પણ એક વાત મારા મનમા ઘોળાયા કરે છે

તે મારે અત્ર ટપકાવી લેવી જોઈશે. ફ્રેંચ કુકને હાથે રાંધેલી મેથીની ભાજી ને ગ્રીન પીઝ ઉપર આપણા સાહેબો, હું પોતે સુધાં, તુટાતુટ કરે ને મોહ મટમટાવીને બબ્બે વાર લઇ લઇને ખાય ને એજ વાણી ઘરમાં મેહસતો રાંધીને લાવે તો નાકનું ટીચકું ચહડે. એ તો એમજ તો. ક્યાં ગાંગા શાહ ને ક્યાં ગાંગા તેલી? ક્યાં આપણું મુંબઇનું ઘર ને ક્યાં સ્ટીમરનું ચકચકીત સલુન? અગીયારે વાગાના જોભરવા બેહેલા તે સાડાબારે તર થઇને ઉકયા કે ડેક ચેરની શોધાશોધમાં અડધો કલાક નીકળી ગયો.

જુઓ સાંભળી લ્યો. ડેક ચેર એવી લેવી કે બરાબર પંદર દહાડાજ ચાલે, કેમજે મારસેલ્સ આવી પહોંચતાં તે તો આપણા કેબીન વેટરને બક્ષીંદા કરવી પડશે. કીનારે ઉતારશો તો સવાયાની ડોશીને ધબ્બુ માથું મુડામણ—ત્રણ રૂપરડીની ખુરશીને નીચે ઉતારનાર પોર્ટરને છ પેનસ, સ્ટીમર હાફીસમાં રાખવાની દર માસે છ પેન્સ, પાછા ફરતી વખતે શોધી કહાડવાની છ પેન્સ ને પાછી વળતી સટીમર ઉપર લઈ જવાની છ પેન્સ! નહી બા, એ સોદો આપણ જેવાને નહીં પરવડે! વળી જરા ધરખમ ખુરશી રાખી તો અવારનવાર કોઈ ધરખમ મેમ સાબ માહે ગોઠવાઈ બેહેલાંજ હોય. ઉક, કરી તો કહેવાય નહીં. બીજું સહવારના પોહોરમાં ડેક ધોવા સારૂં માહુલાઓ આવે ત્યારે બધી ખુરશી-

એને ઢગ મારીને એવી મુકે કે રાતના નાલપર હોય તો સાહવારના સફુ આગળ હાયું વકાશી પડેલી હોય! વળી એક બીજી વાત—જ્યારે મુંબઈથી ઉપડશો ત્યારે સાથે 'સન હેટ' સોલા ટોપી તો લઈજ. એ ટોપી બધી મળી ઘણું તો એકાદ કલાક કામ લાગશે. સ્ટીમરપર તો કામનીજ નહીં, પણ વખતે એડન કે પોર્ટ સઈડ ઉતરવાનો જીવ થાય ત્યા કલાકેક જોઈયે. પછી તો કેબીન બોયને આપી દેવાની કે દરીઆમા સગતના નાળીઅરને બદલે ટપકાવી દેવાની. વાસ્તે સુણજો શીખામણ સારી કે ટોપીબી કાસમ બજારનો માલ લેવો—નહીં તો પૈસા પાણીમા જશે.

સ્ટીમર તો સડસડાટ ચાલી ને હજુ તો બપોરનો ગજ્જબ ગળે ઉતરયો નથી, એટલા વળી ટીંગ ટીંગ ટીંગ ટીંગ! એ શુ છે બા? એ તો સાંજની ચાહે ચાર વાગે તેનો ઘંટ. ચાલો, જીવ્યા કરતા જોયલું ભલુ. સલુનમા ટેબલો પાછી સણગારેલી. કેક અને બીસકોટના ડુંગર, માખણ, પાઉ, જામ, ફ્રુટ ને કોફીઆન ચાહે! ખાવાનું તો જોવા ગમે નહી પણ ગોરા ઉતારૂઓનું પેટ કે પાણુ? ગચાગચ ખાય ને પાઉનું નખ્ખોદ ઘાલે. ખોદા માલમ પેટમા જગાબી કયાથી થતી હશે? ખાય, ખાય, ખાય, મારા બાપ! જબરા બા. આ ઠેકાણે એક નોંધ ટપકાવી લઈશ. જેઓને સારી રંગદાર ચાહે પીવાની ટેવ હોય તેઓએ એકાદ બે પડીકાં પોતાની

ખાસ ચાહ લઇ જવી, કેમજે સ્ટીમર ઉપરની ચાહ તમારે ગળે ઉતરશે નહીં. નામની ચાહ. પેટ ફાટે તેમ હોજરૂં ભરીને ઉપર આવ્યા ને જરા આમ તેમ જોયું કે સાડા છ વાગે વળી પાછું ટીંગ ટીંગ ટીંગ ટીંગ! એ વળી શું છે બાપુ? ડીનરનો વારનીંગ બેલ. દોડો તમારી કેબીનમાં ને તૈયાર થાઓ. અવાસ બળી ગયા ને કોયલા રહી ગયા! વાતમા કાંઈ દમ નહી પણ જરા કોલર મેલો થયો હોય તે બદલવો ને કાળો ડગલો ઓળવ્યો કે તૈયાર!

આ ટાંકણે જાહેર કરૂં છું કે તમારી કેબીનમાં સોબતી કોણ છે તે ઉપર તમારાં સુખનો મોટો આધાર છે. બને ત્યાં સુધી કોઈ જાતભાઈ તથા મીત્રને લેવો. બીજો કોઈ ખડીઓ હોય તો "વારનીંગ" બેલ થયાની પા કલાક અગાઉથી જઈને હાથ મોહ ધોઈને નીકળી પડજો, નહીં તો એક્વાર જો તે ભરાયો કેની તો તમને ઉભા રહેવાનીબી જગા નહીં મળશે. વળી બન્ને જન કેબીનમાં સાથે ડ્રેસ કરશો તો રેડ સીમાં નાકમાથી એવા ફુંફાડા નીકળશે કે કેબીનની ગરમી બીજી દસ ડીગરી ચહડી જશે. મેં અનેકવાર જોયું છે કે કેબીનમા સાડા છ સાત વાગે એડન આગળ એવો તો ઉકળાટ પડે છે કે ઘણી વાર કોલરનું બટનબી પોવાતું નથી અને ફું ફું ફું કરી ધમણ ચાલે છે—ગરમીને લીધે નવો કોલર પેહેડે પેહેડે તેટલાં પાછો લીલા બુમલા જેવો થઇ જાય છે અને

બટન એવું છૂટે પડે કે તે પોતા પોતા કોલરનું બટન હોવ કાળુ હણક મારી જાય છે—તે પોવાઇ રહયું કે સદરો તડબોળ થઇ જાય છે અને તે બદલવા સારૂ સઘણુ પાછું કહાડવું પડે છે મેહેરબાની કરી ૫૬૭ રૂપીઆની વાણુ કરતા ના જતાને વાર પરસરને કહેશો તો તનારી કેબીનમા ઇલિકત્રીક પંખો મુકી આપશે—એ તમારા પૈસા રદ જવાના નથી રાતના આખી રાત પંખો ફરફર ફરીઆ કરશે, પણ સારી રાત ગરદન ઉપર ફુ કાય તેમ રાખતા ના નહી તો કાવનો દુકાળ આજે પડશે ને રૂમાટીઝમની હોરતનો પાયો નખાશે હા, રેડ સીમા ગરમી તો ખરી—જેવી કેહુ છે તેવી ગરમી–પણ બુટના રબરના તળીઆ પીગળી જાય એ બધું નાળીઉ!

રાતના ડીનરની શુ વખાણુ કરૂ. ખા, મારા બાપ–પી મારા બાપ! પહેલા તો મારસેલા વાઇનનું એક ગલાસ, પછી જેટલો માગો એટલો "વીન ઓરડીનેર," ખાડી બ ધ આઇસ ને સર સૈનટે ઉચા કોનીઆક બ્રાડીનુ એક ગ્લાસ. ખાધાનુ બી નબર વન માગો એટલી ફુટ, ચીઝ, વગેરે, વગેરે. સઘળા ગોરા વેટરોનો શુ ઠસ્સો! હાથે સફેદ મોજા અને કાળો ડ્રેસ સાડા આઠ વાગે જમી ઉઠયા કે નવ વાગે વળી ટીગ ટીગ ટીગ ટીગ! શુ છે બા? એ તો રાતના નવ વાગાની ચાહ! કાંઈ ઘેલા બેલા સમજોછ! હા, ઘેલા નહી તો બીજુ શુ? નીચે જઇ જોઉ છુ તો વળી પાછા આઠ દશ જન ચપાટવા બેઠેલા!!

દરીઓ તુફાની તે ધીમોજ હાલે,
પુઠના પવનથી ઘણું વહાણ ચાલે.

મરહુમ સોહોલો ચીકન છાપનાર પોતાની નામચીન કવીતાઓમાં ગાતો હતો કેઃ—

આગે સર સર ચાલી જાય છે,
માય આગબોટ આગળ ધાય છે.
સુનો સાએલી—ઇત્યાદી.

તેમ વખત, વા ને વહાણ કોઈને માટે થોભતા નથી. બહાદુર "એશીઆના" એ-ધમ ધમ ચાલીને પાંચ છ દહાડામા એડન લાંવી નાખ્યા. કોઈ કોઈ દહાડે રતનાગર સાગર જરા જરા પોતાની જાત બતાવે ખરા પણ કાંઈ દમ જેવું નહી. મારી સલાહ છે કે ભોર આવે તોબી જેમ તેમ ખાવું. ગળા તાણીને સકા થયા કે પાછું ખાવું. સલુનમાં લીંબુ અને આઈસનું પાણી તૈયાર રાખવામાં આવે છે તેનો લેમન સ્કવાશ બનાવીને ખાંડ નાખીને પીવો અને જો કોઈજ રસતો નહી ઉતરે તો બ્રાંડી બહાદુરનું એક સ્ટીફ ગ્લાસ ટપકાવીને કેબીનમા જઇને માથે તકીઓ દાબીને સુઇ જવું, કે બધી બલા દુર!

સ્ટીમર ઉપર ગમતના કેટલાક સાધનો છે. કેટલાક ઉતારૂઓ અને આફીસરો "કવાઇટસ" ની અથવા રીંગ ફેંકવાની બચે બાલેકા ખેલ જેવી રમત કરીને ખાલી પીલી મોટા ઘાંટા કહાડીને હસે છે. જેમ રમવામાં લેડીઓનું તત્વ વધારે તેમ હસવાનો ઘાંટોબી વધારે!

પણ સર્વેથી સરસ રમુજ તો આ બધા પોકળ ભાવટા ગુપચુપ ઇઝીચેર ઉપર બેસીને જોયા કીધામાં સમાયલી છે. લોઅર ડેક ઉપરથી તરેહવાર . નાટક ભજાય છે, પણ ઇશ્વરે બે કાન, બે આંખ ને એકજ જબાં આપી છે શા સારૂં? તેના અર્થ એ કે અય માનવી, બે આંખે જોજે, એક કાને સાંભળી બીજે કાને કહાડી નાખજે પણ બોલતી વાર એકજ જબા વાપરજે. અમારી સાથે એક દેશી રાજવંશી મ્હારાજ હતા. એઓ સાહેબ પહેલે દીવસે તો કકડતો અસ્રીનો અંગરખો ને કસ્બી તોરાની પાઘડી, તાઇટ તતરબંધ જાંગીઆ અને વારનીસનાં બુટ પેહરીને પધારયા હતા એટલે ગડબડ સડબડમાં કોઇની નજર ખેંચાઇ નહી પણ બીજે દીવસે તો તેઓએથી ટુંકો કાળો ડગલો ને પાટલુન સજ્યું કે પછી પેલી કેહતી છે તેમ

રાત અંધારી ને ભગ કાળા

ન ઓળખાય સસરા કે ન ઓળખાય સાળા.

સ્ટીમર ઉપર આસ્ત્રેલીયાથી આવેલા ઘણાક અજાણ્યા ગોરા ઉતારૂઓ હતા તેઓને સંસારો મળેલો ખરો કે કોઇ દેશી પ્રીનસ આગબોટ ઉપર છે પણ દેશી પ્રીનસ તે કેવો હશે તેની બચારાઓને મોટી નવાઇ અને ઘણીજ થોડી આવડ એટલે સર્વે જન જરથોસતી ભાઇ રતનજી ડી. તાતાને મહારાજ લેખી બેસાડીને નેહાલી નેહાલીને જુએ!

હવે તા૦ ૨૯ મીની સહવાર પડી. મુંબઇ છોડયાને છ દહાડા થયા—વાત કરતાં એડન આવી પુગશે વાસતે

સ્ટીમરને લગતા છેલ્લા થોડાક સુચનાના શબ્દો કહી દઉં છું તે સાંભળી લો.

તમારા મેલા કપડાં સ્ટીમરના ધોબીને ધોવા આપતા ના, નહી તો આપ્યાં તે કરતાં વધારે ઝાંખાં અને ખારથી ભરેલા આવશે.

નાહવાને માટે આપણો સાધારણ સાબુ ચાલશે નહી માટે એક કકડો "સાલ્ટ વાટર સોપ" નો રાખજો.

નાહવાને માટે દોડાદોડી કરતા નહી પણ આસતે રહીને સહવારના દસ વાગે જશો તો ફરાગાતથી નાહયા કરશો. બધા જન સહવારના પોહોરમાં ટીલનુછના હાથપર ઓળવીને બાથરૂમની બહાર કુવો તળાવ પુરવા નીકળી પડે છે તેવી કશી જરૂર નથી.

નાહવાના ટબમા બે નળ છે તે ઘણા સમાલીને ઉઘાડજો, નહી તો બળી જશો. હું મારા અંગત અનુભવ ઉપરથી કહું છું; મને નડેલો અકસ્માત એની ઘટતી જગ્યાએ વર્ણવીશ.

સામનની સાથે એક બ્રાંડીની બાટલી રાખજો. વખતે કામ પડશે. તેમજ નીચલી જણસોબી રાખી લીધેલી સારી છે. ઘણી જગા રોકશે નહી પણ કામની છે. કુઈનાન પીલ્સ ચાર ગ્રેનની, ડોવર્સ પાઉડર પીલ્સ પાંચ ગ્રેનની, (મરડાની અસર થાય ત્યારે એક લેવાની) ઓકસાઇડ ઝીંક એક આઉંસ (જખમ વગેરે ઉપર દાબવાથી ઠંડક રેહે છે. કોઇબી તેલમા મેળવ્યાથી અછો ઠંડક

આપનારો મલમ બને છે), ક્લોરોડાઇન એક શીશી, સાલ વોલાટીલી બે ગ્લાસ. (એકાએક ચીસ લાગી આવે તો એક ચમચી એ અને એક ગ્લાસ ગરમ પાણી નાખી પી જવુ. તુરત ગરમી આવી જશે), ક્લોરેટ ઓફ પોટાશ ટેબલાઇડઝ (ગળુ ખખરે ત્યારે દાઢમા એક રાખીને પાણી ગળવા દીધાથી ફાયદો થાય છે,) ઓ ડી કોલા ૧ શીશી; સ્મેલીંગ સૉલ્ટ એક ઝીણી શીશી; થોડી તપકીર; સોડા સલફેટીસ અથવા મીસચુગ સેનીકો (કેપને ત્યાથી મળશે. ઘણી કબજીઆત ઉપર બેમાથી એક અકસીર છે અને વખતસગ વાપરયાથી અનેકઆફતો દુર કરે છે,) સોડા સલ્ફ એક મોટો ચમચો ભરીને લઈને તેને ૨ બલરસા નાખી અર્ધુ ટંબલર ગરમ પાણી નાખીને પીગળાવવુ અને સવારના પોહોરમા પી જવુ મીસચુગ સેનીકો પસદ હોય તો પોણુ વાઇન ગ્લાસ એમનુ એમ પીધાથી પસતાવાનુ કારણ રહેશે નહી

તમારો માનીતો પોચો તકીઓ સાથે જરૂર રાખજો કારણ કે સ્ટીમર પરના તકીઆ નરમાસને વાસતે સરટીફીકેટ ધરાવતા નથી.

દરીઓ થાળી જેવો હતો તોબી અમારી સાથની કેટલીક બાનુ ઉતારૂઓ લોર આવવાથી ચાર દહાડા કેબીનમા ભરાઇ રહી એ હુ મોટી ભુલ સમજુ છુ. પણ ઘણી દયા ખાવા જેવુ કાઇ નથી—કારણ કે જ્યારેબી ખબર પુછવા

કેબીનમાં ડોકું ઘાલી જોઇયે, ત્યારે મોસંબી આફુસની કેરી વગેરે બીજાં મીશટાનોનું નખ્ખોદ ચાલુજ દેખાય!

પણ ચાલો, હવે ઘણાજ નરમાસવાળા ફ્રેંચ આફીસરોની કારસાજીથી આખરે એડન આવયું ખરૂં. સહવારના પોર્ટ હોલમાંથી કાઉકાઉનો સાદ આવ્યો એટલે ઝટ તૈયાર થઇ ઉપર ગયા તો શી રચના! ડાકટર આવીને હુકમ આપે નહી ત્યાં સુધી મછવાઓને આગળ આવવાની મનાઇ! બધા ઉતારૂઓ ડેક ઉપર ટીંગાઇ ટીંગાઇને જુએ. એક ગમથી બજાર હાથનો સામાન અંદર લેવાય, બીજી ગમથી કોલસા ભરાય. ધમાધમ, દોડાદોડ, મેસરસ કોલાબાવાળાના એક ઘરડા જરથોસ્તી કારભારી આફીસરો સાથે ફ્રેંચ ફેંકે. જાણે સુતેલી સ્ટીમરમા નવેસરનો જીવ આવી ગયો! પણ બાપા કેબીનના બારણા બરાબર બંધ રાખજો. કેહેજે આ ધમાધમીની ખુશાલીમા બે પગના સોમાલી ઉંદરજીઓ બી અસાધારણ સજીવન થઇને એકાદ પોરટમેંટોને ફુંક મારવાની ધાસ્તી રહે છે! બોટોને નજીક આવવા દે નહી તોબી વેપાર ચાલે. મછવામાંથી દાણા, પંખા, સીગારેટ, હલવા વગેરે બતાવે અને આપણી પસંદગી માટે ટોપલીને દોરી સાથ બાધીને ઉપર મોકલી આપે. પસંદ આવે તો રાજો નહી તો ટોપલી ચાલી પાછી નીચે. પણ સબર એ શું ધામધુમ છે? એડનના મોટા ડાકટર સાહેબ કરનલ મોંક્સ બોર્ડ ઉપર આવ્યા કે જોઇયે તમારી નાડ છે નરમ

કે ગરમ? પોરીઆઓરે—હોરે! ચાલો બધા નીચે ડાઇ-નીંગ સલુનમા જાઓ બ’ધા જણા બાળ બચ્ચા સુધા હાયા હોયાં થઈને સલુનમા બેઠા ડાકટર સાહેબ કમપા-નીઅન લાડર ઉપર ઉભા અને હસીને પુછયુ છોકરાઓગે—હો રે! તમે બધા કેમ છેઓરે? ઘણા સારી પેઠે તારે ચાલો તમારી પરીક્ષા પુરી થઇ ભેલાસક જાઓ કીનારે જુઓ પછી નાહસો નાહસ! આપણોળી જીવ વકર મારી આવ્યો હતો તેટલા એડનના અગ્રેસર કાવસજી દીનશા એડનવાળા સાહેબો સ્ટીમ લાચ લઇને આવી પહો-ચ્યા ને જીદ્દ કરવા લાગ્યા કે કીનારે ઉતરવુજ પડશે મનમા ભારે ને મુડી હલાવે સુરતના સુરતીઓની પેઠે જરા ભાર ચપામણી કરીને તમારો નોકર તથા સાથીઓ કીનારે ગયા ખેર આફીયત પુછતા પા કલાક નીકળી ગયો, ચા પાણી કરતા બીજો પા કલાક-અને કેહ ચાલો હવે એડન જોવા આખુ માખ્ખુ શેહેર તે કઇ એક બે કલાકમા જોવાય! પણ અમે તે કામ બજાવ્યુ અગીઆરી જોવામા અડધો કલાક, સોડા લેમોનેડથી તર થવામા પોણો કલાક અને આખુ એડન જોવામા દસ મીનીટ!

એડન, એડન,—એનુ ખાણુ—આબાદ થાય! બચ-ગીથી એડનના વખાણ સાભળતો આવેલો, માગ ‘ફાધર ફેંડ’ મરહુમ એદલજી વાછાંને મોહોડે કઇ હજારો વાર એ મુલકની તારીફ જાણેલી મોટા શેર કાવસજી દીનશા એડનવાળાનુ ‘મોન્ટી ક્રીસ્ટો’ ટાપુ! આહ! કેવી

ભર ઉમેદ સાથે હું કીનારે ઉતર્યો. ખરી વાત છે. એડનનું ટાપુ બે મોટા ભાગમા વહેચાયલું છે. ઇસટર્ન હેમીસ-ફીઅર અને વેસ્ટર્ન હેમીસફીઅર. આખા ટાપુને વીંટાળી ગુંટાળીને મરહુમ રૂસતમજી ફરામજી કનફેકશનર પોતાના ખીસામા દાબી શકે એવડું જબરદસ્ત છે. પુર્વ ગોળાર્ધમા શેઠ કાવસજી દીનશા એડનવાળાનુ ખાતુ અને અગીઆરી અને પશ્ચીમ ગોળાર્ધમા પેલા જગ બત્રીશીએ ચહડેલા પાણીના ટાકા! એ બે ચીજ જોઇ કે તમે એડન જોઇ વળ્યા એમ જાણવુ. મારી જીદગીમા મેં આવુ ઝુકતુ, સુકકુ, બળતુ, જળતુ મથક જોયુ નથી. અલબત એડનવાળા સાહેબોનો તયા ડંકો વાગે છે અને તેમની આફીસ અને દુકાનમા જરા પાચ માણસનુ મોહ જોવાય છે. બાકી તો જ્યા જોઇયે ત્યા સુતમ સુતાનો મામલો છે. મે જયારે આ વીચાર જણાવ્યા ત્યારે એડનવાસીઓ ઉકમાઇથી છાતો કહાડી બોલવા લાગયા કે જરા ઉભા તો રહો. અમારા ટાકા તો જુઓ—અમારી અગીઆરી જુઓ. હા ભાઇ ચાલો. અગીઆરી કે અગીઆરીકા બાપ!! આટલી સરખી વસતી ને મુઠીભર પારસીઓ સારૂ કેવો મોટો ધાર્મીક ધુજારો? આખા યુરોપને જવાબ દે એવુ મોટુ મકાન અને સારા એશીયાને પુરા પડે એવા દસ્તુરજી! એડન વાળા સાહેબોએ ટેલીફોન કરી સોડા, લેમનેડ, આઇસ વગેરેની નવાજેશ મોકલી આપી હતી એટલે પવીત્ર

આતશ બચાશે જરા વીસરાઇ ગયો એમ કનફે્સાઉ કર-વાની મારી ફરજ છે અમારી સાથે બે જરથોસ્તી બુચીઓ ઈંગ્રેજી ફ્રાક કોટ અને સાદરાની ટોપીમા હતી તેઓ તરફ દસ્તુરજી બાપ બારે ડોળે જોયા કરતા હતા કે રખે કાઇ જુદદીનના સનાલનુ અલેખર જાણ્યુ અજાણ્યુ પવીત્ર એડન મુકામે આવે! હવે અમારા ટાકા જુઓ—ટાકા જુઓ કરી એડનવાસીઓ જીવ ખાઇ જવા લાગયા કે બધા ઉભ્યા ટાકા બળેરે એમના એમ! ખોદા ખાતર વાતમા જીવ નહી! નગ જાણે ચાર પાચ પાઉ બજારના કુવા અદર શુ કરામત છે તે હુ હજી સમજી શકયો નથી સુકા ટસ ને વળી કદમા મોટા કુવા જેટલા મારી નાસીપાસી જોઈ એડનવાસીઓ લગાર ડાયેલા દેખાયા તેઓ કહેવા લાગ્યા કે એ તો સાઈરસના વખતના છે, કોઇ કહે ખોદાયજીએ ઉપરથી કપપીની મારફતે ઉતારી નોકલ્યા—કોઇ કહે આકાશથી ખરી પડ્યા' પણ હશે તેમા શુ મોટી વાત? સાઇરસ અને કેમબાઈસીસના વખતના મહાન બાધકામ અને કોતરકામો, ઈજીપટના પીરામીડ અને ગેલાગાના ગોફા આગળ આ નકકર પહા-ડમાથી ટાકા કોની કહાડયા હોય તો તે ખુદ બાવા આદ-મના વખતના હોય તોબી તેમા શુ મોટો નખ વગરનો સીહ મારયો? પણ જોજો રે, યુરોપ જતા પ્રવાસીઓ, જો તમારે એડનના લાકપ્રીય થવુ હોય તો આ ટાકા જોઇને ખોટાબી હર્ખમા આવી જજો ને ન જોઇતા પાચ પચાસ

સવાલ પુછજો, નહીં તો હેમકમા ખપશો. એડન, એડન! ટુંકાની રાડને હમકો ભારી! વેલાતથી મુંબઇ તારના એક શબ્દના પોણાબે રૂપીઆ ને એડનથી મુંબઇના અઢી રૂપીઆ! પણ ચાલો હવે. એડનનો પીછો છોડો. સ્ટીમર ઉપર જવાનો વખત થયો. સાહેબ સલામ. પાછું ફરતી વખતે વળી બાકી રહેલો ગોળાર્ધ જોઇશું.

હાલ તો અહીં બસ કરૂં છું કેમ જે જો ઘણું ઘણું આપી દેઉં તો ખરચી જલદી ખુટી જાય એ કાઇ ડબુસા મારવાની વાત નથી. જરા સ્વાદ લઇ લઇને ખાવાનો માવો છે. હું કઇ તરેહથી તમને યુરોપમાં ફેરવી લાવનાર છું તેના આ માત્ર નમુના આપ્યા છે. જો આપની નગાએ મારફ્મા મંજુર થાય તો વાચજો નહીં તો હવે પછીના અંક છોડી દેજો. કોઇની કઇ જબરદસ્તી છે બા!

કેમ, હવે એડનનો પીછો છોડશો કે નહીં? સ્ટીમરપર લાગર ઉચકે તે વખતની ધમચકરી હુ ઘણા વર્ષો સુધી વીસરીશ નહી. કોલસાની રજકણોથી શીહા લેબાસ પહેરેલી "ઓશીયાના" ફુ ફુ કરતી આગળ વધી, પણ આ વાર જો સોલી શેઠ થઇ નીકળ્યા તો કમબખ્તી જાણવી. ખીસામા હાથ ઘાલીને અલગના અલગ ફર્યા કીધામા શોભા છે, નહી તો જ્યા હાથ મુકયો ત્યા કાળા છાપની વધામણી મળશે. નીચલા ડેક ઉપરથી તમારી કેબીનમા જવું હશે તો કોબીજના ડુંગર અને ઈંડાની બાસકીટો તથા માછલીના વન ઉપરથી કુદાવી જવું પડશે.

કેબીનોની લાઇનમાની હજામની દુકાન આ વાર અલોપ થઇ ગયલી દેખાશે, કારણ કે અસ્ત્રા ને અસ્ત્રપી, બ્રશો અને શીશા સઘળા કોણ જાણે કયા ગેબ થઇને ત્યાથી માલ લેનાનો રસ્તો કીધેલો એટલે હજામની દુકાન કયા હતી તે માટે કીનડરગારટનની સીસટમને યાદ કરવી પડશે પણ "સીસટમ" અજબ ચીજ છે સ્ટીમર દસ મેલ કાપે નહી એટલામા તો ધમધમ કરતા બુબાઓ અને સેલ-રોની ચપલાઇથી એક કલાકમા તો બધુ સફમ સફા! પેલી હજામની દુકાન જાણે પાછી કોઇ તલેસમાતથી તેની આગલી જગાએ ગોઠવાઈ ગયલી અને ઝાઝ ઉપર ડાગની જાત નહી

આહ! પણ આએ એકદમ તપોરો શાનો પડે છે? રેડ સી, મારા રફીકો, રેડ સી! જે સાભળ્યુ હતુ તે આબાદ ચામડીએ સેહેવ્યુ ગરમી તો કહે જે મારૂ કામ, સદરાનુ સત્યાનાશ, કાલરોનુ ખાનુ ખરાબ, બુટના રબ-રના તળીઆ પીગળી જાય તે હબગ બાદ, બાકી બીજુ બધુ ખરૂ! ડેકપર તો ઝાઝુ જણાય નહી, પણ સુના ગયા કે કમબખ્તીના પારાવાર! અમલ ઇગની ઇતી-હાસમા સાત હકતેખાનાની કથા આપણે વાચતા હતા તે માહેનુ ગુમાઇ ગયેલુ એકાદ હકતેખાન આ હશે ગતના ખાધાનુબી સુઝ પડે નહી, જોકે માથા ઉપર ઇલેકટ્રીક પખા ધરકડી મારે હુ ખરૂ કહુ છુ કે આ ચાર દહાડા ફકત ઈંડાની અકુરી, જગાક પુડીગ ને એમદ બે તળેલી

ભાજીની વાણી ખાઇને જ હું સુઇ જયા કીધો; ઇંગ્રેજો મારા વહાલા હી હુ કરતા જાય ને અંધારી કોટડીમાં ગજબ દેસવ્યાજ જાય. ઉપરથી પરસેવો પાડવા, વીહીસ્કી સોડાનો માર. તેમાં વળી સમુદ્ર માતાને વાઇ ગોળો થઇ આવ્યો, બોટને લચક વા થઇ અને નીચેથી ઓ—ઓ—ના મનરંજક અવાજો આવવા માંડયા. રાતના મેજ ઉપર ફરસ્ટ ક્લાસ ૮૦ જમણ કરનારા ઉતારૂને બદલે ફક્ત ૧૮! એ તો મારો ઉકર બબરચી અગાઉ કહેતો હતો તેમ "લઇને તમારે ને બેઅંડાજે ખાય તે પછી એમજ તો." પણ તા૦ ૨૯ મી એપ્રેલે સર્વેના દીલ ખુલી ગયાં, કેમજે મરહુમ કાબરાજી લખી ગયા છે તેમ:—

"પણ પળમાં પાછું એકાંતરે
સમુદર થઇ પડયો શાંતરે
રડશે નહીં કોઇનીબી માતરે
જોડી હાથ સાયરે ભાઈ
તોફાન ગયું વીતી—તોફાન ગયું વીતી.
ગગનના સગન થયા શુભ, વખત ગયું વીતી."

"ઓશીઆના" પાછી સાપની પેરે સડસડાટ ચાલી. આવતી કાલે સુએઝ આવશે, તેની બાહારમા ઉતારૂઓનાં દીલ ખુશાલ થયા અને કોઇ કરતી કારવતી છેલ, છબીલીઓને એક સોરતી કહાડવાનો શોખ થઇ આવ્યો. સર્વ ઉતારૂઓને અરજ કરવામા આવી કે તમારી પાસે જે કાંઇ નજીવી ચીજ, ફાલતુ હોય તે આપવી અને તે ઉપર

સોરતી કહાડવી દર ટીકીટના નંબરના આના ૮. જુઓ પછી ટીકીટો ભરાવવા માટે બાનુઓના પટામણા. તમારી દાઢીના હાથ ઘાલવાનુંજ બાકી રાખે એકની ચોપડીમા બે નંબર ભરી આપ્યે કે બીજી આવેલીજ છે. જો કોઈ વધારે નંબર ભરાવે તેની ઘણી ઉકમાઈ એટલે જંપીને બેસવા નહી દીયે. આપરે તો આવા ને આવા દીલના હુલ્લા એટલે ટીકીટો ભરાવવાની ભારી ધમચકરી ચાલતી હતી તેટલા બે કલાક કેબીનમા જઈને ઉંઘી ગયા. તોબી બે કારીઆમાથી બચ્યો નહી. હું અત્રે નોંધ લેવાને મગરૂર છું કે સર્વેથી પહેલી ચોપડી મીસીસ રતન તાતાની ભરાઇ ગઇ હતી મે આગલા અંકોમા વર્ણવ્યું છે તે મ્હારાજા સાહેબ અલબતા સોએક નંબર ચીરાયા. રૂપીઆ પાયસેને સુમારે ભેગા થયા, તે ગરીબ અશક્ત સેલરોની મદદમા આપવાના હતા એટલે એક કાકરે બે પક્ષી મારવા જેવુ હતુ પણ સોરતીને વાસને શુ ચીજ આપવી? કોઇએ રતલ ચાહનો દાબડો આપ્યો, કોઇએ ચામડાની પાકીટ આપી, કોઇએ સાબુનો બાક્સ આપ્યો, કોઇએ હજામની દુકાનમાથી પોમેટમનો ચપુ વેચાતો લઇ આપ્યો. મારી પાસે તો કાઇ હતુ નહી એટલે એક મારા ભોળા મીત્ર હાથમા જાપાનીસ બાક્સ લઇને ગભ-ગયા કરતા હતા તે નેવણના હાથમાથી લઇને મે રસ્ને પાડવાની આફર કીધી અને ભપકામાં જઈને કપટાન સાહેબના હાથમા મુકીને સેકેનાન દાવો કીધો. જોયુ ?

દોસ્તની મેહેનત બચાવી ને વગર ખરચે માન મેળવ્યું. સાન્જના પાંચ વાગતે સોરતી નીકળી અને જે મહાન પુરૂશો હજારો રૂપીઆની દરકાર ન કરે તે લોક નાના નાના છ આઠ આનાના ઇનામ માટેબી બાવાજીના બુચાઓની પેઠે ખુશી ખુશી થાય. મનેબી એક ત્રણ આનાનો પાનાનો કોહેલો સડેલો કાર્ડ લાગો, જે હજી એક યાદગારી દાખલ મેં સાચવી રાખ્યો છે. તે રાતના વળી કેટલાક સાહેબોને નાચવાનો શોખ થઇ આવ્યો. ડેક ઉપર પીઆનો આણી મુકી, વાવટાઓથી સણગાર સજ્યો, નવી ઇલેકટ્રીક લાઇટો ગોઠવાઈ અને પછી નવ વાગે

"નાચ ગો કોમરી દારા મદી"

સ્ટીમર રોલ કરે અને વીસ વીસ જોડાઓ એકેકસે બગલગીરી કરીને નાચીને હાફી જાય શીખામણ—તમે મારા જેવા 'ઓલ્ડ ફાશીન' હો તો કાઇ એવા ઘેલા ચેડા કહાડવા જતા ના, નહી તો પગની પાતલીને આચકો આવશે તો પાછા સુએઝથી ફરવુ પડશે. મુગા મુગા એક ખુણામા બેસીને રચના જોવામા મોટી મજાહ છે. જોવાનુ બીશીયાર, નીસાસા નાખવાનુ બેશુમાર, ફેન કોટક હજારો હજર પણ બોલતા ના, ખબરદાર!

અરેરે, પણ તોબાહ! આ ગરમી કે લુહારની ભઠ્ઠી? કેબીનમા તળાઇ એક તો નરમ પાટીયા જેવી, તેમા એવી ગરમ થઈ ગયલી કે એક મીનીટ બરડો લગાડાય નહીં તેમા વળી કેબીનનો સાથી જો લગાર બદને બનામે

ઈન્દ હોય અને ગરમીની દેહ સાથે જરા ઇંચના કાસ-વાની ટેવ હોય તો કેબીનમા નાનખટાઇ વાજુ સારી રાત કેમ ચાલતુ હશે તેનો ખ્યાલ કરવાનુ આપનેજ સોંપુ છું—કેમ જે તે વર્ણન કરવાનુ મારી શક્તીની બહાર છે યા ખોદા, યા ખોદા કરતા રાત કહાડી અને જેવુ ઝગઝગુ પોર્ટ હોલમાથી દેખાવા માડ્યુ કે માગી ભુચકો ને અપર ડેક ઉપર દોડ્યા જેઓએ મારા જેવી સુખવાસી રાત કહાડી હશે, તેના ઘણા જન ઉઘાડે પગે પટાક પટાક ભીની ડેક ઉપર સ્લીપીંગ સુટમાજ ફરતા હતા મને કાઇ એવોજ ખ્યાલ બેસી ગયો છે કે માણસના ગુણ દોશની પરીક્ષા તેના નખ અને નાક ઉપરથી થાય છે નાક તો સારો દીવસ જોવાના મળે પણ આહ ! સાહેબ લોકના પગના નખનુ શુ એકઝીબીશન ! અત્રેજ આ એકજ ટચકો કરી સમાપ્ત કરૂ છુ, કે હુ જો આવા નાગુસ્તાનનો માલીક હોઉ તો ઉઘાડે પગે ડેક ઉપર ન આઉ

પણ ચાલો, માડીનાળો ગતના નવને સુમારે નામા-કીત સુએઝની નેહેરમા પેઠા આહાહા ! નોશીઉ લેસેપ્સ, તારા રૂહ ઉપર હજારો હજાર દુરૂદ હોજો શુ દેખાવ પારો ! ચાદરણી રાત અને "ઓશીઆના" ની નાળ ઉપર ઉચેથી એક હજાર કેનડલ પાવરની ઇલેક્ટ્રીક લાઈટ લગાડેલી તેનો લાબો ને લાબો સહેરેટો પુછડ્યા તારાની પેઠે નેહેરના પાણી ઉપર લગભગ પાચ માઇલ સુધી

પડે અને તેમાથી સ્ટીમર બગલાંની પેઠે ધીમે ધીમે—ઘણીજ ધીમે—ચાલી જાય આ દેખાવ જીંદગીમાં એક વાર જોવાજોગ છે. નેહેર ઘણી તો ૧૫૦ ફીટ પોહોળી હશે. કોઇવાર સામેથી સ્ટીમર આવતી હોય તો તેને એક બાજુએ કરી દોરડાંથી જકડી રાખેલી, બેઉ બાજુએ કીનારા ઉપર નાનાં છાપરાં, કનાલ કંપનીની આફીસો, બંગલાઓ, રેતી કહાડવાના ડ્રેડજરો વગેરે ઞાકઞમાલનો દેખાવ કદી વીસરાય તેવો નથી. સર્વે સાથે સવારના પોહોરમાં હું બી થર્ડ ક્લાસ પાસીન્જરોની નાળપરની ડેકપર ગયો—તો, ઈસતફર અલ્લા—શું ધારો છો? ત્યાં એકસો ફીટ સમચોરસ જગામા લગભગ છસો માણસ! પણ જરા સબર કરો. મારા શબ્દોનો ખોલાસો કરવાની જરૂર છે, નહીં તો તમે માનશો નહીં. માણસ જાતમા સ્ત્રી પુરૂશ અને પોરીઆ મળી સુમારે ૫૦ હશે, પણ સાથે માણસના અસલ બાપદાદા; વાદરા લગભગ ૫૦૦! કોઈ અકગ વેપારી ફ્રાનસના વેપાર અર્થે આ આદમજીઓને આસ્ત્રેલીઆથી ભરી લાવ્યો હતો અને તેઓ તથા તેઓથી જરાકજ ચઢીયાતા દેખાવના પુરૂશો તથા સ્ત્રીઓની ભેળાભેળ; તેમા બકરા, મેંઢાં, મરઘાં, વગેરેનાં ચરકાનથી એવો તો પચરંગી મસાલો બની રહયો હતો કે નાકનો દાડો ફાટી જાય. પેલા ઉતારૂઓ આ ચરકાનની ગરમીમા અને રેડ સીના તપોટામાં કેમ ટકતા હશે એ મારી અજાયબી છે! વાસના સંબંધમાં

તો સમજ્યા કેઃ—

"ડફગરના ઘરમા બલાડી ગુઇ
તો કહે ગધ મળતી ગધ"

પણ આ વર્ણનમા હુ મારી માનીતી સુએઝ કનાલને ભુલી જાઉ છુ એ રૂપેરી સુતેલો સાપ તેના ભાગીદારોને સોનાના ઇંડાવાળા મૃગ સમાન થઇ પડયો છે દરરોજની એની આવક સરાસરી લાખ રૂપીઆ ! જેટલા ટનની સ્ટીમર તેમાથી પસાર થાય તેથી લગભગ બનણી શીલીંગ પસાર થવાની ફી ! દાખલા તરીકે "ઓશીઆના" પાચ હજાર ટનની હતી તો તેને કનાલનાથી પસાર થઇ જના દેવાની સુમારે ૮૦૦૦ રૂપીઆ ફી એવી તો સેકડો સ્ટીમરો દર માસે નાહેથી પસાર થઇ જાય છે અને તે લોક પાસેથી કપની ઠોકીને દામ લે છે આ રીતે પાદ-શાહી પી એંડ ઓ કપની દર માસે કેટલા હજાર રૂપીઆ કનાલ કપનીને આપતી હશે? અલબત્તા બેઉ બાજુએ અનારનનાર રેતી ધસી પડે તે સમી કરવા માટ ડ્રેજરો રાખનાની તથા કનાલનાથી આગમોટોની આવ જા તાર મારફતે "રેગ્યુલેઠ" કરવાની વગેરે મોટી ખર્ચાણ જોખનદારી આ કપનીને માથે છે પણ તે છતા ભાગીદારો નેહાલ થઇ ગયા છે, યાને દરરોજ તેઓના ઘરમા કાચુ સોનુ આવે છે કનાલ સુમારે ૫૦ મૈલ લાબી છે અને તે પસાર કરતા સુમારે ૧૦ કલાક લાગે છે પણ જે નહાન લેજ઼એ આ પચાસ મૈલનો જમીનનો

કકડો કાપી નાખીને બે ગંજાવર મહાસાગરોને જોડી નાખ્યા તે ભેજાને ધન્ય છે!

---

## પ્રકરણ ૨.

પણ હવે સુએઝની નેહેરનો પીછો મુકીયે, કારણ કે જગાજાણીતું પોર્ટસઇદ આવવાનું છે ને ત્યાંની ઘણી ઘણી સાંભળેલી નામચીન વાત નજરે જોવાની છે. બધા ઘણી ઉલટમાં છીયે એટલામાં ઝાઝપર સનાનના સમાચાર ફેલાયા કે સેકંડ કલાસમાં એક ઈંગ્રેજ નર્સ તાવથી બીમાર પડી છે અને તે કેસ વખતે પ્લેગનો હોય એવી બીકથી પોર્ટસઇદના સતાવાળાઓ કીનારે ઉતરવા દે કે નાહીં બી દે. તોબાહ, શું નાસીપાસી! નર્સ કેમ છે, કેમ છે કરી હર પળે જેવી તેની ખબર પુછાતી હતી એટલી ભલા રશીયાના ઝારની પણ નહીં પુછાતી હશે. એ વળી નવનો ઘડો કયા નડવા આવ્યો. આખરે પોર્ટસઇદ તા૦ ૧ લી મેએ આવી પહોચ્યું અને આગબોટે પીળો વાવટો ચહડાવી ખુશ ખબર કીનારે પહોંચાડી કે બાપુઓ જોઈ તપાસીને અમારી મુલાકાત લેજો, અમારે તાંહાં લગરીક સનાનના સમાચાર છે. ઇજીપશીયન સતાવાળાઓના ડાકટર સાહેબ વહાણ ઉપર આવ્યા. મુઆ, લાલ તુતી જેવા, કોઈ દહાડે મરે નહીં તેવા. સાથે પીળો સાશ બાંધેલા ઈજીપશીઅન સીપાઈઓ. ડાકટર સાહેબે નર્સને

તપાસીને મત આપ્યું કે તેણીને સાદી તાવ છે એટલે ઉતારૂઓને કીનારે ઉતરવા દીધામા આવશે. એક્ઝામીનેશન ફારસ નંબર વન. હુરરે, હુરરેના અવાજોથી ડાકટર સાહેબને નવાજ્યા. નર્સને ઝોળીમા નાખીને કીનારે આસપીટલમાં લઈ ગયા અને અમને નીશાળના છોકરાઓને છુટી મળી.

નીશાળે સર્વને નડે કર્મ ફુટયો,
છુટે તો પછી માકડા જેમ છુટયો

ભાઈઓ, જો પોર્ટસઇદમા ઉતરવાના હો તો મારી શીખ માની લેજો. દોજખ ઘણું કદમાં વધી ગયું હશે અને અત્રેના અગણીત પાપીઓ ત્યા જઈ ભરાયાથી બહુ ગીચ થઇ ગઇ હશે એટલે દાદારે કટાળીને એક કકડો ભાજી નાખીને ફેકી દીધેલો જણાય છે ને તે કકડો આ પોર્ટસઈદ છે. આખા યુરોપ, એશીયા, અમેરીકા, આફ્રીકા, અરેબીઆ, વલસાડ અને નળ બઝારયા સર્વેથી નાપાકમા નાપાક કચરાની અહીં એવી તો જાત્રા ભરાઇ છે કે જેનુ ચીત્ર ચીતરવુ મહાલ છે. કાળા મેલા નખવાળા ઇટાલીઅનો, હાથનું મુકેલુ પગે નહી રહેવા દીએ એવા તુરકોમાનો, બાર બાર વર્ષના પણ બાવન વર્ષના જેવા પાપી અરબ પોરીઆઓ, જાતજાતની નવ વરસથી તે નેવુ વરસની હર દેશની પાપીણીઓનો સંગ્રહ ફક્ત આ મુઠીભર મુલકમા પગેપગ વીટળાય છે. મારા યુરોપીઅન અનુભવી મીત્રોએ અગાઉથીજ મને કહયું હતું

કે જો કીનારે ઉતરો તો એકલા ગાંહેના ભાગમાં જતા ના. જાઓ તો સાથે બક્કલવાળો ગાઇડ લેજો ને તેનાથીબી ખુબ હુશીયાર રહેજો. સમાલજો કે પોર્ટસઇદ મહા પાપીમાં પાપી જગા છે. ને તમે જીંદગીમા જેવી કમકમાટ ભરી વાત સાભળી અથવા ધારી ન હશે તે અહીં જોશો. પણ એટલું બધું તે શું છે, ચાલો તો ખરા. ખાંડીબંધ મછવાઓ "ઓશીઆના" આગળ મારામારી કરતા હતા તેમાથી એક પસંદ કરીને અમે ચાર જન બેઠા. અમે પહેલાથીજ બોલી કરી હતી કે કીનારે ઉતરવાની એક શીલીંગ આપશું. સ્ટીમરથી કીનારો સુમારે સો એક ફીટ હશે પણ સમજીઆ. ટાઈમ થોડો એટલે કોણ રકજીક કરે એમ મનથી ધારી લઇ કીનારે ઉતરયા. જેવો પગ કીનારે મુકયો કે છાતીએ લટકાવેલા "બેડજ" વાળી અને "બેડજ" વગરની જળો લાગુ પડી. "સર, ટાકી ઈંગલીશ, ફ્રેંચ, રૂશીઆન, ઇટાલીઅન, જાપાનીસ, સર, ગુડ ગાઈડ, સર શો એવરી થીગ, કેન કેન ડાનસ એવરી થીંગ." પણ અમને ગાઈડ જોઇતો ન હતો કારણ કે અમારે શેહેરના એબલગામણા ભાગમાં જવું ન હતું. પણ પીછો છોડે ત્યારે કે. સર ગુડ ગાઈડ, ગુડ ગાઇડ કરતો માથું ખાઇ ગયો એટલે નાચારીએ અમારી ચાર જનની પારટીને એક કલાક ફેરવી લાવે તો એક શીલીંગ આપશું કરી સાથે લઈ લીધો. પેહેલા તો આ ગાઇડ દમપર હતા. ગોરો યુરોપીઅન જેવો, માથે લાલ

ટરકીશ ફેઝ અને અંગમા સફેદ ફ્રીલનો સુટ, પીળા બુટ સાથે અચ્છો લાગતો હતો મે પુછ્યુ કે 'તુ શુ મુસલમાન છે?' તેણે છાતીએ હાથ દઇ ઘણી મગરૂરીથી જવાબ દીધો "મુસલમાન અલહમ દુલ અલ્લા." અમારી સાથે મુંબઇના એક મુસલમીન ગ્રહસ્થ હતા તે તરફ આગળી બતાવી મે કહ્યુ જે આ સાહેબજી મુસલમાન છે. હે ! નહી હોય, ખરી વાત? આપનુ મુબારક નામ શુ? મારા મીત્રે ઉતર દીધો કે "મેહેરઅલી" તાબડતોબ પેલાએ તેમનો હાથ પકડી આખમા ચાપ્યો અને ઘણા હર્ખથી બોલ્યો "ખોદાના શોકરાના, હવે મારા જીવને કગર વળી." શુ આ માહમદીઆનોમા ધર્મની પ્રીત અને એક-દીલી છે! આફ્રીન! આ પછી અમારા ગાઇડનો ચેહેરો બહુજ શાદમાન ખુલી ગયો અને તે ઉલટથી અમને જગેજગ લઇ જવાનો આગ્રહ કરવા લાગ્યો. પણ બદ-રથી તે બજાર સુધીનો એકજ મોટો વેપારી રસ્તો જોશો તો બસ છે. આબરૂદાર પોર્ટસઇદ તેમા સમાઇ જાય છે. ખુની, ફાસીગર, ચોરાટીઆ, અભાગીયા, હવસી, જુઠા, જુગારી, ખોટા સીક્કા બનાવનાર, ફારનર, પરજર તમામ રદ બાતલ થયલી ખલકને જ્યારે ધર્તી આસરો નહી આપે ત્યારે તેનો પોર્ટસઇદમા હાગ થતો દેખાય છે. રસ્તે ચાલતા ખવીસ ઇટાલીયન અને હરઝી-ગોવીનીયનો અને રોમાનીયન મરદ અને સ્ત્રી એવા મળે છે કે તેમને જોનાજ કુદરતી રીતે વેસ્ટકોટ પાકીટના

ગજવાં ઉપર હાથ જાય છે કે રખે તેના પગ થઈ જાય. એવું પોર્ટસઇદ નામચીન છે. નજીસ ચીજો અને વ્યસની તથા બેઈજ્જતી પુરૂષોને કામની દવાઓ અને બીજી સામગ્રીઓ ખુલ્લી અરબ છોકરાઓ અને યુરોપીઅન બદમાસો વેચે છે. હું એકજ દાખલો આપીશ. અમે મુખ્ય બજારમાં ફરતા હતા, એટલામાં એક ચબરાક મેલો ઇજીપશીઅન દુકરો સુમારે નવ વરસનો અમારી પાસે આવી ઘણીજ નજીસ માંગણી કરવા લાગ્યો. જ્યારે અમે તેને ધમકાવીને કહાડી મેલ્યો ત્યારે છેક પાસે આવીને હલવેથી બોલ્યો "સર, ડર્ટી કાર્ડઝ? વેરી ડર્ટી, વેરી નાઇસ." તેણે પોતાના એક હાથમાં કાંદી વેચવાની પેટી ધરેલી હતી અને બીજા હાથમાં મુઠીમાં છુપા નાહનો કાર્ડ પકડેલો હતો. અમારી સાથના એક ઉતારૂથી લાલચ થોભાઇ નહીં. "હાઉ મચ" તેણે હલવેથી પુછયું. જવાબ વાળ્યો "વન શીલીંગ સર, બી કવીક સર, પુલીસમેન કમીંગ." પેલા ખરીદનારની ઘણી મરજી કે કાર્ડ ઉઘાડીને જુએ કે નજીસાટ કેટલી હદ સુધી પોર્ટસઈદમા જાયજ છે પણ તેટલાં તો પોલીસમેન આવીને પુછવા લાગ્યો કે "તમે બધા જન શું કરોછો?" પેલા નાદાન છોકરાએ જવાબ દીધો "નથીંગ સર, સેલીંગ માચીસ." આમ બોલી પેલા કાર્ડનું પાકીટ ખરીદનારનાં ગજવામા હેસવી દઇને ગુપચુપ શીલીંગ લઇને સીપાઇ ન જોય તેમ પોતાનાં ખીસામાં ચલાવી દીધી અને ત્યાંથી વટ્ટી ગયો. જેવા આગબોટ ઉપર ગયા

કે ખરીદદાર ભાઇએ કેબીનમા પાકીટ ઉઘાડી જોયછ તો કાઇજ નહી, ફક્ત ચાર દોઢીએ મળેછ તેવો કોહેલા કાળો રમવાનો પાનાનો કાર્ડ! શેહેતાનજાદા ગુટણ જેનડા પોરિઆએ નાટક ભજીને બપાવા મનાવા જેવા ડાહ્યા પાક્કા-ને બનાવ્યો!! જ્યારે આ વાત અમોએ બીજા વધારે ચગોર ઉતારૂઓને કહી ત્યારે તેઓ સામા પેટ પકડીને હસવા લાગ્યા કે એ તો ઘણી કામન ત્રીક છે પેલો પોલીસ-નો સીપાઇ તેમજ છોકરો સવળા મળેલા અને એવો તાગડો રચેલો કે જેવો તમે કાર્ડ હાથમા ધર્યો કે આબાદ તેજ વખતે પુલીસમેન આવીને વચ્ચે પડે કે જેથી ગભરાઇને તમે શીલીંગ ઝટ્ટી દો વારૂ, એબી શીખ્યા, કોઇ દહાડે કામનુ જ છે ત્રણ વાગ્યાનો સમય થયો હશે એટલે સોસ ભાગી ચાલો જરા ચા પીજીએ એક દુકાન ઉપર ઞાખની કાની કેટલાક "સાહેબ લોક" ભમ્યા કરતા હતા ત્યા જઇને બાહેર માડેલી નાની ટેબલો ઉપર બેઠા અને ભપકામા ચા માગી હાઆઆ સાહેબ, લાઆઆયો સાહેબ આબાદ આપરા હાડા શેઠનો અનતાર ચા ચાર કપ આવી તે ગટાવી ગીયા મે જોયુ કે હમેશ મારવાડી થવામા સાર નહી જરા સખાવત દેખાડવાનો આવો સસ-તો લાગ ફરી મળશે નહી, કરીને મે પૈસા ખેચી કહાડ્યા ચાર કપના કેટલા? ત્રણ રૂપીઆ સાહેબ!! ઓ તારો દાદો દરીયામા જાયરે તારો એક્ક કપના બાર આના!!!

'સખાવત કુનદ નેકબખ્ત અખ્તીઆર,
પણ સખાવત તો અવળી નીકળી ગઇ યાર'

સો ખાસડે તોબાહુ કીધી. કાન ચીમટયો. પોર્ટસઇદમાં ફરો ને કાંઈબી લેઓ કરો ત્યારે બબે વાર પુછીને ભાવ નક્કી કરીને હાથ ઘાલજો, નાહી તો દાઝી જશો. પણ એ તો ત્રણ રૂપીઆ દંડાયા. અમે જવા ઉડયા તો એક ઠેકાણે માળપર બેંડ વાજું વાગતું હતું. નીચે એક લાંબી દાઢીવાળો ફ્રેંચમેન લાંબા લાંબા હાથ કરી કહેવા લાગ્યો "ઉપર જાઓ સાહેબ, કાંઇ પૈસા આપવાના નથી." અમે ઉપર ગયા તો દીવાનખાનું ખુબ સણગારયું હતું અને એક બાજુએ યુરોપીયન સ્ત્રીઓનું એક સ્ત્રીંગ બેંડ મ્યુઝીક વગાડતું હતું. બીજાં ખુણામાં લીલી બનાત બીછાવેલી એક જુગારની ટેબલ મુકી હતી અને પાસેજ એક નસીબનું ચક્કર ફરતું હતું. ચક્કર ઉપર ગોળ ફરતાં નંબર પાડેલાં. તમારે ગમે તે નંબર ઉપર ગમે તે પૈસા મુકો અને ચક્કરને આંચકો આપો ને જ્યારે તે ઉભું રહે ત્યારે જો તમારાવાળાં નંબર આગળ ઉભું રહે તો તમે મુકયા હોય તેના પાંચ ગણા પૈસા આપે, ને નહીં તો તમારો સીક્કો ઉચકી લીયે. આ રમતમાં ચાર પાંચ સાળુ સુકાલીયાઓ ગુંટાયલા હતા અને જીતીને ચપાચપ પૈસા ખીસાંમાં મારતા હતા. તેમનો દેખાવજ એવો હતો કે બાંધી મારે તો કોઇ દોઢીઆંના ચણા નહીં આપે. તેઓ જેવી ધાંધલથી ખીસામાથી સોનાનો સાવરેન ક્હાડીને ધરાધર મુક્તા હતા- તેથી મારા જેવો કાગડો અંજાઇ જાય એવું ન હતું. હું તુરત ચેતી ગયો અને મારા

મીશ્રને અવળી બોલીમાં કહ્યું કે "પોરેઆઓરે-સમાલજો —આએ બધા ચોરના ભાઈ ઘંટી ચોર છે. ને બધી તમને શીશામા ઉતારવાની વાત છે." ત્યાથી તુરત ઉતરી પડ્યા અને બંદર ઉપર આવી પુગાયા કે ગાઇડ નહીં મળે! તેવણ કેથે બરાબર લાગ જોઇને ગેબ થઇ ગયલા, અને તેને બદલે ઇજીપશીઅન સીપાઇઓ આવીને ગાઇડ-નું સરકારી દામ માગવા લાગ્યા. અમે કહ્યું કે અમે ગાઇડને આપશું, પણ ને લોક એક રંગેલું સરકારી પાટીઉં બતાવી બોલ્યા જે 'બેડ્જ'વાળા ગાઇડના કલાકની બે શીલીંગ લેખે બે કલાકની ૪ શીલીંગ આપવી પડશે. અમે આ પાટીઉં અગાઉ જોયલુંજ નહીં કારણ કે પેલા સીપાઇઓ તે છુપાવવાને જાણી જોઇને શરૂઆતમાં ઓથો કરી ઉભેલા. પણ અહીંબી કયાની લોહી હતું તે આમ ચીલઝપટમા સપડાય કેમ. હું તુરત ઘેલો ગાંડો થઈ ગયો અને કહ્યું 'ગાઇડ? ગાઇડ કોણ? કોઇ બીજા હશે, અમારી સાથ ગાઇડ લીધોજ નથી. હોય તો તે અમારી સાથે હમણા હોય કેની!' આમ ધોસ મારી અમે ભપકામા નીકળીને પાછા અમારીજ બોટ ઉપર ચહડી બેઠા. પેલા ગાઇડબાએ જોયુ કે આ ગડબડમા નકામી એક શીલીંગબી ખોટી થશે એટલે છુપાઇને ચાળા જોતા હતા તે હસ્તા હસ્તા નીકળી આવ્યા. અમે બોટપરથીજ શીલીંગ ફેંકી અને ચાલું મુકયુ. યાદ રાખજો, મારી આગલી શીખામણ—પહેલાથી ઠોકીઠાકીને નકી કરવું,

કારણ કે પોર્ટસઇદ બેહેસતનું મુકામ નથી. પણ આગુ ચલો, ખરી મજાહ હય. મછવાવાળાઓ પક્કા તે બરાબર દરયાની અધવચે બોટ લઇ જઇને ઊભી રાખી અને દામ માગવા લાગ્યા. અમે એક શીલીંગ કહાડી આપી તો કહે "વોટ? વન મેન વન શીલીંગ, ફોર મેન ફોર શીલીંગ—નો ગો સ્ટીમર, પે ફોર શીલીંગ" આ તો માથેના મળ્યા. ફક્ત પચાસ ફીટ છેટાંની ચાર શીલીંગ. અમે ઘણીબી તકરાર કીધી પણ અમારી મુડી હાથમાં એટલે તે લોક દરીયામાં કરારે બેસી રહ્યા અને બોલીયા કરે. "નો હંબગ—પે ફોર શીલીંગ—વોન્ટ ગો શીપ" આપો—ગાંસો—ગુલામના ખાધેલાઓને—ચાર શીલીંગ ડામ દીધી અને આગબોટ ઉપર ગયા. યાદ રાખજો—આગલી શીખામણ—પહેલાંથી ઠોકી ઠાકીને નક્કી કરવું, કારણ કે પોર્ટસઇદમાં સઘળાજ ફીરેસતાઓની ઓલાદ વસતી નથી.

પોર્ટસઇદનાં બારામાં પડેલી સંખ્યાબંધ સ્ટીમરો આગળથી લંગર ઉપાડતાં પાછી જીવને એક જાતની બહુજ રાહત મળે છે. સબબ કે પાચ મીનીટમા એશીયા છોડીને યુરોપમાં દાખલ થઇશું. આહ! વેલાત, વેલાત, મારી બચગીના સ્વપનાનું ખરૂં સ્વરૂપ—તારાં પેટામાં શી શી કરામતો, ખરાબીઓ અને ખુબીઓ ભરેલી છે તે જોવાનો હવે વખત આવ્યો છે. પોર્ટસઇદથી પચાસ સો મૈલ કાપ્યા કે પહેલાજ ઇટાલીનો કીનારો નજરે પડવા માડે છે. સી-

સીસીલીના કીનારા તરફ ખુલ્લી આંખે દીલચસ્પ વીલાઓ અને મરોડદાર બંગલાઓ જોતાં ઉતારૂઓની આંખ ઠાકી જાય છે. મૈલો તો એવા ઝડપથી કપાય છે કે દહાડાની રાત અને રાતનો દહાડો નીકળી જતાં વાર લાગતી નથી. નાહવા ધોવાને અહીંથી છેલ્લી સલામ, સદરા બદલવાને અહીંથી છેલ્લા રામ રામ, હલકાં પાતળાં કપડાં પહેરવાં અહીંથી હરામ. કહાડો જાડા સુટ અને ફ્લાનલના શર્ટ. મસીનાની સામુદ્રધુનીમાંથી સ્ટીમરને વળી પાછો બદહજમીનો ગલબો થઇ આવે છે કારણ કે અહીં રતનાગર સાગરનો જળ પ્રવાહ લગાર વાંકો ચુકો હોવાથી તુતક ઉપર ટાંટીઆ ઠરતા નથી અને આપણા પુરાણા મીત્ર અવાજ "ઓ—ઓ—" પાછા કંઇ કંઇ સંભળાય છે. વળી પાછી ખાણાની મેજ ખાલી પણ આ વાર જે હીમત રાખી ડેક ઉપર થભ્યો તે ઝીત્યો. એક ગમથી સ્ટીમર ચાલે તેનાથી જરા દુર કીનારે આગગાડી દોડતી જણાય અને બેને જાણે સરત લાગી હોય તેમ મામલો નજરે આવે. ખરેખાત ઇટાલીનો કોસતો યુરોપનું નાક છે. સાથે સારો આપેરા ગ્લાસ રાખજો ને નહીં રાખો તો કરારે બીજાનો માગવાની જરા નફટાઇ તૈયાર કરી મેલજો, કારણ કે આટલા જીલ્લા માટે કાચની તો જરૂર પડશેજ

---

## પ્રકરણ ૩.

પણ હવે જીવ ખુશાલ કેમ છે? આવતી કાલે માર-સેલસ પુગવાનું છે. કાળા લોકમાંથી છટકીને સાહેબ લોકમાં જવાનું છે. ગોરા વેટરો "સર–સર" કરશે તે સાંભળવાનું છે. ગોરા કોચમેનની ગાડીમાં બેસવાનું છે. અરે આ હીંદુસ્તાનમાં ગોરા ટોપીવાળાઓની જેટલી અક્કડ ખમી હતી તે બધાંનું વ્યાજ સીકે વેર લેવાનું છે. પણ ત્યારે મારસેલસ ઉતરવા અગાઉ એકવાર અંઘોળી લઇ એશીયાનું બધું પાપ ધોઈ નાખયે તો ઠીક પડશે એવો વીચાર કોઇ અભાગીએ ચોઘડીએ નાપાક શેહેતાને મારા દીલમાં મુકયો. જ્યારે કપડાં ઉતારી હું મારબલનાં ચાર માણસ સમાઇ જાય તેવાં ટબમાં બેઠો ત્યારે મારૂં ઘડ કોણ જાણે કયા ચરવા ગયું હશે તે હું હવે કહી શકતો નથી. યુરોપમાં જવાના હર્ખમા મેં બેધ્યાન એક નળ જરા છોડયો તો, નરો પાકો સ્ટીમ સુમારે એક ચમચો મારા પગ ઊપર પડયો. મેં ભુલથી "હોટવાટર" નો કાક ઊઘાડયો હતો. એક જબરી ચીસ પાડી હું રબરના દડાની પેઠે ઊછળીને બહાર પડયો તો પગ ઉપર ખાસ્સો મોટા બતાસા જેવડો છાગડો. હું બહુજ નસીબવાન કે તુરત કુદી પડાયું, નહી તો આખે શરીરે દાઝી જવાનો સોદો હતો. એ પાણીના 'કાક'ની બહુજ સંભાળ લેવાની જરૂર છે. કારણ કે જે ઊપર "ગરમ પાણી" મોટા અક્ષરે ફ્રેંચ ભાશામા લખેલું છે, તે પાણી નહીં પણ

અફલાતુન સ્ટીમ છે અને જરા નળ ઉઘાડતા આખો બાથરૂમ સ્ટીમથી ભરાઇ જઇને માણસને ગુંગળાવી નાખે છે 'બાથમેન' પાસે પહેલાથી પાણી ભરાવી નાખવામા સવાનતી છે વળી દરીયાનુ પાણી એટલે આપણો સાબુ ચાલશે નહી તેબી ખુબ યાદ રાખવુ. દરીયાના પાણીમા સાધારણ સાબુ બીલકુલ ઓગળતો નથી ખારા પાણીનો "સી વોટરસોપ" જુદો આવે છે પણ આ બલાગત વળગી તેનુ કેમ કરવુ ? ખોડગતો ખોડગતો મારી કેબીનમા ભરાયો અને સાથે "આકસાઇડ ઝીંક" હતુ તે વેસલીનમા મેળવી પગ ઉપર લગાડયુ અગન તો નરમ પડી પણ બીજા પદર દહાડા સપાટ ઉપર કાન ચલાવવુ પડયુ

હાલ તુરત તો આ મુસીબતને અત્રેજ પડતી નાખ્યે કારણ કે સ્ટીમર ઉપર દોડાદોડી છે મારસેલ્સ–યુરોપની ભાગોળ આઘેથી દેખાય છે પદર દહાડાની સફર તમામ થવાનો સમય નજીક આવ્યો છે પહેલાથીજ સુનાનના સનાચાર મળ્યા કે મારસેલ્સના ગોરા નજુરોએ બદર ઉપર હડતાળ પાડી છે એટલે સામાન ઊતારવાની મારામાર છે ખેર, તેમા આપણે શુ કરશુ જે સઉનો રાહ તે વહુનો રાહ 'ઓથીઆના' ધીને ધીમે જઇને દાકથી સુનારે પચાસ ફીટ આઘે ઊભી ડેક ઉપર એકબી ચોપચો 'પોર્ટર' નજે નહી, હજારો ગોરા પોર્ટરો અદબ વાળીને તમાશો જોતા દક્કા ઉપર ઊભેલા પણ કોઇ ચનડે કે વનડે

નહી. સ્ટીમરના સતાવાળાઓએ સઘળા ઊતારૂના બેગેજીસ બે મોટી સ્ટીમ ટગામા નાખ્યા અને અમે કીનારે ઉતર્યા. હવે આહીં હકૂતેખાન નંબર ત્રીજી શરૂ થયું. સઘળો સામાન કસ્ટમમાથી પસાર થવો જોઇયે અને સઉ સઉએ પોતાના દાગીના આગળ રહીને ખોલીને તપાસાવવા જોઇયે. પુણ સામાન હાથ આવે કયાથી! હજારે દાગીના ને જાત જાતની એકસરખી ત્રંકોનુ એવુ તો ભેળસભેળા એકઝીબીશન હળમળી રહ્યું હતુ કે એક કોથળો એલાર તો બીજો પેલાર પડેલો. લગભગ બે કલાક હુ ખોટી થયો ત્યારે મારા દાગીના જડ્યા. એક તો ફ્રેંચ ભાશાની આવડત નહીં એટલે મુગા બેહેરાની ભાશામા બધુ કામ લેવાનું. ભલા ભલા ઇગ્રેજ સાહેબ લોકો જેઓ હીંદુસ્તાનમા ઇંડીયેર ઉપર પડીને બોય બટલરથી હાકમી ચલાવે તેઓ બીચારા આહીં હાથમા પોતાના કોથળા લઇને કુતરાની કાની હાંકતા દોડે. સર નાઇટો અને મોટા મોટા કરનલ સાહેબો નરા ગરીબ ગાય જેવા એમથી તેમ દોડી પોતાનો સામાન પોતેજ તપાસાવે અને ઊપાડીને બહાર ગાડીમા લઇ જાય.

ચઢતી પડતીને જગ આધીન છે,
મુર્ખ ઝટ તું માને રે.

મને આ દેખાવ જોઇ બહુજ રમુજ મળી—સીંહ અને ઘેટાને એક ઓવારે પાણી પાનારૂ એ દેશ તે ખરૂં. ભલો ધનેતર લૉર્ડ ને પાવલાની મજુરી કરનાર પોર્ટર બને એક ઓલાદના, એકજ રગના, એકજ હીમતના એટલે આહીં

કાંઇ ચલે જાવ બલે જાવની ધમક અથવા "યુ બ્લડી ફુલ" ની થુંક ઉરાડવાની ચાલે નહીં અહીં તો "હાડા શેઠ" નું સામું રાજ છે. લાર્ડ સાબ કાંઇ હીંદુસ્તાની મટકો બતાવવા જાય તો થોબડફ્લાકનો સરપાવ સામો ઝીલવાનો સોદો છે. પણ એટલું ખરૂં કે મારસેલસના ફ્રેંચ કસ્ટમના અમલદારો જાતે નેમનતાઇવાળા છે જો તમે બીલ્લસ નમો તો તે ગજ નમશે સામાન તપાસતા જો જરાબી ચેચી કીધી તો એક બોલ બોલશે નહીં પણ તમારા દરેક પોર્ટ-મેટો ઉપરથી નીચે સુધી ખાલી કરાવશે અને બધુ ઉપરનું હેઠે એવું કરાવશે કે પાછુ રચતા બીજા બે કલાક થાય પણ જો નમાના થઇ "મીનીગો" બનીને કુંચી કહાડીને આગળ ધરશો તો તમારૂં મોહ ફક્ત જોઇને ઉપર ચાકની નીશાની કરી આપશે એ લોક મુખ્ય તપાસે છે તે એ કે તમારી પાસે સીગાર કે દારૂ અથવા જ્વેલરી છે કે નહીં. દરેક ઉતારૂને એક ખોલેલો બાક્સ ચીરૂટનો શ્રી લઇ જવા દીધામા આવે છે બાકી તે ઉપરાત ભારી જકાત છે પણ મુલકે મુલકથી આવતા મુસાફરો કાંઇ કાચ્ચા નથી. એવી એવી જણસો પોર્ટમેટોમા રાખે શું કામ? ઘણાઓ તો ઓવરકોટના આઠ ગજ્વા-હોય તો દરેકમા દશ દશ ચીરૂટ અથવા લેસના બંડલ ઠેસવી દે, કારણ કે ઊતારૂના બદનપરના કપડાના ઝાડા લેવાનો ચાલ નથી વળી ઇટાલીની સરહદમા દાખલ થતા એવો કાયદો છે કે એક ચીરૂટ સળગાવેલી હોય તે માફ બાકી

બધાં ઉપર અતી ઘણી ભારી જકાત. એટલે સેલર બાવાઓ મોટી, એક ફુટ લાંબી, રતલના વજનની રાક્ષશી ચીરૂટ લઇ આવે. અને સરહદમાંથી પસાર થતાં તેનો છેડો સળગાવીને ફુ ફુ કરતા ખુશાલ કસ્ટમ હાઉસમાંથી પસાર થઇ જાય. કસ્ટમ સતાવાળાઓના બાપથી બોલાય નહીં કેમ જે એક સળગેલી ચીરૂટની બોલી! પછી તે ત્રણ ઇંચ હોય કે ત્રણ ફીટની હોય. કસ્ટમના ઓરડામાંથી બહાર પડ્યા કે સળગેલો છેડો બુજાવી નાખીને એક રતલ તમાકુ એ રીતે વગર ફી આપવે પસાર કરી લાવે. અને તો કોઇએ કાંઇ પુછયું નહીં એટલે બેએક કલાક ટાંટીયા તોડીને બહાર પડ્યા. કસ્ટમ હાઉસ ને ડાક બહુજ નાહાંના. આપણા પ્રીનસીસ ડાકથી સુમારે આઠેક ગણું હશે. કાંઇ સેંકડો સ્ટીમરો માહે અડોઅડ લાંગરેલી તે બચુકલી જેવી જણાયબી નહીં. અંદરજ રેલવેની લાઇન, અંદરજ હોટેલ, જાણે નાનુ જેવું શેહેર વસી ગયલું. રેલવેની કાંઇ અગણીત સાઇડીંગો હતી અને મેં પહેલીજવાર જોયું કે એક સાઇડીંગપરથી પાસેની સાઇડીંગ ઉપર ગાડીઓ લાવવા માટે શનટીંગ કરવાની જરૂરજ નહીં. આપણા દેશમાં તો એકુ વેગન કે ડબ્બો ક્હાડી નાખવો હોય તો એનજીન તેને ઘસડીને લાવે લઇ જાય અને પછી પોઇંટસમેન તેને બીજા પાંટા ઉપર મુકે કે પછી એનજીન તેને બીજા પાટા ઉપર લાવી નાખે અને

ધકેલા ખાતુ પાછું જાય યુરોપમા સીરત જુદીજ છે ને ડબ્બો કહાડવો હોય તેની તળેના પાટો ઉચકાય અને એમનો એમ ડબ્બો એક મસ મોટો ૧૭ હાથનો ઘોડો આડો ને આડો ઘસડી લાવે અને પાસેના પાટા ઉપર મુકીને ઘોડો પાછો ચાલી જાય કે બે મીનીટમા સઘળું ખલાસ. સ્ટેશનને લગતુજ ટરમીન્સ હોટેલ તેજ કમપાઉંડમા છે તાહા ઉતરવુ ઘણું સુગમ પડતું છે કારણ કે એક મીનીટમા ટ્રેન પર જવાય છે એટલુંજ નહી પણ હોટેલ રેલવે કંપનીનુ હોવાથી ઉતારૂઓને ટાઇમે ટાઈમ ટ્રેનોની ખબર આપવામા આવે છે

સાથે ફ્રેંચ ચલણી પૈસા રાખજો

૧૦૦ સાનટીમનો એક ફ્રાંક

૨૦ ફ્રાંકનો એક લુઇ. (સોનાનો)

એક ફ્રાંક તે આપણા દશ આના

દશ સાનટીમ તે આપણો એક આનો

જગે જગ ઇંગ્લીશ સાવરીન ચાલશે પણ જો જરા હુશીઆરી નહી રાખી તો થાપ ખાઈ જશો કારણ કે દેખાવમા બને એકજ છે

સોનાના લુઇના વીસ ફ્રાંક

સોનાના સાવરીનના પચીસ ફ્રાંક

સંભાળજો!

મારસેલ્સના ગજાવર સ્ટેશન ઉપરથી પડખેજ ટરમીનસ હોટેલમા પગ મુક્યો કે નવી વેલાતી જીદગી શરૂ

થયલી સમજવી. શું મોટાં દીવાનખાનાં અને શું ઈલેક્ટ્રીક બતીનો જઝગડો. કાચથી બંધ બસત કીધેલા મસ મોટા વરંડામાં જમવા બેસીયે તો જાણે કોઈ રાજવૈભવ મંદીરમાં બેઠા હોઇયે. ગોરા વેટરો, ઉંચી બનાતના ફ્રાક કોટ અને ઇસકી કાલર સાથે હાથે મોજાં પેહેરીને વારનીસનાં આણીદાર બુટમાં આપણને આંજી નાખે છે. વળી સર્વે વેટરો એવા ખુબસુરત અને મોહમાં મલાહી મેલી હોય તો પીગળીને પાણી થઇ જાય એવા સફાઇદાર જબાનવાળા કે ખીસાંમાં હાથ નાખતાં જીવ ખખડતો નથી. આપસે આપ સોનાનો સીક્કો પીગળીને હથેલીમાંથી ગરપ થઇ જાય છે. કાંઈ સેંકડો મુસાફરો નાની નાની જમવાની ટેબલ ઉપર બીરાજે છે અને તેઓની આગળ સંખ્યાબંધ સોહમણા વેટરો નોકરી બજાવે છે, પણ તેમનાં પગલાંનો અવાજ જાણે મખમલની તળાઈ ઉપર ચાલતા હોય તે મીસાલ છે. મોહમાથી એક હુંકારોબી નીકળતો નથી. અરે યારો, તે વાર મેં મારા મુંબઇના "એસનસ આફ એસેફ્રેટીડા"ની લંપટવાળા બબરચીઓને કેવા યાદ કીધા. જો આલબ્લેસ બાગમા બસો ચારસો જનનું ખાવાનું હોય તો શું તેમની ધમાધમી, શું એક બીજાપર હુકમ ચલાવવાની ઉલટ, શું તેમના સદરાનો રંગ ને પસીનાના ઢંગ, શું તેમની ક્સતી અને શું તેમના પગ. વેટરો ખાણું લાવે અને પોતેજ પીરસે તેમની સફાઇથી હું અક્કલ હેરાન રહ્યો. એક હાથમાં

મોટી ચાદીની ટ્રે અને બીજા હાથે ચમચા અને કાંટા વડે આગળાની કારસાજીથી વાણી ઉપાડીને જાણે ચીપીઆથી ઉપાડી હોય તેમ તમારી પ્લેટમા મુકે દારૂ લાવે તો નેતરની વણેલી નાની બાસકીટમા નના કોરા ટુવાલમા વીટાળીને બાટલી એવી સફાઈથી આણીને મુકે કે જાણે તેમા કોઈ મુએલા રાજવશીને પોઢાડયો હોય આપણી ટેબલની આગળ પાછળ ઉપર અને નીચે પામના ઝાડો અને ફુલના ઝુમરો એવા લટકાવી દીધેલા કે નરા જાણે પરીઓના માંડવાઓમાં બેઠા હાઇયે પૈસો તો ખરચાય પણ એવુ લાગે કે જાણે આખી જીંદગી સુધી દલદેસરી કીધા પછી કોઇ વાર આમ પૈસો ખરચેલો હલાલ છે

પણ યાદ રાખવુ કે અહી બધી ચળકતી ચાઇચાઇઓ છે તે સાથે સોનાનો ધુમાડો પણ ઉડવાનો સભવ છે અહી કાઇ ઉઘાડા પગીઆ ફુરી ચાવલ ગોપાઉઓ નથી કે ખાઈ પીને બે આની ફેકી તો બે હાથે સલામ કરે અહીના વેટરોનો પગાર થોડો છે પણ ચીઝીટરો તરફથી જે 'ટ્રીપ' મળે તે ઉપર તેમનો મોટો આધારછે, એટલે ખાણુ ખાઇ રહ્યા કે બીલ આપે તે સાથે બનનદાન ફ્રાન્કની ચોટલી તો ઉઠી એન નક્કી હીસાબ કરી રાખજો જો એના જરા મ્જર કીધી તો પછી બીજી વખત "લાઆઆયો—સાહેબ" ને ત્યાનો ત્યા હજી તો અમે જમીએછે એટલા કાને ઘબારના જમણનુ તેડુ



મારસેલ્સમાં પેહલું મોહોસ્નાદર્શું.

ફરવા મોબેદ બાંગ મારે છે તેવો સ્રાદ આવીઓ. 'ઉં-ઉં-ઝમવાનું ઇઝાન કાલે બપોરના અલ્લાઇબાગમેએએએ. ચુક કરતા નહીં. હું આમ કહેવા માંગતો નથી કે મેં ઉપલાજ શબ્દો સાંભળ્યા પણ આગ્રાદ એને મળતો રાગડો મારે કાને પડતાં હું મારા સોબતીને પુછવા પડયો કે એ શું? ખોલાસો મળયો કે એ તો ફ્રેંચમાં કહેછ કે બાનુઓ અને ગ્રહસ્થો દશ મીનીટમાં લીઓંની ટ્રેન નંબર બાર પ્લાટફાર્મ ઉપરથી ઉપડી જશે. જેમ જેમ ટ્રેનોના ઉપડવાના ટાઇમ આવે તેમ તેમ આ ઘંબારી બાંગીઓ ડાઇનીંગ રૂમની વચ્ચો વચ આવીને પોકારી જાય. મને અવાજથી બહુજ ગમત મળી—નરો આબાદ જાણે કાવસદારૂ ખરપાસ!

મારસેલ્સ યુરોપનો દરવાજો હોવાથી જબરદસ્ત શેહેર છે, તેને નાના પારીસની ઉપમા આપી છે તે ખરી છે પણ અહીં તેનું વર્ણન કરવાની જરૂર નથી. પાછો ફરતી વખતે હું ત્યાં ચાર દીવસ રહયો હતો એટલે જે કાંઈ કહેવું હશે તે ત્યાં લખીશ. ખુબસુરત તો ખરૂં; પાપીબી ખરૂં ને રમુજી પણ ખરૂં. હોટેલોનો ઠાગ નથી. દશથી બાર લાખ રૂપીઆનું હોટેલ તો અમથું નાનું થરડ ક્લાસ કહેવાય. ટરમીનસ હોટેલમાં ત્રીજા માળે એક મધ્યમ કદના ઓરડાના રોજના છ ફ્રાંક—સાડાચાર રૂપીઆ—ખાઓ પીઓ તમારે ગમે તાંહા, નાહવાનાં બાથ-નો દોઢ ફ્રાંક—એક રૂપીઓ. પહેલ વહેલાજ યુરોપમાં

પગ મુકેલો એટલે બધુંજ નવું નવું લાગે. ઇલેક્ટ્રીક લીફ્ટથી ઉપર ચહડયા અને આપણને સપોરદ થયલી કુંચીથી ઓરડો ઉઘાડયો તો મારો સામાન રચીને બરાબર મુકેલો એટલુંજ નહીં પણ મારો 'હોલ્ડઓલ' ઉખેડીને માહેથી સ્લીપીંગ સુટ કહાડીને ઘડી કરીને બીછાના ઉપર મુકેલો; સપાટ બરાબર જગાએ મુકેલી ને જાણે ઘેરનો સખારામ બધું રોજ કરતો હોય તેમ ગોઠવી ગાઠવી દીધેલું. બીછાના ઉપર ઓઢણીને બદલે એક મોટ્ટી ડુંગર જેવી સુમારે બે ફીટ જાડી પીછાની તળાઇ મુકેલી. ઠંડી લાગે ત્યારે સુઈને આ ડુંગર આંગ ઉપર ચહડાવવાનો કે હુકે આવે. આદત નહીં એટલે પહેલા તો અકરવકર ઘણી લાગી પણ પછી તો આ ડુંગર બહુ માનીતો થઇ પડયો ઓરડામા ત્રણ ઇલેક્ટ્રીક બતી. એક બીછાનાના માથા આગળ, બીજી લખવાની ટેબલ ઉપર લીલા શેડવાળી અને ત્રીજી ઓરડાની બરાબર અધવચમા પણ કોઇ શોખીન જીવડો સવળી ત્રણ બાળીને આખી રાત પોતાના ઓરડામા દીવાળી કરે ને કાઇ ખર્ચના પરવડે નહીં એટલે માવલા હોટેલવાળાઓએ એવી રચના કરેલી કે વચમાની બળતી હોય ને માથા આગળની સળગાવવી હોય તો તેની ચાપ ફેરવના તે સળગે પણ વચમાંની હોલવાઇ જાય. લખવાની સળગાવો તો બીજી બે પોતાની મેળે બંધ. જાજરૂના પણ એજ સેફ્ત. નકામા પૈસા

બગાડવા નહીં. જ્યારે જોઇયે ત્યારે અંધારૂં હોય ને બારણું ઉઘાડી માંહે પેઠા કે લાગલી વીજળીની બતી સળગી જાય. પાછા બહાર આવ્યા ને બારણું ઢંકાયું કે બતી ગેબ!

પણ હાલ તુરત મારસેલ્સને એક બાજુએ મુકી સ્ટેશન ઉપર જવાનો વખત થયો. સ્ટેશન બી ઘણુંજ નાનું—અઢારેક પલાટફૉર્મ હશે ને સુમારે એકી વખતે આઠેક ટ્રેન ઉપડવાની તૈયારીમા. ક્હા જવું ને કઇ ટ્રેન-માં બેસવું તેબી બરાબર સમજ નહીં પડે એટલે ઇંગ્રેજી બોલનાર ગાઇડ લેવામાં સર્વથી મોટી સલામતી છે. કુકની આફીસો હર જગો છે ત્યા જઈનેજ રેલવેની ટીકીટ લેશો તો તેઓના કારભારી બરાબર ટાઈમે આવીને તમને ઠર પાડી આપશે. પણ સબ સોનેકી ને પુક પીતળકી. આખ્ખા યુરોપમા લાબી મંજલની મુસાફ્રીની હાડમારી ભારી છે. પહેલા તો પહેલા વર્ગની ગાડીમાં બે દહાડા અગાઊથી બંદોબસ્ત કરો ને પચાસેક રૂપીઆ ખરચો તો પારીસ સુધી એક રાત સુવાની એક સીટ મળે. બાકી નહીં તો આખી રાત ઉભા ને ઊભા બેસીને ઝોકા ખાવાનું. સીટની વચમાં એકેક માણસ બેશે તેવા ખાંચા રાખીને હાથા જડેલા એટલે ખાલી ગાડી હોય તોબી અરડાઇને પડાય નહીં. વળી સામસામી બેસીએ તો એકેકનાં ગુટણની વચમાં ખાસી છ ઈંચની જગા વધે એટલો એક નાહેનો હેંડ બેગબી

મુકાય નહીં. તમારો બધો સામાન બ્રેકમાં નખાવવોજ જોઇયે. એકાદ હેંડ બેગ હોય તો તમારાં માથાં ઉપર નેટની જાળીમા માય એટલોજ લેવાય. કોરીડોર ટ્રેન એટલે ઈનજીનથી તે છેક સેવટની ડાઈનીગ કાર સુધી ફ્રરાઈ શકાય એવી પડસાલ ખરી પણ ત્યા એક સોટીકે મુકાય નહીં. મુક્યું તો ઈનસપેકટર જે ચાલતી ગાડીએ બી ફરતો રહે છે તે આવીને ઉચકાવે. એકવાર કહ્યુ ને નહીં ઉચક્યું તો લાગલું બોચકું ઉપાડીને બહાર ગીએલુંજ છે. તાંહા કાઇ "શુ ધેમ રાસકલ" ચાલે નહીં. આપણી તરફ ઇંગ્રેજ સાહેબ લોકો રેલવે કુ. ઉપર કેટલી તરેહના જુલમ ગુજારે છે તે તો જાણીતી વાત છે. અહીંની હીરા જેવી ગાડીઓ જોઇ એ સાહેબો નાકના ટીચકાં ચહડાવે છે. અહીં તો ગરીબ ગાય જેવા રેલવે નોકરો ઉપર તાનાજનીનો પાર નથી. અહી છ બેઠકની ગાડીમાં બે સાહેબો લાંબા ટાટીયા કરીને દીસા દીસ અરડાઇને પડે છે અને ત્રીજો આવ્યો તો હરખાયલા કુત્રાની પેઠે ઘુરકવા આવે છે. અને ત્યા? ત્યા હાડમાર થયલાં આસામીની પેઠે બોચી ખજવારીને સારી રાત ખડા બેશે છે. અહીં બસો રૂપીઆના કમાનારા ટીનપાટીઆને ફરસ્ટ ક્લાસ વગર ચાલે નહી. તે ડોક એવી અધર રાખે છે કે જાણે ઓય બતીના ફાનસમાથી આખો ને આખો બહાર નીકળી પડશે. તાહા? જાણે કાળી બકરીના પેટમા કલેજી નથી. અહીં સાહેબો—પોતે સુધાં—

મોટી મોટી પેટીઓ અને કુરતનીના છતર પલંગો, ગાડીમાં ધકેલીને લઈ જવા માંગીએ છીએ—ને ગાડીને ગુડસ વાગનનો અવતાર આપીએ છીએ ને તલમાં તસુ ઓછું પડયું તો જીવ પછાડી કંપનીને ગાળો ભાંડીએ છીએ. ને ત્યાં ફક્ત એક હેંડ બેગ ઉપર શોકરાના કરવા પડે છે તો ચું કે ચાં બોલતા નથી. મારો મીત્ર ટીનપાટીઓ ત્યાં ફરસ્ટ કે સેકંડ ક્લાસમાં જવાનો સ્વપનેથી વીચાર કરતો નથી. બચારો ચાટ જેવો "હસ" ક્લાસમાં ઘુસે છે. તો ઘુસે નહીં તો જાયબી કયાં? અહીં ફરસ્ટ ક્લાસના મુંબઇથી પુના જવાના રૂ ૭) તો ત્યાં એટલાંજ છેટાંના રૂ૨૦!! યુરોપીઅન ટ્રેનનો દર આપણા દેશી દર કરતાં ખાસ્સો ત્રણ ગણો છે. મારસેલ્સથી પારીસ હર કીસમની ટ્રેનો જાય છે તેમાં એક "ટ્રેન ડ લક્સ" જે રાતના ૯ વાગે ઊપડી સહવારના પોહોરમાં પારીસ પહોંચાડે છે તેમાં બધાજ ફરસ્ટ ક્લાસ. ક્લાકની સુમારે એકસો મૈલની ઝડપથી જતી હશે. વીમો ઉતારીને બચાં છોકરાંને બરાબર મળી ભેટીને બેસવું. પણ હજુ રેલવે વીશે તો ઘણું લખવાનું છે. ફરીથી વાત.

યુરોપની આગગાડીઓનું ખેમાન ભારી છે, મોઘી દાટ તો ખરી પણ તેમ બધી વાતે ભરપુર. સ્ટેશનપર જતાંને વાર પલાટફોર્મ ઊપર એક નાની લાઇટ લોઢાંની ગાડી તમારી આગળ આવી ઉભી રહેલી જોશો, તે

ઉપર સોજી સફેદ ઉનની બ્લાકેટોના ઢગ મારેલો અને બાજુએ ફુલ જેવા ગલેફવાળા તકીયાએ ટાંગેલા. એક બ્લાકેટ અને એક તકીએ આખી રાત વાપરવાને એક ફ્રાંક. આપણી સાથે બીછાનુ લઈ જવાની કશી જરૂર નહીં. જે સ્ટેશને જવુ હોય ત્યા પહોચ્યા કે લાગલો પેલો તકીયા વેચનાર આવીને ઉભો રહે અને પોતાને માલ સ્વાધીન લઇને ચાલ્યો જાય સાબુ તુવાલનીબી ખટપટ નહી. દરેક પ્લાટફૅાર્મ ઉપર "પેની ઇન ધી સ્લોટ"ના સ્ટાડ ઉભા કીધેલા તેપર લખેલુ કે હાથ મોહોડું સાફ કરવુ હોય તો આ ચીરણમા દશ સાનટીમ (એક આના) ને સીક્કો નાખો. જેવો સીક્કો ચીરણમા નાખયો કે લાગલુ એક નાનુ પડીકુ પોતાની મેળે આપણા હાથમા આવીને પડે તે ઉખેડીને જોતા માહેથી એક નાનો તુવાલ, એક નાનો સાબુનો કડકો અને એક ઝીણી કોલનવોટરની શીશી મળી આવે હાથ ધોઈને બધુ ફેંકી દેવાનુ વળી ટ્રેનને જરા ટાઈમ હોય તો એવા બીજા સેકડો સ્ટાડો ઉભા કીધેલા તેમાથી તરેહવાર કીસમની ચ્યુંજ મળે કોઈમાથી પોસ્ટેજ સ્ટાપ મળે, કોઇને ચોકોલેટ ખાવાનો શોખ થઈ આવ્યો હોય તો દશ સાનટીમ, કોઇને બીડી જોઇએ તો દશ સાનટીમ, એટલુજ નહી પણ આ દેશની પેઠે પલાટફૅાર્મ ઉપર જવાની ટીકીટ લેવી હોય તો હજાર માથાકુટ નહી બહાર રસ્તા ઉપરજ એક સ્ટાડ ઉભુ

કીધેલું તેમાં સીક્કો નાખ્યો કે એક પલાટફોર્મ 'પાસ' ડપ દેતી આપણા હાથમાં આવીને પડે. આ "પેની ઇન ધી સ્લોટ"નો સીસ્ટમ જર્મનીમાં હસવા સરખી હદે વધી ગયો છે તેનું વર્ણન હું હવે પછી આપીશ. રેલવે ટ્રેનમાં પણ એજ કૌતક. જાજરૂમાં જાઓ ત્યાંબી એવાં સ્ટાંડ ઉભાં કીધેલા. ફકત સીક્કો ચીરણમાં નાખવાની વાર, કે ટુવાલ સાબુ તૈયાર. તમે જાણોછો તો ખરા કે યુરોપ્યન બચ્ચાને બધું ચાલે પણ "ચગરદમ" વગર નહીં ચાલે. એવું ભુખ ને પ્યાસનું દરદ વળગેલું એટલે તેની કારસાજી કાંઈ જેવી તેવી હશે? દરેક લાબી મંજલની ટ્રેનો સાથ ડાઇનીંગ કાર તો હોયજ હોય. ટ્રેન ઉપડી કે એક ઈનસપેકટર તમને છાપેલી ટીકીટ આપી જાય, તેપર લખેલું કે તમારી ખાધાની ટેબલનો નંબર ૧૯, તમારો જમવાનો ટાઈમ-બપોરના ૧॥ વાગે. આ ટાઇમે બરાબર તમે તમારી જગા ઉપર જઇને બેશો અને ખુશાલ જમીને પાછા તમારા ખંગમાં જાઓ. લાબી ને લાંબી કોરીડોરમાં ફોલડીંગ ટેબલો વળગાડી મુકેલી તે ફહાડીને તમારા ખંગમા ઉભી કરી કે ચાહ, કાફી, પાઉં, માખણ વગેરે ઑર્ડર કરો તો તેની પણ અડચણ નહીં. સુવાઓને જરા દુખે ચાલે નહીં. બધા સોલે આના પુરા જોઇયે. ખાવા બેસે ત્યાં હાથમાં વાઈન લીસ્ટ દરેકને બક્ષક્ષ આપે. આ વાઈન લીસ્ટ ઉપર ટ્રેનના બધા સ્ટેશનોનો નાનો નકશો

આપેલો અને ક્યા સ્ટેશન ઉપર ક્યારે પુગશે તેનું ટાઈમ ટેબલ આપેલું, એટલુંજ નહીં પણ દરેક સ્ટેશન ઉપર કયું હોટેલ સારૂં છે તેનું નામ તથા જોવાલાયક જગાઓની ટીપ આપેલી. પણ સમજો કે કોઇને ડાઈનીંગ કારમા ખાવાની ખુશી નહીં હોય તો તેનીબી સામગ્રી તૈયાર. પ્લેટફોર્મ વેરથી જડેલી એક નાની 'કાર' પ્લાટફોર્મ ઉપર ફરતી ફરે તે ઉપર બધી જાતના વાઈન, ચમપીન, બ્રાન્ડી, બીર, પોર્ટર, મીનરલ વાટર, બાફેલા ઈંડા, બીસ-કીટ, પાઉ, ફ્રૂટ, બતક તથા મરઘીના પકાવેલા ફાડચા વગેરે રચીને ગોઠવેલુ. મે મારી નજરે જોયુ કે ભલા ભલા યુરોપીયનો, ઝટ ઉતરીને બે ચાર બાફેલા ઈંડા પોતાના ફ્રાક કોટના એક ખીસામા એકાદ પાઉ બીજા ખીસામા દાબીને બીરની પાઇ ટ લઇને એક મીનીટમા પાછા પોતાના ક્લાસમા ચહડી જાય. ટ્રેન ઊપડવા પછી બધાની વચ્ચે બેસીને ગજવામાથી ગજબ કહાડીને કગરને છુટે નોશ કરે. પણ એથીબી સરસ શુ? ફ્રાંક આપો તો તમને એક મજેની રમકડા જેવી ટીફીન બાસકીટ આપે તેમા નાહનો છરી કાંટો, કાગળની બનાવેલી શોભઇતી બે રકાબીઓ, એક નાનો કાર્ક સ્ક્રુ, એક વાઇનની પાઈંટ, એક મીનરલ વાટરની પાઇ ટ, એક કાગળની દાબડી તેમા ગ્રાહ સવાદીઆ મારે ત્રણ બીસકીટ, એક સગ્રો, એક પકાવેલો બીફ ચાપ, એક મરઘીની ટાગ, અને બે જાડી પાઉની કાત્રી એટલુ રચીને મેલેલું. ઝીણી ઝીણી

બે દાબડીઓમાં નીમક અને મરી!! ટ્રેન ચાલતી જાય ત્યારે કરારથી જમીને પછી ટીફીન બાસકીટ તમારી સીટની તળે ધકેલી દયો, નહીં તો સાથે લઇ જાઓ. વાઇનની પાઇંટ ઉપર એક નાનું ટંબલર ઉંધું મુકી તે ફીટથી બાંધી લીધેલું તે બુચ તરીકેબી કામ લાગે અને ટંબલર તરીકેબી કામ લાગે. આ સઘળાંને શોભાઈતી લાલ અથવા બ્લુ ફીટથી બાંધીને એવું સગવડ ભરેલું કરી મેલેલું કે કશી વાતના પોણી સોળ આના નહીં. હું આ વેલાતી મુલકના વર્તમાનપત્રોના સાહાસના પણ વખાણ કરૂં છું. અરેરે અભાગ્યાં હીંદ, આ પંક્તીએ પહોંચતાં તને કેટલાં વર્ષ જોઇશે, બલકે કોઈ દહાડેબી પહોંચશે કે? ટ્રેન જેવી સ્ટેશનપર આવી કે તાજાં તમ તમતાં વર્તમાનપત્રો એક પળની વચ્ચે હજારોની સંખ્યામાં વેચાઇ જાય. અમારી અજાયબી વચ્ચે મેં જોયું કે લંડનમાં પ્રગટ થતું "ડેલી ક્રાનીકલ", દશ સફાનું ફક્ત 'હે પેની,' એટલે જે બે દોઢીઆમાં તા૦ ૬ ઠીનું તેજ સાંજના મારસેલ્સના સ્ટેશન ઉપર વેચાતું હતું.

પણ હવે ટ્રેનોનો છેડો છોડયે. મારી ચશમોની બાબદમાં શું કરવું ને કયા જવું તેનો આગળથી કાંઇ વીચાર કરેલો ન હતો. મુંબઈ અને મદ્રાસના પ્રખ્યાત નેત્ર વૈદોએ જાત જાતની ધમકી અને જાત જાતનાં મત ઓચરયા હતાં. એકે તો ખુશ વધાઇ આપી હતી કે બીજાં એક વર્ષમાં આ અદના લખનાર બીલકુલ આંખ-

નુ તેજ ખોઇ બેસશે બીજાએ તેમા ઉનેરો કર્યો કે બધા આખના પડદા ઘસાઇને પાતળા થઈ ગયા છે એટલે હવે ધીરજ ધરી બેસી રહેવા સીવાય ઉપાય નહી વળી એક ત્રીજાએ ધીરજ આપી કે, "મારૂ માનો ને આખને ચુથાવતા ના, એનાથી કાંઈ સારૂ નથી" આ પ્રમાણે ચોમેરથી ગાભરાવ્યો ખરો પણ શુ દર્દ છે અને પદર નબરના "શોર્ટ સાઇટ"ના કાચ પહેરતાબી ધોળે દીવસે રસ્તામા ગ્રાહારતુ નથી તેનો ઉપાય કોઇએ નહી બતાવ્યો ખેર, હવે તો જે બને તે ખરી એવો છાતીએ ગાઠ વાળીને યુરોપની મુસાફરી શરૂ કરી પણ જવુ ક્યા? કોઇ કહે યુરોપમા ચાર પાચ નામાકીત નેત્ર શાસ્ત્રીઓ છે એક પારીસના મોશીઉ ગાલાજોશી, જર્મનીના વીઝબેડન-મા પ્રોફેસર પાજનસ્ટેચર, લડનના પ્રોફેસર નેટલશીપ, બર્લીનમા પ્રોફેસર કોહેન વગેરે કોઇ કહે આ સારો ને કોઇ કહે પેલો સારો આખરે મુબઇના નસ્તા પણ વીલાયત અભ્યાસ કરી આવેલા કેટલાક અનુભવી તબીબ સાહેબો-ની સુચના માન્ય કરી કે બધા ચારે ડાક્ટરોને આખ બતાવી તેઓનુ મત લેવુ અને પછી તે ઉપરથી સાર ઉપજાવી કહાડી આગળ કેમ વધવુ તેનો વીચાર કરવો સુચના એ ઠીક હતી પણ દાણા પાણીજ વીઝબેડન-મા લખેલા હશે એટલે એક પારસી મીત્રે જણાવ્યુ કે તેઓનેબી બદહજમીની જાથુક બીમારી માટે એક નામાકીત "સ્પેશીએલીસ્ટ"ને મળવા સારૂ વીઝબેડન

જવું છે એટલે આપણેબી ગાંઠ વાળ્યો કે વાટ ચુકયે પણ સાથ ન ચુકયે. ત્યારે ચાલો વીઝબેડન. મારસેલ્સથી ઉપડેલા એક દહાડો લીઆં ખાતે હાક ખાધી ને પછી ઉપડયા ને રાતના અગીયાર વાગે "માઇન્સ" આવી પુગયા. અહીંથી ગાડી બદલવાની. માઇન્સ ફકત વીઝબેડનથી દશ માઇલ દુર છે. ટ્રેન ઉપડવાને ફકત ત્રણ મીનીટનો ટાઇમ એટલે જુઓ દોડાદોડી. મારો એક પગ લંગડો, બે હાથમા બે કોથળા, બગલમાં છત્રી અને લાકડી અને ખભે ઓવરકોટ મારેલો ને દોડ મારા બાપ. નરો કુત્રાનો અવતાર. બરાબર ૧૧॥ વાગતે વીઝબેડન પહોંચ્યા. પણ મારી નવી જીંદગીનો નવો સફો શરૂ થાય છે, માટે આ પ્રકરણની છેડે આ મુબારક શેહેરને મુકવાનો હું ગુનાહ કરીશ નહીં.

## પ્રકરણ ૪ થું.

આહાહા! વીસબેડન! વીસબેડન! મારી ચશમોના નવાં નુર, જર્મનીનો રૂપસુંદર બાગ, મકાને પરેસ્તાન, તારા શા વખાણ ગાવું. રફીકો, લંડનની ધુમચકરી, પારીસની લેહેર, બર્લીનની ધાંધલ જોયા અગાઉ પહેલાં વીસબેડન પધારજો અને પાછળથી યુરોપની મોટાઇ જોયા પછીબી આ રળીઆમણી નગરીને વીસરશો નહીં. રાતના બાર વાગતે પુગ્યા ત્યારે જરારતી વરસાદ ઝરમર

ઝરમર થતો હતો પણ બે ઘોડાની ગાડીઓ તૈયાર હતી તેમાં બેસી "ફોર સીઝનસ" નામે પંકાયલા હોટેલ ગમ હાંકી મુક્યું. જવાબ મળ્યો કે "નો રૂમ"—જગા નહીં મળે. બીજાં હોટેલમાં ગયા તો "નો રૂમ." ત્રીજામાં ગયા તો "નો રૂમ." આખરે ચોથામાં હાગ લાગ્યો, જ્યાં માત્ર બેજ ઓરડા ખાલી હતા. આપરેબી જોયું કે દુનયામાં એવી એવીબી જગ્યાઓ પડેલી છે કે જ્યાં પૈસો આપતાં હાગ લાગતો નથી. નાસતો અને બપોર રાતનું ખાવાનું મળી ૯ માર્ક એટલે પોણા સાત રૂપીએ ઠરાવીને રાતોરાત તો ઘોટલો વાળી દીધો. હોટેલના ઇસ્કી મેનેજરને વર્દી આપી કે ગાડીનું જે દામ થયું હોય તે ચુકાવી આપવું. બીલમાં કેટલા પૈસા લખ્યા હશે? શું ધારોછ? એક કલાકના ૮ માર્ક એટલે જે છ રૂપીઆ. કાન ચીમટવાનો અખતરો નંબર પહેલો. એ તો વળી સાહેબલોક થવા જઈયે તે પછી એમજ તો. 'ઓશીઆના'માં સ્ટીમના પાણીથી દાઝેલા પગ તો કહે મારૂં વેર લેઉં. સોજો વધીને લાલ ચકરડું પડી આવેલું એટલે મનથી ગાંઠ વાળ્યો કે બાપુ પૈસા જાય તો ઝાહાનુમસર પણ પરદેશ વચ્ચે કાટાનું કટેસર થશે તો રખડી જઈશું. સવારના પોહોરમાં વીલીઅમને બોલાવ્યો અને દાકટર વીશે પુછપરછ કરી તો જવાબ મળ્યો કે હોટેલને લગતોજ દાકટર છે તેને અબ ઘડી બોલાવી મંગાવશું. ટીંગ ટીંગ ટેલીફોન અને પાંચ મીનીટમાં દાકટર આવી

પહોંચ્યા. તેવણે ભવાં ચહડાવી એવું ડાચું કર્યું કે આપરે જાણયું કે મુવા છુટા. દવા લખી આપી અને વીલીઅમને તે કેમ લગાડવી તેની વર્દી કરી. હવે અત્રે જણાવવું જોઇયે કે વીલીઅમના અંગમાં કાંઇ નહીં તો રૂ ૫૦ નો બનાતનો ફ્રાક કોટ, ચલચલતો કાલર, સફેદ દુધ જેવો વેસ્ટ કોટ અને પગમાં આણીઆળાં પેટંટ બુટ હતાં. તે વેટર કરતાં લૉર્ડ બરૂમને વધારે મળતો આવતો હતો. એ તો ઠીક થયું કે એકુ બે દીવસમાં પ્રોફેસર પાર્જેનસટેચરના હાથ તળે જવું હતું, નહીં તો ડાકટર સાહેબે તો એવી જડ ઘાલી હતી કે બીજા પંદર દહાડાનું સાટું થતે. ભલા આદમી તો વગર પુછ્યેજ આવે અને દર ફેરાના પાંચ માર્ક ખીસાંમાં મુકે. વીલીઅમ સાહેબ હાથમાં કોરીની નાની બાલદી ગરમ પાણીથી ભરીને લઇ આવ્યા અને જમીન ઉપર ગુટણપર બેશી જઇ મારાં બુટ તાણી કહાડયાં અને પગ ખળખળતાં પાણીમાં બોળયો. પાણી સુમારે ચારેક કળસીઆ હશે. બીલમાં ચાર્જ એક માર્ક! બાર આના. ખીસામાંથી પાટો કહાડયો ૬ આના, ચાહ જેવી કાંઇ ભુકી કહાડી ૮ આના. મેં ગણત્રી મન સાથ કરી કે લાર્ડ બરૂમ લોય ઉપર બેશીને મારા પગની કોણ જાણે આટલી સારવાર કરેછ તેનું શુંએક આપવું પડશે. કાંઇજ નહીં! બે દહાડા પા પા કલાક પાટો બાંધ્યો તેના ફકત ૧૦ માર્ક સાડાસાત રૂપીઆ. કાન ચીમટવા-

નો અખતરો નંબર બીજો. એ તો એમજ તો—પગ શું કામ દુઝાડયો! એ તો સારી વાત છે કે દરેક હોટેલમાં ઇલેક્ટ્રીક લીફ્ટ હોય તેમાં ઉતરવાનું ને ચહડવાનું મુફ્ત, નહી તો ચાર ચાર પાચ પાંચ માર્ક આપતાં મુંડી છોલાઇ જાય. યાદ રાખવું કે યુરોપના મોટાં શેહેરોમાં સઘળે ઠેકાણે સાવરીન તો એક રૂપીઓ. વટાવ્યો કે ગેપ. છીકીઆ તો એક માર્ક દંડાયો, મીણબતી સળગાવીને એક ઇંચ બાળી કે એક માર્ક ઝટકાયો. જરા ગરમ પાણીનું માપટું મંગાવ્યું કે માર્ક લાગલો ચોંટયો. ઉઠતા માર્ક, બેસતાં માર્ક, સુતાં માર્ક બસ લાવ લાવ લાવ સીવાય બીજી વાત નહીં. ધોબીની ધોલાઇનાબી ભાવ નોંધી લેવા જોગ છે. સુણો શીખામણ સારી બીરાદરો. મુંબઇના સારા કાલર ૩ા થી ચાર રૂપીએ દજન મળે છે, તેજ કાલર મેલા થાય ને ધોવા આપો તો તેજ સાંજના લાવી આપે ખરા પણ દર કાલરની પંદર ફ્રેનીંગ એટલે સાત દોઢીઆ! પાવલાનો સદરો ને ધોલાઇ પાવલો! મોજાબી તેમજ ને રૂમાલબી તેમજ. આ વીશે જ્યારે એક મુસાફર ઇંગ્રેજ મીત્ર આગળ મેં વાત કરી ત્યારે તેણે હસીને ખોલાસો કીધો કે ભલાં માણસ, આમ મંજલે મંજલ ધોબીને ઓલાવશે તો ધોવાઇ જશે. દોઢ રૂપીએ દજન સફેદ હલકાં મોજાં લઇએ ને એકવાર પહેરીને ફેંકી દેવાના. રૂમાલબી એક રૂપીઆથી સવા રૂપીએ દજન મળે છે. કાન ચીમટવાનો અખતરો નંબર ૩. અક્કલ કોઇના બાપની છે.



વીસબાડનનો નામાકીત નેત્ર વૈદ
પ્રોફેસર પાજેનસ્ટેચર

વીસબેડનમાં હું ત્રણ માસ રહયો હતો એટલે તેનું બહુજ રમણીય વર્ણન હું હવે પછી આપીશ. પણ તે અગાઉ એ જગાનું મુળ નાક, આંખથી પીડાતા દર્દીઓનું આરામગ્રાહ, આંધળાને જોતા કરનાર ફીરસતાનું મુકામ મારે પહેલાં હાથ ધરવાનો વીચાર છે. ત્રીજે દીને હું મારા એક મીત્ર સાથે આ જગપ્રસીધ્ધ સરજ્યનના કનસલટીંગ રૂમમાં ગયો. વીસબેડનના મોટા ધોરી રસ્તા ઉપર એમનો રૂમ, રહેવાનું બાદશાહી મકાન, અને પોતાને હસ્તકના બીમારોને રાખવા માટેનું ખાનગી મકાન જેને કલીનીક કરી ઓળખવામાં આવે છે તે ઇલીઝાબેથ સ્ત્રાસેમાં નંબર પહેલુંજ છે. વેટીંગ રૂમ ખાસ્સો ૪૦×૨૫ ફીટનો હશે. વચ્ચે ટેબલો ઉપર ચીત્રાની ચોપડીઓ, વર્તમાનપત્રો વગેરે મેલવું હતું અને સહવારના નવ વાગ્યા તોયે સુમારે ચાળીસેક યુરોપીયન સ્ત્રી પુરૂશો મહાંન પ્રાફેસરની વાટ જોતાં બેઠાં હતાં. એક બાજુએ એક નાની ટેબલ આગળ એક ફુટડી સ્ત્રી કલાર્ક દર આવતા પેશન્ટોના કાર્ડ લઈ અનુક્રમે ગોઠવતી હતી, અને એ સઘળાઓને વારી પ્રમાણે માંહે મોકલતી હતી. ભલો લૉર્ડ કે જર્મનીનો કાઉન પ્રીન્સ કાં નાહીં હોય પણ તે એક સાધારણ કામદારની પછી આવ્યો હોય તોબી તેને ખોટી થવુંજ પડે. અહીં મોટા નાનાનો કે ખુશામદનો સોદોજ નથી. આ વીદવાન ડાકટર સર્વને એકસરખી આંખે જોય છે. હું ગયો ત્યારે

ઈંગ્લાંડનો મરહુમ રાજ્યઅધીકારી સર વીલીયમ હારકોર્ટ એક દીવસે આવ્યો પણ તેનાથી તેમ હાસ. મને બીજી કશી વાતની રોકાણ નહીં એટલે ઘડીઆળ કહાડીને હળવેથી ગણત્રી કરી તો દરેક પેશન્ટ માટે પ્રોફેસર સુમારે ત્રણ મીનીટ લેતો હતો. પછી કોઈવાર વધારે ને કોઈવાર ઓછી. આ ત્રણ મીનીટના બે પાઉંડ! એટલે ત્રીસ રૂપીઆ. મીનીટે દસ રૂપીઆ થયા. પણ જરા થોભો નો ખગ. હજી બીજું જાણવાનું ઘણું છે. આખરે મારી વારી આવી ને હું અંદરના ઓરડામાં ગયો તો પ્રોફેસર સાહેબ પછવાડે હાથ રાખી આમતેમ ફેરા ખાતા હતા અને પાસેની ટેબલ ઉપર બેઠેલા પોતાના આસીસટંટ પ્રોફેસરને જર્મન ભાશામાં કાંઇ લખાવતા હતા. આ આસીસટંટ પ્રોફેસર જેનું મુબારક ચીત્ર હું નીચે આપું છું તે સુમારે ૨૮ થી ૩૦ વર્ષના હશે. દેખાવે રમુજી અને બહુજ ચંચળાઇની ગવાહી તુરતજ જણાઇ આવતી હતી.

પાજેનસ્ટેચરનું નામ આપણાં યુરોપમા એટલું મશહુર છે અને તેના હાથ તળે બે ત્રણ વરસ અભ્યાસ કરવો એ એટલું મોટું માન ગણાય છે કે ચીફ આસીસટંટની જગ્યા ખાલી પડતા સેંકડો જુવાન ડાકટરો તુટી પડે છે. પણ પ્રોફેસર તેઓમાથી જે સર્વથી ઉમેદવાર હોય તેનેજ રોખે છે. તે મુજબ આ જુવાન ડાકટર સ્ટાઇન જર્મનીની મોટામાં મોટી યુનીવરસીટીનો ગોલ્ડ મેડલીસ્ટ



ડા૦ લડવીગ સ્ટાઇન, એમ. ડી.
પ્રોફેસરનો ચીફ આશીસટંટ.

છે અને પોતે સેંકડો આંખના ઓપરેશનો કરીને બહુજ હરેલ ડાકટરમાં ગણાય છે. પ્રોફેસરનાં દરેક ઓપરેશનો વેળાએ તે હાજર રહી મદદ કરે છે અને "કલીનીક" માં જ્યારે સહવારના પ્રોફેસર દર બીમારની વીઝીટ લે છે ત્યારે ડા૦ સ્ટાઇન પણ હમેશ સાથે રહે છે. પણ આટલી મહાભારત વીદ્યા છતાં શું આ બેઉ વીદવાનોની નમનતાઇ! આહ! તમે સમજોછ, હું શા કાજે નીસાસો નાખુછું તે? હવડાં નહીં. પાછળથી ખોલાસો કરીશ.

જેવો હું ખાનગી રૂમમાં દાખલ થયો કે પ્રોફેસરે હસીને ડોકું નમાવ્યું અને શું છે કે શું નહીં તેનો એક પ્રશ્ન ખી પુછયો નહીં. જાણવું કે પ્રોફેસર સુમારે સાઠ વર્ષની ઉમરના છે. શરીરે સુખી, દેખાવે ખુબસુરત, બોલવે મીઠાસ ભરેલા પણ બહુજ થોડું બોલા છે. તેમને જોતાજ દીલમાં એક જાતનો વીશ્વાસ પેદા થઇ આવે છે કે આએ તે એના માતપીતાનો સપુત ખરો. પાંચેક મીનીટ આખ તપાસીને દવાઇનાં થોડાં ટીપા નાખી આપુને તો બહાર કહાડયા-કે અરધો કલાક ફરીને પાછું આવવું. વળી જરાને વાસ્તે બહાર કોણ જાય કરી પાછા બહારના પબ્લીક રૂમમાં જઇ બેઠા અને સરેસ્તાની રીતે સવળા ચાળા જોયા કીધા. બીચારા જર્મનો, આલા અને અદના, મુગા મુગા બેસી રહે અને ઇંગ્રેજ, તેમાં મુખ્ય કરી ઘરડીઓ તરેહવાર ચાળા કરે. કંઇ ઘડીમાં છત્રી નાખી દેશે, કંઈ એક પળમાં હાંસશે, કાંસશે, કરાંઝશે, પચાસ

વખત ઉઠીને પેલી બાનુ ક્યાંકને ડપકાવશે અને હરેક રીતે પોતાનુ ઈંગ્રેજપણું બતાવશે, પણ પ્રોફેસરબાના પેટમાનુ પાણી હીલવાનું નથી. અરધો કલાક થયો કે માહેથી સેવકને તેડુ આવ્યું. પ્રોફેસરે આખ તપાસી અને મને નીચે પ્રમાણે વાતચીત થઇ તે ટુકાક્ષરી લખાણનેઓ હકાવે તેવી હોવાથી પ્રોફેસરની રીતભાત બતાવવા માટે ટપકાવી લઉ છું:

"વેલ, મી૦ મરઝબાન, તમારો કેસ મે તપાસયો અને શુ છે તે હું સાફ સમજી શકું છુ—હવે શું કહેવા માગો છો?"

"સાહેબ, એનો કાઇ ઉપાય છે?"

"અલબત—તમારી આખ સારી થશે"

"તમારી ખાત્રી છે સાહેબ?"

"પુરેપુરી."

"કેટલો વખત મને રોકાવુ પડશે?"

"ચારથી પાચ અઠવાડયા."

"ને મને શું આપવુ પડશે?"

"૧૦૦ પૌંડ"

"તમે કયારે ઓપરેશન કરવા માગો છો?"

"કાલે સવારના"

"કાઇ ધાસ્તી જેવુ તો નહી?"

"બીલકુલ નહી—પણ માગ કલીનીકમા રહેવું પડશે"

"ઠીક છે સાહેબ, હુ સાંજના કલીનીકમા રહેવા આઉ?"

"ખુશીથી-હું આરડર આપીશ-સાહેબ મેહેરબાન."

"ટેંક યુ સર-આજની તમારી ફી શું?"

"બે પૌંડ."

બંદાએ બે પૌંડ આપ્યા અને પાચ મીનીટમા આ અગત્યનું સાહું હાંકીને બાહાર પડયા. વીચાર કીધો કે "go further and fare worse." મહારાણી વીકટોરીયાની આખને મોતીઓ કહાડવા સારૂં આખા ઇંગ્લંડના નેત્રશાસ્ત્રીઓને પડતા મુકીને આ પ્રોફેસર પાગેનસ્ટેચરને ઈંગ્લેંડ વેર બોલાવ્યો હતો અને ત્યા તેને લંડનના મેયરે જાહેર ખાણુ આપયું હતું. ત્યારે વળી આપરે કયા મોટા શાહજાદા પડયા કે બીજા ડાકટરની શોધમા ગામેગામ રખડયે. વળી પ્રોફેસરની ખાત્રી આપવાની હીમત, તેમનો બોઝર્ગ વીદ્વાન ચેહેરો, તેમની દુન્યા વર્ણની વાખવાખી અને તેમને માટે ખાત્રી થતા સેંકડો બીમારોને જોઇને મારી મતી ફરી ગઇ. મે ઠરાવ કીધો કે બસ મારવું કે મરવુ તે અહીંજ. સાંજના ગાસડા પોટલા બાધીને કલીનીકમા આવી પહોચ્યા અને એક ખાસ્સો કુસાદે ઓરડો સેવકને માટે તૈયાર કરી રાખેલો જોયો. જાણ્યું કે દરેક બીમારને અકેક ઓરડો જુદો આપવામા આવે છે અને તેની નોકરીમા એકેક સરવંટ નર્સ રહે છે. આ સઘળી નર્સોને માથે એક "સીસટર ઓફ મરસી" તકેદારી રાખે છે. પણ આજે રાતે તો પોઢી જાઓ. કલ હય ઓર અલ્લાહ હય.

---

## પ્રકરણ ૫.

પ્રોફેસર પાજેનસ્ટેચરના ક્લીનીકમાં આશરે ૪૦ થી ૪૫ બીમારો રહી શકે એટલી જગા છે સર્વે એકજ મેજ ઉપર જમે છે પણ સબર કરો હમણાથી જોખરનાની વાત કાહા કહાડી પહેલા તો આખનો શુ ખુટદો થયો તેનુ જાણવે પછી બીજી વાત રાતોરાત તો શેહેરે મુબઈની સ્વપનાની લેહેરમા સુતા પણ સવારના ઉઠતાને વાર ચાર પાચ હાથણ જેવી નર્સો નાચતી કુદતી આવી અને બીછાનુ કબાટ વગેરે સઘળુ ફેરવી ફારવી નાખ્યુ બરાબર નવને ટકોરે પ્રોફેસર સાહેબ હસતે ચેહેરે આવ્યા સાથે તેનનો આસીસટટ ડાકટર સ્ટાઇન અને સીસટર ઓફ મરસી હતા

“કેમ મી૰ નગઝબાન, તમે જાને ઘણા ‘નર્વસ’ છેઓ કે?”

“નાહી સાહેબ, પણ દરદ ઘણુ લાગશે કે?”

“જરાબી નહી, ફકત તમારા હાથ સ્ટેડી રાખજો”

કીસનતને બીછાને આપણે પોઢયા અને પ્રોફેસરે આખ ઉઘાડી રાખના એક ચીપીઓ લગાડયો, અને પાચેક મીનીટમા તો બોલી ઉઠ્યા કે ચાલો, ખલાસ કેમ, કાઇ ઘણુ તો લાગયુ નહીંની? સેહેજ વસારો લાગ્યો હતો ખરા પણ કાઇ દમ જેવુ નહીં



જર્મન આયાઓ અને નર્સો



"ચાલો, હવે ઓપરેશન તો પુરૂં થયું. જરા દવા લગાડું છ તે ચચરશે. એટલાંની તમારે પરવાહ કરવી નહીં." પણ દવા લગાડવાને બદલે મોટાબાવાએ તો તે વખતે મને નજરવસ રાખીને ખરેખરૂં ઓપરેશન કીધું હશે, કારણ કે તે વખતે જરા વધુ ચટકો લાગ્યો. પણ આઠ મીનીટમાં તો સઘળું તમામ થયું. આંખે પાટા બંધાયા અને ઓરડામાં અંધારૂં કરી પ્રોફેસર તથા તેમની પાર્ટી વીદાય થઇ. જતાં જતાં કહી ગયા કે સાંજના છ વાગતાને સુમારે જરા માથું દુખશે પણ બીહતા નહીં, અરધા કલાકમાં નરમ પડી જશે. આંખે પાટા બાંધયા હતા તેને લીધે પાસેજ ખુરસી ઉપર જોઇતો કરતો સઘળો સામાન મુકયો હતો અને સીસટર દર અરધે કલાકે જોઇ જતી અને ફીડીંગ બાટલથી સુપ પાઇ જતી હતી. છાતી ઉપર એક વીજળીક કોલબેલ મુકયો હતો કે કામ પડે તો વજાડવું. કાંઇ વર્ષોની દીલમાં ધાસ્તીનો આ પેહલો તબક્કો તમામ થયો. આખો દહાડો ઉંઘ ન્હાડી—જાણવું કે પરવરદેગારની બક્ષેશથી ફીદવીને ઉંઘનું દરદ ઝાઝું છે—સવાર કયારે પડી તે હું જાણતો નથી. પણ હું ધારૂં છ કે બીજે દીને નવ વાગેલા હશે અને પ્રોફેસર પાછા આવ્યા. બારીના પડદા ખસેડી નાખ્યા અને પાટા છોડી નાખીને આંખ જોઇને બોલ્યા, "એકસેલંટ, વાહ, હું તમને તારા જેવી આંખ સાથ પાછા હીંદુસ્તાન મોકલીશ." આ ખાતરી ભરેલા

સુધીઆરાથી મારૂ દીલ બાગ બાગ થયુ અને મેં પુછ્યુ કે મારૂ કુટુંબ મંડળ તથા મીત્રો કાલના ઓપરેશનનુ પરીણામ જાણવાને ઘણા ઇંતેજાર હશે માટે ઓપરેશન ફતેહમંદ થયુ એમ તાર કરૂ કે નહી?

"બેલાસક કરો—અને એમબી લખજો કે પેશન્ટ ઘણાજ હીમતવાન હતા"

આ વાકય કોણ જાણે કઈ કરામતથી લખાયો કે "ઓપરેશન ફતેહમંદ, પેસતન બહુ હીમતવાન!" આ ખબર મુંબઇ પહોચતા જુઓ અટકળના ફાટીયા અને વમાસણના ઝાળીબાર પેસતન કોણ? કોણ હશે, શુ હશે, કેમ હશે વગેરે તકરારોએ થોડાક દીવસની ઠીક રમુજ આપી. બીજે દહાડે પાટો છોડી નાખીને ઓપરેશનવાળી જમણી આખ ઉપર દવાનુ પુમડુ મુકયુ અને બીજી આખ ખોલ્લી રાખીને ઉપર તારની જાળીનો મસ મોટો ચાળણી જેવો ચશમો પહેરાવયો આ પહેરાવવાની મતલબ એવી કે ઉંઘમા આખ ઉપર હાથ લાગે નહીં. બીજેજ દહાડે સઘળી બારીઓ ખોલી નાખી અને મને ઈઝીચેર ઉપર બેસવાની રજા આપી નર્સે લોન્જન લાવીને ઓરડાના ટેબલ ઉપર મુકયુ અને જાણે કાઈજ હોયે નહીં તેમ બધુ પાછુ સમાધાન થઇ ગયુ. રાતના બોઝોરગ સીસટર આવીને કહે "તારા હાથ કોચ સાથ બાધવા જોઇશે"

"કેવ?"

"એવા સરેસ્તો છે, નહીં તો રાતના ભુલમાં આંખને હાથ લાગી જાય તો કાલનો દુકાળ આજે પડે."

મેં તેમ કરવા દેવાની ધસીને ના પાડી અને ઘણી સંભાળ રાખવાની કબુલાત આપી. મેં તકરાર દેખાડી કે જો મારી મરજી ઉપરાંત હાથ જકડવામાં આવશે તો હું નહીં ઉતી તાણતોડ કરીશ, એવો હું અભાગ્યો છું. આખરે હું ફાવ્યો પણ રાતના આંખે પેલી મોટી ચાળણીઓ બાંધી રાખીનેજ સુવું પડે તેથી દમ ઉપર આવી ગયો. ત્રીજે દહાડે વળી પાછા પ્રોફેસર સાહેબ આવ્યા અને આંખ તપાસી બોલયા "એકસેલંટ." ભલા આદમી પાસે શબ્દોનો ભંડાર ઘણોજ થોડો. એક શબ્દ બોલ્યા તે ઘણો થયો. આ હીરાની કીમતનો શબ્દ બોલીને લાગલો પોતાનાં ખીસામાથી બ્લુ રંગનો એક ચશમો ખેંચી કહાડયો અને પાટા છોડી નાખીને તે પહેરાવ્યો અને "ગુડ મોરનીંગ" કરીને ચાલતી પકડી. જેવો બીજો દહાડો, તેવોજ ત્રીજો, તેવાજ બીજા પંદર દહાડા. આઠમે દહાડે વર્દી કરી કે હવે તમને તમારા ઓરડામા ખાણું લેવાની જરૂર નથી. પબ્લીક ટેબલ ઉપર સામેલ થવું અને વાડીમા ફરવું. આપરે થાયા થોયા થઇને પહેલે માળે તંદોસ્તા તંદોસ્તા ઉતર્યા. શરમ તો ઘણી લાગી કેમકે કાઇ ઝાહારે નહીં પણ થોડીજ વારમા મેં જોયું કે બધુંજ સંગ્રહસ્થાન કાણું

માસ્તર હતુ સઘળાઓની આખે બધુ ચશમા સર્વે દેખાડવા જાય કે અમે સારી કાની છીયે પણ બસે ડગવા ચાલીને એકેકને કોઠ્ઠી કરી પડે બધા જાણે એક બીજા સાથ જાણે ક્વાક જોતા હોય અને કેટલાક વર્ષોની દોસ્તી હોય તેમ વાતો કરે અને પછી છુટા પડે ત્યારે આપુને પુછે કે આએ મારી સાથ વાત કરનો હતો તે કોણ? મેજ ઉપર સર્વેની જગા મુકરર કરી આપેલી હેડ ઉપર આસીસ્ટટ પ્રોફેસર બેસે સઘળી નર્સો ઇસ્કી રેશમી કાળો ડ્રેસ, બરફ જેવો કાલર, હાથના ઉજળા ચ્યનસ અને માથે કાકડી નાની સફેદ કેપ સાથે ટેબલ ઉપર ખાણુ પીરસે દારૂ બહારથી લાવવાનો હુકમ નહી પણ સફેદ ગહીન વાઇન (ખાટો બઢ) અથવા બીજ પૈસા આપતા ક્લીનીકમાજ લાવી મુકે ક્લીનીકમા રહેવાના, ખાવાના તથા નર્સની હાજરીના મળી દરરોજના બાર માર્ક-નવ રૂપીઆ બાથ લેઓ તો દોઢ માર્ક=૩૧) જુદા પબ્લીક ટેબલપરજ ચા નાસના માટે જવુ જોઇયે જો ઓરડાના મગાવો તો આઠ આના ચોટલી પણ મારે કેહેવુ જોઇયે કે ખાવા પીવાની જરાબી તાણ નહી ત્યા આએ ગમે એના કઇ હોઇયે તોબી ભુખ તો એવી કકડીને લાગે કે જે હોય તે બીસમીલ્લા સવારના પોહોરમા આર વાગે ચા, ચાર ટેસ્ટ પાઉં, અને ૧૪ ગોળી માખણ—આસ્ત્રુ પા રતલ હશે—તેનુ નખોદ વળતુ હતુ બપોરના પણ

બંપર ચાશણી. માત્ર એટલુંજ કે વીલાયતમાં ચટની ચટાકા, મરચાં મસાલા વગેરેની જાત નહીં મળે એટલે બધું ફીકકું ફચ લાગે. હું ત્રણ માસ વીસએડનમાં રહ્યો પણ એકવારબી આખા ચાવલ ખાધા નથી. ચાવલ તો ત્યાં કોઈ જાણતુંજ નથી. અચાર, સરકો તો કલીનીકમાં હોયજ ક્યાંથી. મોટા ગોસતનાં ગજગજનાં ધીમચાં જેટલાં જોઇયે એટલાં. તમારે પેટ ફાટે એટલું ચગરો પણ તર નવાલાની વાત નહીં. સાંજના ચા નહીં. રાતના સાત વાગે ડીનર. પણ પછી શું? મારા જેવા બીકટ કેસવાળાઓને તો સાફ મનાઇ કે સાંજના સાત વાગા પછી બહાર જવું નહીં. જરા તડકો પરવડે પણ રાતનો ઠંડો પવન તો મોટો દુશમન. આખો દહાડો કલીનીકની વાડીમા ફરો, બાવરમા બેસો, વાત વગત કરો, પણ બહાર જવાની વાત નહીં. પંદર દહાડા સુધી તો દાઢી મુંડાવવાની પણ મના, કેમજે વખતે આંખ ખેંચાય.

આ પ્રમાણે કાહાણી કીરતે બે મહીના કહાડયા પણ પછી ધીરજની ખરચી ખુટી. પ્રોફેસર બા તો સવારના આવીને આંખ તપાસીને "એક્સલટ" કહીને વંજો માપે ને મારો જીવ ઉપર આવે. આખરે એક દહાડે ઘેરીઆ. "સાહેબ, તમે ચારથી પાચ વીક કહ્યાં હતાં તેના આઠ વીક થયાં પણ હજુ કાઇ છુટકાની નીશાની દેખાતી નથી. હું મારા કામ બાબે હીંદુસ્તાનમાં ફક્ત ત્રણ મહીનાની ગોઠવણ કરી આવ્યો છું વાસ્તે કાંઇ અનુક ટાઇમ કહો તો સારૂં."

બચારા, ભલા પ્રોફેસર, પેહેલીજવાર ખુરસી ઉપર બેઠા અને માથાના બાલ ખજવારી બોલ્યા "હા, હુ તે જોઉછું, પણ હુ શુ કરૂ હુ કાઇ ખોદાનો દીકરો નથી હુ ધારતો હતો તેટલી ઝડપથી આખ રૂજતી નથી પણ બીજા એક મહીનામા જરૂર જનાઈ શકાશે"

"પણ સાહેબ, તમે તો ગરમીની મોસમ ગુજારવા બાહાર જાઓ છો ત્યારે હુ અહીં પડી રહીને શુ કરૂ? તમારી રજા હોય તો હુ બી એક મહીનો ફરી આઉં"

"હા તેમ બની શકશે—પણ ખુબ સભાળ રાખજો આખને ડરાફ્ટ લાગે નહી એક મહીના પછી પાછા આવજો અને હુ ચશમાના કાચ નકી કરીશ"

ચાઆઆલો મોટા ડાકટર સાહેબને પદરસો રૂપીઆનો ચાદલો કીધો અને તેના બદલામા તેમની મુબારક તસવીર માગી લીધી અને અહી આખનુ પહેલુ પ્રકરણ પુરૂ થયુ એક મહીનો બહાર ફરવા હરવાની છુટી મળી એટલે હર્ખ માયો સમાયો જાય નહીં લાગલી ગાસડા પોતલા બાધીને તૈયારી કરી પણ હવે રખડપટાનો હેવાલ આપુ તે અગાઉ વીસમેડન સાથ સપુર્ણ ઓળખાણ કરાવવાની જરૂર છે

મારા મેહેરબાન મીત્ર પ્રોફેસર પાજેનસ્ટેચર એક મહીનાની આસાએશ લેવા જાય તે અગાઉ તેમણની તો જરા ખબર લઇયે બીચારાને આવકના ઘણા વાખા છે મહીને દહાડે માડ માડ ૪૦,૦૦૦ થી ૪૫,૦૦૦ રૂપીઆ-

ની આવક હશે. દર ઓપરેશનના રૂ ૧,૫૦૦ અને દર વીઝીટર પાસેથી ૨ પૌંડ. બચારો સરાસરી દર મીનીટે રૂ૧૦ કમાય છે. સવારના પોહોરથી તે નવ વાગા સુધી કનસલટીંગ રૂમ સલાહ લેવા આવનારાઓથી ચીકાર ભરાયલો રહે છે. પણ નવનો ટકોરો થયો કે હજારો રૂપીઆની ફીની દરકાર કરવા વગર પ્રોફેસર ક્લીનીક માહેના પોતાના પેશન્ટોની ખબર લેવા ઉઠી જાય છે. બાર વાગા કે પોતાને બંગલે જઇ, જરા લગાર ખાધું ન ખાધું કે ત્રણ વાગે પાછા બહારના પેશન્ટોને જોયાં કે ચોકસ કલાકે બધું બંધ. તમારી વારી નહીં આવી હોય તો કાલે વહેલા આવો. હું બીહતાં બીહતાં કહું છું કે આ મહાન પુરૂશને ફકત કનસલટીંગ ફીના રોજના રૂ૧,૦૦૦ મળતા હશે. તે ઉપરાંત બહાર મોટા મોટા પાદશાહો અને ડયુકોને માટે જવું પડે ત્યારે હવાઇ ફીના લુમકા વગર એમને ગેરહાજર રહેવું પરવડે નહીં. મેં એકવાર રમુજમાં કહ્યું કે "સાહેબ, તમે તમારી જીંદગી-માં ઘણી મેહેનત કીધી છે, હવે એક ફેરો ઇન્ડીઆ તરફ આઓ તો કેમ?"

"ખરી વાત છે," સાહેબે જવાબ દીધો "પણ મારાં આશાવંત આવતાં બીમારોનું કેમ?" ખરી વાત એ છે કે પંદર દહાડા આવતા થાય ને પંદર દહાડા જતાં થાય. વળી બે મહીના રહે તો ત્રણ મહીનાના રૂપીઆ સવાલાખની આવક અહીં કીયો કાકો આપે? મેં એક-

વાર જરા ટકોર કરી કે આપને જો પૈસાની તગી હોય તો અમે ઉગરાણાની ટીપ ફેરવ્યે પોતાની તખીજી પાદ શાહી આવક ઉપગત પાજેનસ્ટેચરના પોતાના મોહોલાના મોહોલા છે જે એનાજ નાનથી ઓળખાય છે ખરચના તો ખોદાનુ નાન પચાસથી સાડ લાખનો ધણી તેની એક ગાડીબી નથી પણ ગાડી શુ ધુળ મુકવા રાખે? હુ એનો ખોલાસો આગળ ચાવતા કરીશ

---

## પ્રકરણ ૬.

પ્રોફેસર પાજેનસ્ટેચર ગાડીના કા બેસતા નથી? શુ કરકસરનો ગજમો હુશે? કે ગાડી ઘોડાના અકસ્નાતથી બીહતા હશે? તેવુ કાઇજ નથી હુ કહુ છુ કે ઇગ્લાંડ, જર્મની અને ફ્રાનસના જે કોઇ વરની ગાડી રાખે તે બડો હેમક હોવો જોઇયે અહી મુબઇના ચલે જાઓ બડે જાઓ શેઠ સાહેબોને કહુ છુ કે વીસબાઇનની ભાડાની ગાડીના ટરેશ આગળ તનારા હણહણતા ઘોડા અને કાળા મસોટા જેવા કોચમેન અને તેથી કાળા હણક જેના નાહે બેસનારા શેઠીઆ કુછ બીસાદના નથી નહી માનો તો અમ્રેના ગાડી બનાનનાર ખા, મી૦ પ્રેસ અમારી સાથે હતા, તેમને પુછો ગાડીઓ એવી તો છદર અને ઘોડા ઓની મરોડ એવી સુદર કે તે ભાડેની છે એન નનાયજ નહી ઉપર કોચમેન નરો જાણે મેમબર આફ કૌનસીલ

વળી કાસમને કહીયે "એક ભાડેની વીકટોરીયા લઇ આવ" કે બાલુને કહીયે કે "ગીરગામની પકઠીને લાવજે" એવાં લેજાં દુખાણ અત્રે નથી. ઘરેઘર ટેલીફોન અને દરેક જીલ્લાના ગાડીનાં "સ્ટાડ" માં પણ ટેલીફોન. ગાડી જોઇતી હોય તો નજદીકનાં સ્ટાંડ ઉપર ટેલીફોન કરવો કે "બે ઘોડાની ગાડી, નંબર પાંચ વીલીયમ સ્રાસે" એટલે પાંચ મીનીટમા દરવાજા આગળ ગાડી આવીને ઉભેલીજ છે. આપણા નામાકીત મુંબાઇ શેહેરમાં બોચી બોડાયેલો અને લાલ ટરકીશ ટોપી પેહેરેલો અને ચીનાઇ વાંદરા જેવો ચલ્લીચોર હાકનાર કોચબાક્ષ ઉપર અકડુ બેસીને ફ્રરરર ફ્રરરર ચાબુક મારતો પીંજરાપોલ ઘોડાને લઇ આવે છે તે જોવા પછી અહીંની ભાડેની ગાડી આપણને એક જાતની શરમમા નાખે છે. વળી બીજું શું? "બાહારકોટ જવાના છ આના લેશો કે?" "શેઠ શું આપેછ?" "મારૂં ભાડું તો રૂપીઓ થયું" વગેરે તકાજા અને રકેજકેથી અહીં કોણ અજાણ્યું છે? દરેક ગાડીઓ ઉપર એવી કરામત કરેલી કે એક નાહનું પાટીઉં સાચાથી લાગુ કીધેલું. તે ઉપર લખેલું કે "ફ્રી" એટલેજે આએ ગાડી ખાલી છે. જેવો પાસીનજર અંદર બેઠો કે આ પાટીઉ ગેબ થઇ જાય. અહીની પેઠે હાંક-નારથી ગપ મરાયેજ નહી કે "મારી ગાડીમા ભાડુત છે શેઠ." ગાડીમા બેસીને ગમે ત્યા અને ગમે એટલો વખત ફરો. એક ઘડીઆળ જડેલું તે ગાડીના ચાલવા

સાથ પોતાનુ કામ કરયુજ જાય અને જેવા
કે શુ ભાડુ આપનાનુ તે આ
એટ્લુજ નહી પણ કોઇ ઠેકાણે મળ-
ગાડી પા ક્લાક અરધો ક્લાક ખોટી
ચચળ ઘડીઆળ ચોક્સ સાચાકામથી
ચાલતુજ રહે અને પાછા વર વળયા એટલ
તે આ ઘડીઆળજ બતાવે જે આકડો ઘડીચ
એટ્લુ પગાર કરવાનુ એટલે કોચમેનના બાપથી
નહી વળી કોઇ કહેશે કે આપણને માઇલ,
માઇલને છેટે જવુ હોય તોબી કોચમેન આપણને
જાણી મુસાફર જાણી બે ચાર માઇલનો આટો ચ
લામે રસ્તે લઇ જાય તો તેનુ કેમ? ના, યુરોપ્ય
જેહેનદાર ભેજાએ તેની પણ સગ્સ ગોઠવણ રાખી છે
એક બીજુ વડીયાળ અનુક ગાડીએ કેટલી નજલ આખા
દહાડાના માપી તે બતાવે એટલે એ ગાડી પોતાનુ કામ
ખવાસ થતે તમેલે છુટના જાય કે ગાડીનો માલેક આ
ઘડીઆળના જોય કે ઘોડાઓએ કેટલી મનજલ કાપી
હતી અને તે પ્રમાણે કોચમેન પાસેથી હાકીને પૈસા લીયે
એટલે ચાર પાચ માઈલનો ફેરકટનો ઘેરાવો ખાવામા
કોચમેનને કશો લાભ નહી જેવી ગાડી પાછી સ્ટાંડપર
ઉભી કે દરેક ઘોડાના અગ ઉપર ઝુલ નાખેલીજ છે
અહી મેઇનાર એક વીક્ટોરીયાને બોલાવ્યે તો ચૌદ
જણ સરાસર ચાબકના સપાટા નારી આપણા અગ

ઉપર ધસી આવે તેવું યુરોપમાં છેજ નહીં. જે પહેલા હોય તેજ આવે અને ઘોડાઓને એવા શીખવી મુકેલા કે જેવી પહેલી ગાડી ગઇ ને તેની જગ્યા ખાલી થઈ કે પાછળના ઘોડાઓ પોતાની મેળેજ ચાલીને, કોચમેન વગર તે જગ્યા પુરે. યુરોપનાં દરેક મોટાં શેહેરમાં ભાડેની ગાડીઓ ઉપર પોલીસનો એવો જબરો ધાક છે કે કોચમેનથી સું કે ચાં બોલાતું નથી. ત્યારે બોલો હવે ઘરગતુ ગાડી રાખનારને શું કહેવું જોઇયે? પ્રોફેસર પાર્જેનસ્ટેચરની સાદાઈ અને અત્રેના કેટલાક ઇચમજી ડાકટરો વચ્ચે કેટલો ફેર! પહેલવહેલી ગાડી રાખી તો જલેબી વહેંચી અથવા પાલખી રાખી તો સહવેણાનાં ગીત ગવાડ્યાં એવો મુર્ખાઇભરેલો હાંફરો કે દેખાદેખીની ટચાકીથી યુરોપના મહાન વીદવાનો બીલકુલ અજાણ છે. લંડન, પારીસ, કે બર્લીન જેવાં શેહેરમાં ઘરગતુ ગાડી રાખવાનું કામ કાંઇ આસાન નથી. કરોડપતીઓ એવો શોખ રાખે છે ખરા, પણ ત્યાંની ઘરગતુ ગાડીઓનો ખર્ચ સાંભળી આપણ પુર્વ તરફના રહીશોનાં ભેજાં ચળી જાય છે. કોચમેનનો પગાર સોથી સવાસો રૂપ્યા! વળી તેને માટે સુવાનો ઓરડો જુદો ને બેસવાનો જુદો. તે સીક પડે ત્યારે તેની દવાદારૂ કરવાને શેઠ બંધાયલો. તેનો બનાતનો કોટ કાંઇ નહીં તો એકસો રૂપ્યાનો હશે. પગમાં ગુટણ સુધીના પેટંટ લેધર બુટ ચાલીસ રૂપ્યાના, માથે સીલ્ક હેટ પંદરથી વીસ રૂપ્યાની. મુંબઇમાં તો અભાગ્યા

પરાગને બારથી તેર રૂપીઆ આપશે, તો બાઇ કહેશે ઝાડુ કહાડ, ને બેગ્રી કહેશે કે આટો દરાવી લાવ, બેટો બૂટ સાફ કરાવશે અને બાપ ચીઠી ચપાટી આપી માઇલ માઇલ ખદેરશે—આ બે દેશ વચ્ચે એટલો ફેર છે.

હું ઉપલા વર્ણનમાં યુરોપની પોલીસ માટે સેહેજ ઈસારો કરી ગયો છું. લંડનની પોલીસ આખા યુરોપમા સર્વથી ઝમકદાર કહેવાય છે. તેનું દાસ્તાન હું હવે પછી મારા લંડનના પ્રકરણમાં આપીશ. પણ તેટલા માટે પ્રીય વીસબાડનના પોલીસમેનને વીસારી મેલવો જોઇયે નહી. આહાહા! પાસે જુઓ. નરો જાણે કર્નલ ટામકીન્સ જેવો નથી લાગતો? જાણો કે એ કાંઈ ઇનસ્પેકટર નથી, પણ સાધારણ પોલીસમેન છે આપણા દીવાસળી જેવા તેટાવાળા સીપાઇ દાદા અને આ જંગી વચ્ચે કેટલો ફેર! તમે કહેશો કે આ તો ગોરી ચામડીવાળો યુરોપીયન છે પણ આપણા ગોરી ચામડીવાળા કનસટેબલો અને ઈનસ્પેકટરોબી યુરોપીયન છે. પણ યુરોપની હવાનેજ વરદાન છે. શુ આ સીપાઇની લાયકી, શું એની ઉતર આપવાની મફાઇ, શુ અજાણ્યા મુસાફરોને મદદ કરવાની તેની કાળજી, અને તે સાથે શુ સર્વ ચીજ ઉપર નજર રાખવાની તેની હુશીયારી. સાહેબ લોકને મીલીટરી ફાસીન સલામ કરતા અને દેશીઓ ગમ ફેકટના વણસાયલા હાથા કરતા દેશી સીપાઇઓ અને આ વેલાતી સીપાઈઓ વચ્ચે સરખામણી કરવાની હું સરક-

સીન્સ કરતો નથી. એ બેની જાતજ જુદી છે. ભાતજ જુદી છે અને વાતજ જુદી છે. જર્મનીની પોલીસ વીશે કેટલીક ખોળ કરતાં મને ઘણી ઓચંબાભરી ખબર મળી છે. કહેછેકે બર્લીનની પોલીસની હકુમત એટલી મોટી છે કે તેનાથી મીલીટરી વટીક હઠી જાય છે અને ખુદ રાજ-કર્તાઓનુંબી તેમના આગળ ચાલતું નથી. પણ તેની વીગત હવે પછી આપીશ.

ગાડીઓની વીગત આપતાં હું લખતાં ભુલી ગયો કે વીસબાડનનાં દરેક મુખ્ય મોહોલાઓમાં ઇલેક્ટ્રીક ટ્રામ દોડે છે. દર બે મીનીટે એક ટ્રામ કણકણ કરતી આવે છે અને ફકત ૧૦ ફેનીંગ એટલે પાંચ દોઢીઆમાં તમને લગભગ પંદર મૈલ લઇ જાય છે. આ ટ્રામો કલાકની વીસ મૈલની ઝડપથી દોડે છે અને માઇન્સ બીબરીચ વગેરે શેહેરો જે વીસબાડનથી વીસ મૈલપર છે ત્યાં એક કલાકમાં ફેરવીને પાછા લાવી નાખે છે. કાંઇ કામ ન હોય ને જરા ફરી આવવું હોય તો એકાદ ટ્રામમાં ચહડી બેઠા તો આખે રસ્તે રચના જોતા જોતા માઇન્સ જઇ ત્યાં રહાઇન નદીનાં દર્શન કરીને પાછા આવો અને ખર્ચ ફક્ત પાવલો.

વીસબાડનમાં દર મોહોલામાં સુમારે અર્ધો ડજન ડાક્ટરો હશે. પણ સૌ સૌની "સ્પેશીયાલીટી" છે. કોઇ કલેજાનો તો કોઇ છાતીનો, કોઇ બદહજમીયતનો તો કોઇ વહાડકાપનો, એવા જુદા જુદા રોગોના જુદા જુદા પુજા-

રીઓ છે કોઇબી ડાકટરને ડીગ્રી મેળવ્યા સીવાય કાન ફુંના દીધામા અથવા પાટીઉ મારવા દીધાના આવતુ નથી અહીની પેરે કમપાઉંડર હોય તેબી ડાકટર, કાનકો વૈદ હોય, નાક્કો વૈદ હોય તેબી ડાક્ટર સાહેબના ખપે છે અહીના L M & S વાળાબી પોતાને ડાકટર લખાવે છે પણ ત્યા તેવુ કશુ ચાલતુ નથી વળી આખા વીસબાડનમા તમે એક નાકેથી બીજે નાકે સુધી ફરો તો એકબી ભીખારી નજર પડતો નથી કોઇબી અવફાતુ માણસને શેહેરના રહેવાનો હુકમ નથી આ બાબદના પોલીસનો જાપતો ભારી છે તેજ પ્રમાણે શેહેરના વેશ્યાઓની સખત મનાઇ છે કોઇબી સ્ત્રી રસ્તામા કઢગી રીતે વર્તે તો તેણીને તાબડતોબ શેહેરની બહાર મોકલી દેવાના આવે છે વીસબાડન આપણા મહાબળેશ્વર, માથેરાનની પેઠે સુખશાતીનુ મુકામ છે અને ત્યાના ઝરાના પાણી પીવાને માટે આખી પૃથ્વીના માતબર લોક આવે છે, તે લીધે શેહેરને નીરોગી રાખવાને ત્યાની કૌન્સીલ મોટો જાપતો રાખે છે શેહેરના એકબી ઉઘાડે પગયો મારા જોવાના આવ્યો નથી તેવજ આખ્ખા જર્મનીમા એકબી છાકટ પુરૂશને મે જોયો નથી ના, એટલુજ નહીં પણ કાઇ વઢવાઢ કે ક્વાબકોર કે ધમાચકી જેવી ચીજ નથી ભર વસતી છતા બવા જાણે મુગા બેહેરા હોય તેમ વસે છે દરેક ઘરમા ઈલેક્ટ્રીક લાઇટ છે પાચ હજાર માણસની વસતીવાળા ગામનાબી ઇલેકટ્રીક લાઇટ

અહીં મુંબઇમાં લાઇટ આવવાની છે તે માટે વરસો થયા ઢોલ તાસા વાગી રહયા છે ને ત્યાં તો કંઇક ચુલાપરબી ઇલેકટ્રીક પાવરથી રંધાય છે ! !

## પ્રકરણ—૭ મું

છે તો લાખ માણસની વસતી પણ આ વીસએડન સફાઈ સુઘડાઇ અને સુધારામાં સાત મુંબઇને પાણી પાય એવું છે. આખની વ્યવસ્થાનું વર્ણન હું આપી ગયો છું પણ હવે એક નવાઇ જેવાં ખાતાંની કેટલીક બહુજ ગમ્મતી વીગત આપીશ. ખાણું હજમીયત ન થાય, ને છાતીપર ડાહે બળે ને પેટમાં ચુંકો થવાની ટેવ હોય, ને ખાટા ઓડકાર આવે ને એવી બીજી વ્યાધીઓ જેને સાધારણ રીતે "ક્રોનીક ડીસપેપસીઆ" કહે છે તેનાથી કોણ અણજાણ્યું છે? સુનામખીના ધીચારા અને દર રવીવારે કાંશીઆ ભરીને ઉકાળાની બચગીની યાદ હજી મારા મન-માં તાજી છે કે જેવારે રવીવાર આવતાં દીલમાં ખુશા-લીને બદલે સવારના પોહોરમાં ફાળ પડતી અને માથા સુધી ઓઢી પોઢીને ચીગા મીંગા થઈને બીછા-નામાં પડી રહેતા કારણ કે દર રવીવારે સુનામખીનો ઘોંટાળો ચુલા ઊપર તૈયાર થતો અને સવ કમબખન પોરીઆઓને હારબંધ બેસાડીને માતાજી હાથમાં ને

તર લઇને સામા ઉભા રહેતા હતા એ બદહજમીના દરદથી તો સઉ વાકેફ છે પણ તે શાથી થાય છે અને તેનો ઉપાય શો તેની વૈદક વીદયારૂપી તપાસ લગભગ હસ્ના સરખી ટોચ ઉપર જર્મનીએ ચડડાવી દીધી છે બદ હજમીયતનાળા પુરૂષોને રાખીને તેમની તપાસ કરનારા આ દેશમા મોટા ખાતા છે અને તેમાનુ એક નામીચુ ખાતુ હુ નીચે વર્ણવુ છુ મારા એક પારસી મીત્ર જેઓ પેટમા ચુકો અને વાયુ વેદનાથી મુબઇમા ઘણા આજેજ થતા હતા તેઓ આ ખાતામા રહીને સાજા થઇ, હોજરીને ગોયા ધોબીને તથા નવેસરથી ધોવાડીને પાછા ફરયા છે તેમની તરફથી નીચલી કેટલીક વીગતોનો હુ આભારી છુ જેમ પાજેનસ્ટેચરની કલીનીક આખના બીમારો માટે છે તેમ આ કલીનીક હોજરાના બીમારો માટે છે બીમારે આ ક્લીનીકના જઇને રહેવુ જોઇયે અને ત્યાના કાયદા કાનુનો પ્રમાણે વર્તવુ જોઇયે અહીં પણ હોજરીના દર્દીના ખાસ પ્રોફેસર પોતે જાતે બીમારોની દેખરેખ રાખે છે પેહેલા તમને એક જુદો ઓરડો રહેવા આપ્યો કે પછી બીજે દહાડેથી જીવપર જોરાવરી શરૂ થાય છે સહવારના પોહોરના આત વાગને ચોકસ જથ્થામા પાઉ, ચાહા, માખણ વગેરે પ્રોફેસરના હુકમ મુજબ આપવામા આવે છે અને પછી બે કલાક સુધી આમ તેમ ફરયા બાદ નોહોડા વાટે રબરની નળી ઉતારી સઘળુ ખાધેલું

પાછું પંપથી કહાડી લઇ, તે વાસણ ઉપર બીમારનું નામ વગેરે લખી રાખીને તપાસના ઓરડામાં સઘળાં બધાનાં હારેકટાર ગોઠવવામાં આવે છે. માઇક્રોસકોપથી સઘળી એક તપાસી તેમાં શું ભાગ હજમ થયો ને કયો ભાગ એમને એમ નીકળી આવયો તે બધું સંભાળથી આસીસટંટો નોંધી લે છે. દસ વાગા પછી તમારે ગમે ત્યાં જાઓ આવો તેની ચીંતા નહી પણ બપોરના બે વાગ્યા કે વળી પાછી નવેસરથી જોરાવરીની ઝુમ ભેસ શીરૂ થયલી જાણવી. ચોકસ વજનમાં ગોસ્ત, પાઉં વગેરે ખાવા આપે ખરૂં પણ મન સાથ ગાંઠ વાળી મુકવાનો કે આ બધી ફ્રેકટની બીસની છે. કારણ કે એક કલાક પછી બધું પાછું કહાડવું પડશે. ખાધેલું અડધું જરયું કે પેલા નામાંકીત વાસણો પાછાં આવેલાંજ છે. ગળામા નળી ઉતારેલીજ છે ને ઓ–ઓ–ઓ કહાડ પાછું. વળી પાછા સઘળાં નંબરવાર વાસણો લઇ જઇને કેમીકલ એકઝામીનેશન રૂમમા મુકયાં કે તેની તપાસ ચાલી. આજે તો શુગર વધારે હતી, અને આલબયુમન ઓછું હતું, ફાસફેટસ બરાબર હતાં અને સાલટસ જરા વધારે જોઇયે વગેરે પ્રથકરણનાં પરીણામ પ્રાફેસરની હજુરમાં મુકવામા આવે અને તે રીપોર્ટ જોઇ જોઇને ખોરાકમા ફેરફાર કરાવે. જ્યારે તે જોય કે એકેલો ખોરાક હવે બરાબર પાચન શક્તી બતાવે છે ત્યારે બીમારને શું ખાવું ને શુ ન ખાવું તેની બરાબર

તાકીદ આપીને પછી કલીનીકમાંથી રજા આપે. પ્રોફેસરની ફી દરરોજના દશ મારક (બા રૂપ્યા) અને કલીનીકમાં રહેવાનો ખરચ જુદો. પણ આ તો ગળા વાટે અધક-ચરા નીકળતા ખોરાકની વાત થઇ પણ જર્મની તેટલાથી સંતોશ પામ્યું નથી. બર્લીન, બરૂસલસ વગેરેમાં ખાસ ખાતા છે જ્યાં ઓકને બદલે બીમારોનો ઝાડો રોજ જુદાં જુદાં વાસણોમા ઝીલીને તે દરરોજ ખાસ સુક્ષમ દર્શક યંત્ર વાટે તપાસીને તેના પાચન થયલા અને ન પાચન થયલા ભાગો જુદા પાડીને તે ઉપરથી રીપોર્ટ રચીને બીમારના હોજરાની હાલત તપાસવામાં આવે છે. પણ હવે આ તો વીધાની નસુગાઇની હદ થઇ. માટે હું આ વીચીત્ર વ્યાખ્યાન અરેજ બંધ કરૂં છું.

જ્યારે હું જુદી જુદી જાતના "કયુર" એટલે બીમારીના ઉપાયો વીશેજ લખવા બેસો છું ત્યારે તો પુરૂંજ લખી કહાડવાનો જીવ થાય છે. વીલાયત ભણી એકજ ડાકટર બધીજ જાતની બીમારીની દવા કરતો નથી. સર્વેની પોતાની સ્પેશીઆલીટી હોય છે અને તેઓ એક બીજાના કામમા હાથ ઘાલતા નથી. એકજ દાખલો આપું. સ્ટીમર ઉપર સ્ટીમ પડવાથી મારો પગ દાઝી ગયો હતો તે હજી બહુ વેદના દેનો હતો. હું આખો પાટા બાંધીને બીછાનામા પડેલો હોવાથી જ્યારે મેં તે વીશે ઈસારો કરયો તયારે સાફ ઉત્તર મળયો કે તેના ત્રીટમેંટ વાસ્તે બહારથી ડાકટરને બોલાવવો. પણ આવા આવા નામાં-

કીત વૈદશાસ્ત્રીઓ વીસબેડનમાં કાં આવીને ભરાયા હશે? ખોલાસો સેહેલ છે. અહીં સઘળા મળી ૩૦ ગરમ પાણીના ઝરા છે. અને તેના દવાઇ ગુણની એટલી વાખ વાખી છે કે છેક અમેરીકા, આફ્રીકા, આસ્ત્રેલીઆ, એશીઆ વેરથી લુલા લંગડાઓ આ પાણી પીવા અને આ પાણીમાં નાહવા માટે આવે છે. આ લીધે મોહોસમમાં વીસબેડન ક્રોડપતીઓથી ભરેલું રહે છે. સર્વેથી સરસ ઝરો "કોકબરૂન" ગારડનમાં આવ્યો છે જેની આસપાસ મેહેલ જેવા મકાનો બાંધી લીધા છે અને ત્યા કુતડી છોકરીઓ શુધ સફેદ ડરેસમા ઝરામાથી પાણી સર્વેને ભરી આપે છે. સર્વ પીનારાઓ પોતપોતાના ગ્લાસો જુદા રાખે છે પણ આ છોકરીઓ એવી ચપળ છે કે તમને જોતાં ને વાર હજારો ટંબલરોમાથી તમારૂં ટંબલર શોધીને પાણીથી ભરી આપે છે. સહવારના સાતથી દસ વાગા સુધી પાણી પીનારાઓની હજારોની ધમાલ પડે છે પણ ધકાધકી જેવી ચીજ નથી. કારણકે એવો સરેસતો છે કે સર્વેએ અકેકની પાછળ સીધી હારમાં ચાલવું. વળી આ પાણી પીનારાઓને રીઝવવા થકી એક ગમ બેંડ વાગે, બીજી ગમ રીડીંગ રૂમ, ત્રીજી ગમ વીઝીટરોને તોલવાની સામગ્રી વગેરે તૈયાર. હું કોઇ કોઇ વાર સહવારના ત્યા જઇને રમુજ જોવા બેસતો હતો અને મારાં અવલોકનનું પરીણામ હવે આપીશ. સર્વે કોઇ આવે અને હાથમા સોનેરી રૂપેરી ટંબલરો

ભરીને પાણી લાવી ને બારે બારે ડોળે જોય કે મને કોઇ જોયછ કે નહી  થોડાક ડોસા ડગરા અને અરધો પગ ઘોરવાળા સીવાય બીજાઓ તો ફક્ત દેખાદેખીથી પાણી પીતા હોય એવુ મને લાગ્યુ  જ્યા પાણી પીવાનીજ ફેશીન ત્યા પછી ઘરમા કેમ બેસી રહેવાય  ન્યુસપેપરનો ઓથો કરી તમે જુઓ તો એકેકો સહુરકો પાણીનો ભરીને એવુ ડાચુ કરકે જાણે ઓય પાછુ કહાડશે એક ગ્રહસ્થને તો હળવેથી ખીસામાથી ખાટુ લીબુ કહાડીને પાણીમા નીચવતો મે મારી નજરો નજર જોયો હતો  કાયદા એવો કે સહનારના પોહેરના ઉઠીને અડધો કલાક ખુલ્લી હવામા ફરવુ, ને પછી કોકબરૂનમા જઇને એક કે બે ટબલર પાણી પીવુ ને પછી તુરત અડધો કલાક વાડીમાજ ફેરા ખાઈને ઘર જઈ નાસ્તો લેવો  પાણીમા સેજ જુલાબનો ગુણ છે અને તેનાથી રૂમેટીઝમ, બદહજમી, કબજીયાત વગેરે નાહાસી જવાના પ્રતાપ કહેવાય છે  પણ મારા જેવા અણસમજુઓના મનના આ વાત બરાબર ઉતરતી નથી  મરહુમ ડાકટર કોસીસાઉને માટે કહે છે તેમ જો સહનારના પોહોરના ઉઠે ને ખુલ્લી હવાના ફરે ને પાણી પીવાને બાહને બહાર પડે ને પછી વળી અડધો કલાક ફરહગ કરે તો માટલા માહેલા સાદા પાણીમાથી જગ "સાલ્ટ" નાખીને પીએ તો કબજીઆતનુ જોર નરમ પડી જાય કહયુ છે કેની કે —




સકાળે વેહેલા ઉઠી
પેટ રૂચતું ખાય.
ખુંખારી દાતણ કરે
તે વૈદ ઘર ન જાય.

મેં એકજવાર આ પાણી પી જોયું તો સ્વાદમાં અખનતર જેવું અને ઉનુ હતું. પીધા પછી પાએક કલાકે ઉલ ગભરડી થવા માડી એટલે ફરીથી તેનું નામજ લીધું નહીં. આ પીવાના પાણી ઉપરાંત નાહાવાના ઝરાબી છે અને તેની ઘણી વાખવાખી છે. નાહાવા માટે ખાસ બાથ હાઉસીસ બાંધેલા છે અને ત્યા ૯૨ ડીગ્રીથી ૯૫ ડીગ્રી સુધીનું પાણી નાહાવા સારૂં કુદરતી આકારમાં મળી શકે છે. કહે છે કે રૂમેટીઝમ, સાંધાના દુખાવા, નરવસ કમપલેન્ટ, લકવો, સાયટીકા, વીર્યનાં ગુપ્ત દરદો, ગાઉટ વગેરે ઉપર આ દવાઈ હમામ અકસીર છે. પહેલા તમને આ ગરમ પાણીમાં પા કલાક રહેવા દે છે અને પછી આસતે આસતે ટાઇમ વધારી પોણા કલાક સુધી માહે ઘરફરી મારવી જોઇયે. પાણીમાં પડી રહેવાનું નહીં પણ આમતેમ હીલચાલ કરવાની અને બીજાં માણસ પાસ જડ થઇ થયલા ભાગ ચોળાવવાના. ટબમાથી બહાર નીકળ્યા કે આંગ લુછી નાખીને ત્યાંનું ત્યાજ અડધો કલાક ઉંઘી જવાનું. ઉંઘમાથી ઉઠયા કે પછી એક કલાકે નાસ્તો. આ હમામના ગુણ હો કે ના હો પણ વીસબેડનમાં લુલા લંગડાઓનું

જે સંગ્રહસ્થાન જમાવ થાય છે તેનું મે માગ જનનમા જોયુ નથી પછવાડેથી હડસેલવવાની "બાથ ચેર" કાઈ હજારોની સંખ્યાના આ રોહેગ્મા ફકડી જાય છે અને સાંજના ફુર ગાગ્ડનમા બેંડ વાગે છે તેગરે નો વગડી ખોખીઓ આ બાથ ચેરમા બેસીને કાને લુગળા ધરીને મ્યુઝીક સાંભળતી, એ એક અજબ ચાનકય દેખાવ છે

## પ્રકરણ—૮ મું.

મારી કથા તો કથાને ઠેકાણે રહી પણ વચ્ચે વચ્ચે તો હવે બાહેરથી સવાલો પુછાયા માંડ્યા છે તેનું કેમ કરવું? આન ચોનગ્રથી ખોલાસે વીલાયતનો વરઘોડો ચાલુ થયો તો કાશી ચટ કેન જાગે? પણ ચીંતા નહી આ માર પીંજણ વાચીને ખાઈકમી રસ પેદા થાય છે, એવી જામીનગીરી આના પ્રશ્નોથી મળે છે, માટે પુછો, બાઈઓ પુછો—નાગથી બનશે એટલો ખોલાસો કરીશ એક બીગદર પોતાના ખરા નામ સાથે જાણવા ઈચ્છે છે કે "સર્વે જરથાસ્તીઓ જેઓ યુરોપની મુસાફરીએ જાય છે તેઓ યુરોપીયન પહેરવેશમા ફરે છે પણ લાવ માગ ત્રણ મીત્રો વીલાયત જનાર છે તેઓ પોતાના પારસી કોટનાજ અને પાઘડી બદલે નોગાથ કેપમાજ રાઉંડ ધીનરવંડ જવાની તૈયારી કરે છે તેઓને દરેક બાજુથી ગભરાવવામા આવે છે કે હાદમાર થશો ને કોઈ કોઈ

આપશે નહીં તથા અફ્રીકાના 'નીગરો' માફક 'ત્રીટ' થશો. તો સાહેબ આપનો અનુભવ આવતા સનીવારના 'જામે'માં આવે, એ બાબદમાં, તો હાલ જતા જવાનોને વખતસર કામ લાગે." મારો ઉતર હું સમજાવું છું. યુરોપના મોટા ભાગમાં એશીયા અને હીંદુસ્તાન વીશે એટલીતો બેખબરી છે કે હું હીંદુસ્તાનથી આવ્યો છું અને પારસી છું એમ કહ્યું ત્યારે મોટો ભાગ તો તે સમજ્યો નહી. કોઇ કહે "ઇંડીયા, તે શું? કેનેડા?" બીજો કહેશે "હું-હું-તું હંગેરી તરફનો છે." પારસી એટલે દેશી છે એમતો કોઈ સમજેજ નહીં. આપણી તરફ નેટીવ શબ્દ એક અપવાદ તરીકે વપરાય છે પણ 'નેટીવ' શું ને યુરોપીયન શું તેની સમજ અથવા દરકાર આખા યુરોપમાં નથી. ડરેસડન, બર્લીન, ખુદ લંડનમા મેં ઘણાક અરબો, ચીનાઓ, ખલાસીઓ વગેરેને પોતોના દેશી પહેરવાસમાં જોયા છે. એટલુંજ નહીં પણ કાળા મેસ જેવા, જાડા હોઠવાળા, ગુચળાદાર બાલવાળા સીદીઓ ગોરી મડમ સાથ પરણેલા અને કેડે ગોરૂં કે કાળું છોકરૂં મારીને પોતાની સુફેદ પ્રીયા સાથ ભર રસ્તામા ચાલી જતા મેં જોયાં છે—પણ કોઇ તેમની દરકાર કરતું નથી. જર્મનીમાં એક પારસી બાનુને મેં સાડીમા ફરતા હરતા જોઇ હતી. અલબતાં તે આગળ ચાલી જાય એટલે લોક પાછું ફરી નીહાળીને જોય ખરૂં પણ તે સીવાય બીજી કશી આપદા નડે નહીં. જરા આસપાસનાં ગર ગામડામાં જાય તો મોહોલાના

રમતાં છોકરાં નવાઇને લીધે આસપાસ ભેગાં થાય અને ગીરદી કરે પણ કોઈ વાતે હેરાન કરે નહીં. એટલા માટે મોગલ કેપ અને કાળા ડગલામાં ફરશો તો કાઇ હરકત નથી બલકે માન ઝાઝું મળશે. પણ યુરોપમાં એક કમાલ એબ છે. અને તે એ કે ત્યાં સર્વ એશીયાટીકોને નવાબ નહીતો પાદશાહ સમજે છે. અને કોઈબી દુકાનમાં પેઠા કે જર્મન પાસેથી એક માર્ક તો 'ફારેનર' પાસેથી ચાર માર્ક! મોગલ કેપ પહેરશો તો ગીરદીમાંથી રસ્તો મલશે, પોલીસમેન તમારી ખાતરદારી કરશે, નાટકશાળામાં આપેરાગલાસો ટીકાશે, છોકરીઓ હસી હસીને તમારો જીવ બેહેલાવશે પણ ખીશું એવું તો ચીરાશે કે મોગલ કેપ લગાર ગરમ પડી જશે. વળી બીજી પીડા એ છે કે આપણા દેશમાં માથે પાઘડી રાખીને ખાવા બેસવામાં અને દીવાન ખાનામાં દાખલ થવામાં માન છે એમ યુરોપને ખબર નથી. એટલે કોઇ હોટેલમાં કે જાહેર જગામાં જમવા બેઠા ને ટોપી નહી ઉતારી તો વખતે અપમાન લેવાનો સંભવ છે. નાટકશાળામાં ટોપી સાથે બેઠા તો વખતે નારંગી ધબ દેતી આવી પડવાનો સંભવ છે. માટે સર્વથી શહીનાન દાવો કરવો હોય તો એ લોકના જેવાજ થઇને જાઓ કે પછી કોઈ તમારી ગમ ઝાંખીને જોવાનુંબી નથી. બધા ગભરાવે છે કે દેશી ડ્રેસમાં ફરશો તો કોઇ કોડું આપવાનું નથી. ના—ના, તેથી ઉલટુંજ છે. તમે તમારા મનમાં જે ચીતયું હશે તે કરતાં વધારે

કોડું અપાશે. બધો મામલો જોતાં મારો ખાલેસ અભીપ્રાય એ છે કે દેશ તેવા વેશ એ સર્વથી સલામત માર્ગ છે.

જે બીજો સવાલ મને પુછવામાં આવ્યો છે તેનોબી નીકાળ અહીંજ કરી નાખું છું. એક મીત્ર લખે છે કે "તમારી બહુજ મનપસંદ, કાહાણીને વીસરાવે એવાં લખાણની હું દર સનીવારે આતુરતાથી વાર જોઉં છું. અને તેની કાપલીઓ કાપીને એક ચોપડીમાં વળગાવું છું. આ ચોપડી મારા ઘણાક મીત્રોમા અત્યારથીજ ફેરા ફરવા માડી છે. પણ તમારો વીસબેડનના નામીચા ડાકટર પાજેનસ્ટેચરનો હેવાલ હજી અધુરો છે. એ નામાકીત વૈદે કેવા કેવા ઓપરેશન કીધાં તેનો કંઈક ખ્યાલ હવે પછીના અંકમા આપશો તો તે વાચવા જોગ થઈ પડશે" બીરાદરે અઝીઝ, હું કાઇ ડાકટર નથી કે શી જાતના આપરેશન કીધા તેના નામ ઠામ ને વ્યાધી આપું. પણ જે મે નજરે જોયું તેનું ચીત્ર આપું છું–પછી તમારા ડાકટર પાસેથી તે સમજી લેજો. હું જ્યારે ત્યાં હતો ત્યારે લંડનથી મી૦———નામનો એક જવાન પાદરી ત્યા ટ્રીટમેટને સારૂં આવ્યો. તેની ઉમર ઘણીતો ચોવીસ વર્ષની હશે. તેને અત્યંત શોરટ સાઇટ હોવા પછીથી તદન આધળો થઇ ગયો હતો, તે એટલાં સુધી કે ડ્રાંઇંગ રૂમમાથી ખાવાની મેજ ઉપર તેને હાથ પકડીને લઇ જતા હતા. તેની નાની આવકનો આધાર બેશક તેની આંખ ઉપર હોવાથી તેણે ઈંગલંડમાં ઘણાં

ફાંફા માર્યા પણ આરામની કશી આશા ન મળી એટલે વીસએડન આવ્યો. પ્રોફેસર પાજેનસ્ટેચરે તેને તપાસીને મત આપ્યુ કે એક ઓપરેશન છે જેમા ૯૦ ટકા ફતેહ થવાની આશા છે. અગર નીશફળ થશે તોબી શું મુજકો છે! એમબીને એમબી અધાપોતો છેજ માટે ટ્રાઈ કરવા દેવી પાદરી મી૦——લાચાર એટલે હા પાડી અને પ્રોફેસરે એક સવારના આ માહાભારત ઓપરેશન બજાવ્યું. તેણે આ કમબખત પાદરીની બેઉ આખના એક ઝીણી તગેપનથી સુરાખ પાડયા અને ચોથે દહાડે જાહેર કીધુ કે ઓપરેશન ફતેહમંદ થયું છે અને બીમાર જોતો થશે! આ બનાવને પંદરને દહાડે હુ કુર ગાર્ડનમા બેંડ સાંભળવા ગયો તો એક ગ્રહસ્થ સામે મુકેલા પ્રોગ્રામ સ્ટાંડમાથી કાંઇ લખી લેતો હતો. પીઠ પરથી તે મને પાદરી——જેવો લાગ્યો. હું આગળ જઈને જોઉંછુ તો સાચ્ચે! ને બરદાપર હાથ મુકીને પુછયું "એ શુ કરોછ?" પેલાએ હસીને ઉત્તર દીધો કે "આજનુ પ્રોગ્રામ ઘણુજ નાદર છે તે ઉતારી લઉછ." પણ મે અચરતી સાથે પુછયુ કે પ્રોગ્રામ તો તમારેથી આશરે ૫૬૭ ફીટ દુર છે ને ઝીણા અક્ષરથી છાપેલું છે તે દેખાયછ કેમ?"—"હુ ઘણું સારી તરેહથી આ તફાવતને વાચી શકુ છુ. અને તેઓ કોઇબી જાતના ચશ્મા વગર"!! એક બીજો કેસ છેક સાઉથ આફ્રીકાથી આવ્યો હતો. આ મરદ પોતાના છ સાત વર્ષના છોક-

રાને લઇ આવી હતી. આ છોકરાની આંખ કાંઇ વીચીત્ર હતી. તે બારો હતો એટલુંજ નહીં પણ એક કીકી ઉપર અને બીજી આંખની કીકી છેક ખુણામાં તણાઇ ગયલી હતી. કેવો હીરા સરખો છોકરો આ એબથી બીલકુલ બદસુરત લાગતો હતો. જ્યારે તે આવ્યો ત્યારે આખી ક્લીનીક તેના માટે દયાની નજરથી જોતી હતી. જ્યારે ખબર ફેલાઈ કે પ્રોફેસરે આ બીમારી સારી થશે એવું જાહેર કરયું છે ત્યારે બહુજ સંતોશ ફેલાયો. 'ઓપરેશન' કીધું અને ચોથે દહાડે આ છોકરાની આંખો સાધારણ માણસોના જેવીજ સરખી થઈ અને તેનુ રૂપબી બદલાઇ ગયું. આઠમે દહાડે તે પોતાની માતા સાથ ખુશાલ પાછો પોતાને વતન ગયો. એવા તો ઘણા દાખલા છે પણ એ સર્વેનું બ્યાન કયાં કરવા બેશું? પ્રોફેસરની મોટામાં મોટી ખુબી એ છે કે તે ફુલાશ મારૂ-ડીંગ મારૂ, તીસ-તીસ ધરરર નથી. તે જ્યારેબી શતના કોઇ મંડળમાં ખાવા બેશે કે તેજ વખતે તેનું કોઇ બીમાર મારતી ગાડીએ બોલાવવા આવતું નથી. નાના નીર્દોશ કેસને આસમાને ડોળા ચહડાવીને મોટું રૂપ આપવાની તેની તબીયત નથી. જો તે કહેશે કે આએ સારૂં થશે તો તે થવાનુંજ ને જો ન જેવું હશે તો સાફ કહી દેશે કે તમારો ટાઈમ ના બગાડો— એ સારૂં ન થાય. સારાંશ-તેનામાં હંબગીઝમની જાત નથી. ~ ગમે એવો બીહ્દ કેસ હોય તોબી તેના ચહેરો સદા સાંત

અને હસ્તો દેખાય છે અને ગને એવુ નહાભાગત 'ઓપ-રેશન' કરે તો તેની વગાળથી બહાર નીકળતી નથી આવી મોટી લેજાની કશટી ઉપરાત તે રાતના એક બે વાગતા સુધી વીદયાના પુસ્તકો લખે છે પ્રોફેસરે આખના સબધના ઘણાક કીમતી પુસ્તકો બહાર પાડયા છે અને તે પુસ્તકો સારા યુરોપમા સતાધારી કહેવાય છે આ પ્રોફેસરનો એક વડો ભાઈ હતો તે પણ યુરોપના નામાકીત હતો અને તેના નાનની જય પોકરાતી હતી પણ એક દીવસ રોમગના અચક્ષુચ બદુક છુટી જવાથી ગોળી દાઢી આગળથી પસાર થઇ ને ખોપરી આગળથી બહાર પડી અને આ મહાન પુરૂષ મરણ પામ્યો ત્યાર પછીથી તેનો નાનો ભાઇ તે હાલનો પ્રોફેસર જાગુના આવ્યો આખના રોગો ઉપર તેને પહેલેથીજ શોખ લાગ્યો હતો એટલે ઈંગ્લંડ, ફ્રાન્સ, આસ્ત્રીયા વગેરે મુલકોના લાબા વરસો સુધી અભ્યાસ કરી હાલની ટોચે પહોચ્યો છે પણ શોગના બચ્ચા રોગ—તેન એનો એક ચોવીસ વરસનો બેટો છે ને પણ બાપ નામને વીસરાવે તેવો છે અને હાલમા યુરોપની મહાન આસ્પીટલોના દરદીને અનુભવ મેળવે છે તને જાણીને અજબ થશે કે પ્રોફેસર હરનેન પાજેનસ્ટેચરે પોતાના ભાઈની યાદગારીના ગરીબ દરદીઓ માટે એક ઇસ્પીટાલ ઉઘાડી છે કોઇબી દેશના અને કોઇબી જાતના આખના ગરીબ દરદીઓને ત્યા આવવાની છુટ છે પ્રોફેસર એટલો શરનાળ છે કે આ

આસ્પીટલમાં લગભગ બસો આંખના દરદીઓ હોવા છતાં તે વીશે કોઈ આગળ કશી મોટાઇ લેતો નથી, પણ પોતાનું કામ ગુપચુપ કરયે જાય છે. જ્યારે આ વાતની મને ખબર પડી ત્યારે મેં તે વીશે આ પ્રવીણ શીક્ષાગુરૂને પુછી જોયું ત્યારે એક દેશી અને તેબી વર્તમાનપત્રના અધીપતી તરીકે એક "સ્પેશ્યલ ફેવર" દાખલ મને આ ખાતું જોવા લઇ ગયા. નાનાં ભુલકાંઓથી તે ઘરડા ઘરડીઓ મળી સુમારે દોઢસો દરદીઓ ત્યાં ફરતાં હતાં અને સર્વેની આંખે જાત જાતનાં પાટા બાંધેલા હતા. પ્રોફેસર તરફ આ સઘળાંઓ એક પીતાની નજરથી જોતાં. અમે ગયા ત્યારે સર્વેએ ઉઠી ઉભા થઇ પોતાના આ દુઃખ તારણ કરનારને માન આપ્યું. નર્સો, સીસટરો, દવાદારૂ, બીછાના વગેરે સઘળું એક મોટી આસ્પીટલના જેવુંજ હતું. આ આંખની આસ્પીટલ યુરોપમાં એટલી તો પંકાઇ ગયલી છે કે તેમા આશરો લેવા આવતા ગરીબોનો સમાવેશ થઇ શકતો નથી એટલે બે લાખ રૂપ્યા ખરચી પોતાના મરહુમ ભાઇને નામનું એક બહુજ મોટું મકાન પ્રોફેસર હાલ બંધાવે છે અને "આરકીટેકટ" તરીકે તેનો પ્લાન પણ પોતેજ કીધો છે. પ્રોફેસરે મને પોતે આગ્રહ કરી કહ્યું છે કે હીંદુસ્તાન તરફથી કોઈબી ગરીબ બીમાર અત્રે આવશે તો મોટી ખુશીથી તેની સારવાર હું આ ઇસ્પીટાલમાં કરીશ એવુ તમારા દેશમાં જાહેર કરજો. આ ઉપરથી હું લખું છું

કે કોઇ ગરીબ હીંદવાસી આખના મુશકીલ દરદથી પીડાતો હોય તો સ્ટીમરના ફર્ડ ક્લાસમાં આવજાના ભાડા અને પરચુટણ બીજા બસો મળી રૂપીયા પાંચસોની કાગ્સાઇ કરી શકે તો પોતાના દુ ખનું નીવારણ આ પ કાયવા તબીબ મારફતે કરાવી શકશે આ ખાતાની મદદમાં કોઇબી સખીતમેહ હીંદુસ્તાનના વતની કાઇબી રકમ મોકલશે તો તે સ્વીકારવાને અને હીંદના દરદીઓના કામના વાપરવાને પ્રોફેસર ખુશી છે

## પ્રકરણ ૯ મું.

વીસબેડનની આંખની ક્લીનીકમાં ચાલતા કેટલાક એન એમાનનુ થોડુક દાસ્તાને ટીલરૂબા કરવાની આ તક ઠીક છે નારી મુસાફરીને દરમ્યાન મારા જોવામાં આવ્યુ કે જર્મનો ઇંગ્રેજોને ખરા જીગરથી ધીક્કારે છે અને તેજ પ્રમાણે ઇંગ્રેજો, તેના મુખ્ય કરી ઇંગ્રેજી ડોસી ડગરીઓ જર્મનો તરફ બ્યાજ સીકે તીરસ્કારથી જુએ છે હુ અપક્ષપાત મત આપુ છુ કે એનાં ખરો કસુર ઇંગ્રેજોનો છે તેઓ ખુદ ઇગ્લંડમાં કેવા મુલાયમ જેવાં અને સભ્યતાથી ભરેલા દેખાય છે—પણ કોન્ટીનંટ ઉપર પગ મુકયો કે તેઓની મતીજ ફેરવાઇ જાય છે તેઓના મનનાં કાંઈ નથી પણ અમે તનારા કરતાં ચહડતી જાતના છેએ એવુ દેખાડવાનો અભખરો તેઓ દબાવી

શકતાં નથી. અને તેથી તેઓનું નામ ખંડ ઉપર એટલું વાયડું થઇ ગયું છે કે ઇંગ્લીશનું નામ સાંભળતાંજ ફ્રાનસ અને જર્મની તથા ઇટાલીમાં તુફાનનો લાલ વાવટો ચહડે છે. વીસબેડનમાં વસેતાં કેટલાંક ઈંગ્રેજ લોક ઉપર હું ખુબ બારીક નજર રાખતો હતો. મારા જોવામાં આવ્યું કે મોટો ભાગ દેખાદેખીથી પોતાનો ટેક રાખવા આવી જગોએ આવતો હતો. લંડનમાં કે મોસમમાં રહે તો ખરાબ લાગે ને જાતની કજાત થઈ જાય પણ તે સાથે ફ્લ્લુસ માફીસ એટલે 'તબીયત સારી નથી ને જર્મન વાટરીંગ પલેસપર જઇયે છીયે' કહીને આવીને આવી જગાએ પડે. અહીં આવ્યા કે નહીં ગાડી જોઇયે કે ન વેટર જોઇયે—નહીં પારટી કે ના થીએટર. બોરડીંગ હાઉસીસ જેને અહીં "પાંસીઆ" (Pension) કરી કહે છે તે કકડી જાય છે તેમા અઠવાડયાંના બે પૌંડ આપ્યા કે ખાવાનું પીવાનુ અને સુવાનું. નામ ત્યારે ફેશનેબલ વાટરીંગ પ્લેસમા કુટુંબ ગયું છે, પણ ખરી વાત-તો કરકસર કરવાની છે. લેડીઓ પબલીક ટેબલ ઉપર જમવા બેસે ત્યારે એકકની એવી ગીનીસ કરે કે આપણા મોહોલા માહેના બૈરાઓબી હઠયાં, પણ મોહોડાં ઉપર હસીને એવા દાત કહાડે કે જાણે સગી બહેનોથીબી આલે. સારાશ કે બધું પોગળ. વીસબેડનમાં ઘણામાં ઘણાં એક હજાર ઘર હશે એવો હું અડસટો કહાડું છું. તેમાં કાંઇ નહીં તો ઓછામાં ઓછાં ૪૦૦

હોટેલો અને પાસીઆ તથા પ્રાઇવેટ હોટેલો હશે. આ નાનકડા લાખ માણસની વસ્તીમા જેવા હોટેલો છે તેના બબરચીખાના જેવા હીંદુસ્તાનમા હોટેલો નથી. ક્રયસગ-હોફ નામનુ હોટેલ પાદશાહી મેહેલ જેવુ છે. દરેક વીઝીટરને માટે માર્બલના બાથ જુદા છે. દરેક હોટેલમ ઇલેકટ્રીક લીફટ અને ઇલેકટ્રીક લાઇટ છે. એટલુંજ નહીં પણ ઘણાખરા મોટા હોટેલોમા પોતાના ખાસ ખાનગી ગરમ પાણીના ઝરા સાથના બાથ છે દરરોજના ૮ થી ૯ માર્ક, તેમા રહેવાનુ અને બે વારનુ ખાવાનું તથા નાસ્તો. ખાવા પીવાનીનો પચાતજ નથી દરેક મોહલામા ઓછામા ઓછા દજન રેસટોરા અને બીર હાઉસીસ હશે

સહવારના પોહોરમા ઉઠયા કે શુ કરશુ ને કયા જઇશુ તેનો વીચાર કરવાની કશી જરૂરજ નથી. કુર ગાર્ડનમા દીવસના ત્રણવાર બેંડ દરરોજ વાગે છે અને તે બેંડબી કેવુ ! તેનુ હુ વર્ણન ઘટતી જગ્યાએ આપીશ. સહવારના ૭ થી ૯ વાગતા સુધી સુખી જીવડાઓ પેગુ ગરમ પાણી પીવા આવે તેઓને ગળે કડવા ઓશડ ઉતારવા સારૂ બેંડ જોઇયે સાજના ૪ થી ૬ વાગા સુધી મારા જેવા પરવારતાઓને સારૂ મ્યુઝીક જોઇયે અને રાતના ૮ થી ૧૦ વાગા સુધી શોખીન જીવડાઓને રીઝવવા બેંડ જોઇયે કુર ગારડન જબરદસ્ત મોટુ છે અને તેના ચહડ ઉતર પાયરીનુ ઉંચુ બેંડસ્ટાંડ બાંધેલુ છે દાખલ થવાના ભાવ નીચે પ્રમાણે —

| | માર્ક. |
|---|---|
| બહારથી આવતા વીઝીટરોને આખા વરસની ટીકીટના રૂ૨રા | ૩૦ |
| તેનાજ કુટુબનુ દર વધુ માણસ દીઠ | ૧૦ |
| દોઢ મહીનો ચાલે એવી સીઝન ટીકીટ | ૧૫ |
| તેનાજ કુટુબનું દર વધુ માણસ | ૫ |
| સીગલ એક દહાડાની ટીકીટ | ૧ |

દાખલ થયા કે બેંડ સાભળો, રીડીગ રૂમમા જાઓ, ડેનસીગ ગેલરીમા ફરો અથવા વચ્ચે તળાવ છે તેમા બોટ ભાડે કરીને હલ્લેસા મારો એક જગાએ સઘળા વીઝીટરોનુ લીસ્ટ છે તેમા કોણ આવ્યા ને કોણ ગયા તે તુરત જણાઇ આવે છે દર સનીવારે સાંજના બલુન ઉડે છે અને એવી રોશની થાય છે કે જેવી દસ વરસે એકવારબી મુબઇમા થતી નથી વળી અવારનવાર ફ્લાવર ફેસટીવલ થાયછે જે વાર બડે બડે લોક પોતાની ગાડીઓને ફુલોથી મઢીને કલાકના કલાક સુધી ચક્કર ચક્કરમા ફરે છે અને એક બીજાના અંગ ઊપર ફુલોના મારા ચલાવે છે. ફુર ગાર્ડનમા તમે અજાણ્યા થઇ જતા હો તો ચપ દેતો એકાદ જણ તમારા હાથમા એક કેબીનેટ સાઇઝનો ફોટોગ્રાફ લાવી મુકશે અને તમારી અજાયબી વચ્ચે તેવા એક ગ્રુપની વચ્ચે તમે તમારો પોતાનો ફોટોગ્રાફ જોશો. એક માર્ક. ફુર ગાર્ડનથી ધરાયા કે ઇલેકટ્રીક ટ્રામમા બેસી પચાસ માઈલ ફક્ત દશ દોઢીઆ

માં ફરી આવો પણ તેથી તો વધારે લ્હેજત મુખ્ય મોહોલાઓ, લાગાસા, વીલીયમસ્ત્રાસે, કયસરસ્ત્રાસે, વગેરેમા પીઠ પાછળ હાથ રાખીને મુગા મુગા ફરીઆ કીધાની છે શુ આ મોહોલાઓની રચનાની વખાણ કરૂ ? એકેકી દુકાનોની શોભા જાણે આપણને હેબતાવી નાખે છે પણ માટીડાની જાત નહી જયા જુવો ત્યા સ્ત્રીઓ અરે યારો, સાભળો નારી વાત વીસબેડનના એક મોહોલામા જેટલી 'પ્રેટી' છોડીઓ એક કલાકમા જોશો એટલી આખી મુંબઇમા નહી હશે તેનુ કારણ છે વીસબેડન ફેશનેબલ જગા હોવાથી મોટા મોટા દલદાર ખીસાવાળાઓ અહી આવે છે કરોડપતી અમેરીકનો અને માલેતુજાર આસ્ત્રેલીયનો અહી સોનાના સીક્કા તડોતડ ફેંકે છે જે દુકાન ઉપર ખુબસુરત અને બોલકણી વેચનારીઓ હોય ત્યા આવજા વધતી એ લીધે આસપાસ ફ્રાકફોરટ, બાડન બાડન, કોલા, રૂડીશાઈમ વગેરથી સોજામા સોજી છોડીઓ અત્રે નોકરીને માટે આવે છે અને બપોરના બાર વાગે અને સાજના ૬ વાગે દુકાન પરથી છુટેલી રૂપાળી છોડીઓની સખ્યા અત્રે અથાગ છે એક વાર હુ મારા મીત્ર ડા૦ સ્ટાઇન સાથ રૂડીશાઇમ ગયો આ મથક વીસબેડનથી ત્રણેક કલાકના રસ્તાપર છે અને રાહીન ઊપર આવેલુ છે ત્યાનો મુખ્ય રોજગાર રૂડીશાઇમર વાઈનનો છે જે પીવાને દેશ દેશાવરથી શોખીનો આવે છે નદી કીનારે ફરતા મે જોયુ કે બધીજ સ્ત્રીઓ અને ગ્રાળા

પુરૂશો ઘરડા ખોખા અને બદસુરત હતા. પાછળથી એનો ખુલાસો મળ્યો. ખુબસુરત અને જવાન હોય તેને માતબર વીસએડનો દુકાનને માટે ઘસડી જાય ત્યારે અહીં ઘરડા નહીં તો બીજું રહે કોણ? અફસોસ છે કે આપણા પારસીઓનું અડધું બળ નકામું જાય છે. વીસએડનમાં દુકાને દુકાન જોશો તો સઘળો કારભાર ચમકરી જેવી સ્ત્રી ચલાવે ને ભ્રથાર તો કબાટની પાછળ ભરાઇને 'સ્મોક' કરતો હોય કે બીર હાઉસમા હોય અથવા કારખાને જતો હોય. હું એકવાર એક બુટવાળાની દુકાને ગયો તો લાગલી એક છોડી દોડી આવી અને ભોયપર ફસડાઇ જઇને મારો પગ પોતાના ગુટણ ઉપર મુકીને વોહરાજીના છોકરાઓ કરે છે તેમ મારા બુટની લેસ છોડવા માંડી. મનેતો બહુ ઓસક લાગી એટલે જરા આનાકાની કરવા માંડી પણ મારી સાથે એક અનુભવી મીત્ર હતા તે હસીને કહે "કાઇ નહી—કાઇ નહી—જાહાગીરજી બા—એતો એક માર્ક વધતો." પણ અજાયબ જેવું એ છે કે આ છોડીઓ ત્રીસ વરસની થઇ કે જાડી પીપ જેવી થવા માડે છે. જર્મન લોહીમાજ એ દુર્ગુણ છે અને તેથી જર્મન બાનુઓ ખાધા પીધાની ઘણી સભાળ લે છે, ખાણા ઉપર ગરમ પાણી પીએ છે પણ કાઇજ વળતું નથી.

રાતના ખાણું ખાધા પછી ચેન નહીં પડે તો એ શું કાઈ કંગાળ મુબઈ છે કે? ઉંચી કીસમના નાટકો અને આપેરા, કામેડી, બાલ વગેરે દરરોજ રાતના પાચ

ગમ ગમતો ચાલે છે અને દરેકમા બેમેથી ત્રણ ત્રણ હજાર માણસોની ભીડ.

મુબઇના હમણા મ્યુઝીઅમ ઉઘાડવાનુ છે તે માટે ખાલીપીલી ઢોલ નકારા વાગે છે અને આ મઇ જેટલા વીસમેડનમા સવળા મળી ૧૦) મ્યુઝીયમો બહુજ જોવા લાયક નીચે મુજબ છે

- ૧ પુરાણી વસ્તુઓનુ મ્યુઝીયમ
- ૫ નામાકીત પીકચર ગેલરીઓ
- ૧ નેચર્લ હીસટરી મ્યુઝીયમ
- ૧ ટેકસ્ટાઇલ મ્યુઝીયમ
- ૧ વણસપતી મ્યુઝીયમ
- ૧ પબલીક લાઇબ્રરી

## પ્રકરણ ૧૦ મુ.

સાહેબ,

આપ સાહેબ જે "મોદીખાનેથી મારસેલ્સ" 'જામે' મા આપો છો તે તમે સારી કાની જાણો છો કે બહુ હોશથી વચાય છે, છતા જાણી બુઝીને, આસમાસ હાથે કરીને, તમે તે ફકત અઠવાડયામા એક વાર આપો છે એ ઠીક કરતા નથી માટે લખવા વીનતી એ કે કાઇ નહી તો અઠવાડીયામા બે વાર તો જરૂર આપો અને જરા લબાણ કરો વણુ નહી તો તમારી વાર્તા જેટ-

લુંજ લાંબું. તમારા ઘરાકોની દુવાથીજ તમે મારસેલ્સ જવા પામ્યા છો (!) માટે તે લોકની સુચના ઉપર ધ્યાન પુગાડવાની તમારી ફરજ છે.

લા૦ આજ્ઞાકીત સેવક,
**"દામોદર"**

શ્રી મુંબઇ તા૦ ૩૦ મી.

* * *

જોયો ધસારો? ઉધાર આપ ને પુરૂં જોખ!! બાપુ શીદને આમ ઠઠરાવી મારો છો. હું તમારા પગની પુનાઇથી જર્મની જઈને આંખ્યોને ઠીંગડાં મરાવી આવ્યો તે શું પાછું ઉખાડી નાખવા માગો છો? પણ હું તમારી સુચનાનો એક ભાગ માન્ય કરૂં છું અને બપોરના જો ઉંઘ ન આવશે તો જરા જરા વધુ આપતો જઇશ.

હું આંખના પાટા છોડયાં પછી જ્યારે પહેલવહેલો રસ્તામાં ફરવા નીકળ્યો ત્યારે એક ચીજે મારૂં બહુ ધ્યાન ખેંચ્યું તે એ કે ચચાર માળના મોટાં આલીશાં મકાનો કેવાં સપાટામાં ઉભાં થતાં હતાં. જે જગ્યા ઉપર પંદર દીવસની વાત ઉપર ફક્ત ખાડા ખોદાતાં જોયલા, ત્યાં બે અઠવાડયામાં તો બે મજલા ચહડી ગયલા અને બીજાં બે અઠવાડયાંમા રંગાઇ બંગાઇને ઇલેકટ્રીક લાઇટ સાથ હજારો લોક માહે જમવા બેઠેલું. આપણી તરફ હલામ હે હલામ હે કરી એકેકો બીમ ચહડાવે અને પછી રંગત રેશમી કપડાં તથા નાળીએર કંકુના ચાંદલા કરીને ખા-

લીપીલી વેળ ગુનાને તથા મોટી પાઘડીવાળા મીસ્રીના નામ્ના કીરટા નીચા પાડવા સાઠે શાલપાનડીની નવાજેશ થાય, તેના ને આના કેટલા ફેર આપણી તરફ ખાના આદમના વખતથી એક ફાટેલી ટોપલી ભરીને વાટણ શ્રી પાંચ છ ઇટ થમુક થમુમ લઈ આવે અને ચુનાની ગોનેથ ભરીને પેલી બાજુની ફરનામુ સીડી ઉપર એક મ્યાકે ચહડી રહે—ને ત્યા ? બોનોજ ના, ત્યા તો જેટલુ જમીનની ઉપર બાધકાન તેરનુજ નીચે ભોયરાના ઉપર દીવાનખાના, બેડરુમ વગેરે અને નીચે બાવરચીખાના, નોકરોને વસનાની જગા, વાઈન સેલરો વગેરે ત્યાના ફીસમીઓ ગને એવો નજન ઉપાડતા ઉ કરી અનાજ કહાડતા નથી બે જબરદસ્ત જનનો એક નસ્ત બીન ખુશાલ ઉપાડી જાય છે જ્યા ઉચાણના કાર્ઈમી નાવ નસાલો ચહડાવવો હોય ત્યા બધુ આમ્ળ અને ચારીથી મન પાવરાળી મોટા બરમ્ની ચાયના આમરના અને ચુનારે એક ગજ લાબા ચુનાના મચ્ચ કરીને એમ્જ પાવડો મારયો કે દશ ગોનેથ ચુનો ભરી મ્હાડે અને ખાસ્સી જાથુકની લોહોડાની પેરી બનાવેલી તેના આ પાચ છ નણ ચુનો ખને ઉપાડીને નઝેકના કડીઆ આગળ લઇ જઇ નાખે જેવો પાયો વીસ બાવીસ ફીટ ઉડો ગયો કે લાગનો ત્યા એક લાકડાનો પુલ ઉતારેલોજ છે ઇટો ભરીને મોટી ટક ચચાર ઘાડા જોડીને આવે તે પાધરા ધરધર કરતા ઘોડા સુધા નીચે ઉનારી લઇ જાય અને એક

ફેરામાં જોઈ લ્યો. બારથી પંદર હજાર ઈંટનજ ઈંટ. ધમધમાવીને ખાડાનું કામ ઉપર આવ્યું કે ત્રીસ ત્રીસ ફીટ લાંબા ઘોડાના ગાડાંઓમાં અથવા ઇલેકત્રીક ગાડાં-ઓમાં લાંબા બીમ; ખામલા વગેરે આવીને ઉલેક્ષુંજ છે. અને બીજે દહાડે તો ઉભા આડા નખાઈ પણ જાય અને ઉપરના મજલાઓની દીવાલ અરધી ચહડીબી ચુકે. આઠ દહાડામાં પહેલો મજલો ખલાસ થયો કે બીજા મજલાની પણ તેમજ દોડાદોડ. હજુ તો બીજા મજલાનું દીવાલનું કામ શરૂ થાય તે અગાઉ તો લોખંડીઆંનાં બારી બારણાં તૈયાર આવી પુગે અને જડવાબી માંડે. ત્રીજે મજલે ચાલ્યા કે નીચે રંગવાનું કામ, કાચકામ, માંહેથી નકસી વગેરેનું કામ શરૂ! એક મહીનો ઘણો તો દોઢ મહીનો ને તમારી ઈમારત તપાસી લ્યો. કોઈબી નવી ઇમારત બંધાય તેના સંબંધમાં સરકારનો કાયદો કે કોઇના અંગપર ઇંટ મટોડું વગેરે કાંઇ પડે નહી તે સારૂં બહાર પાકકું સ્લોપદાર છાપરૂં બાંધવું. નીચે આકરૂતી આપું છું.




તમારાં કોહેલાં સડેલા ગુણપાટનાં ચીથરાં જેવું

નહીં પણ પાક્કું નવાં પાટીઆંનું બનાવવું જોઇયે. આ બધી ઝડપના સબબ અનેક છે. એક તો ત્યાંનો એક કામદાર અત્રેના ચાર કામદાર જેટલું કામ કરે છે. સવારના સાત વાગેથી કામે લાગો કે ખડે પગે કામ કરે પણ બપોરના ત્રણ કલાક સુવાની રજા. સાંજના છ વાગે બંધ કરે અને મોહોડું વગેરે ધોઇ, નેકટાઇ, કાલર, વગેરે લટકાવીને રસ્તામાં ફરે તો નરો જાણે લાર્ડ ફાકલંડ. બીજું, દરેક સામાનનો બનાવનારા જુદા. આપણી તરફ તો જુસબ મીસ્રી બારણાંબી બનાવશે, ચુનોબી કુટાવશે; ને સાથે લાગું બની શકે તો એકાદ બે ઇંટોની ભઠ્ઠી પણ રાખવાની તજવીજ કરશે. પણ ત્યાં તેમ નથી. ઈંટ-વાળો ઈંટ સપલાઇ રોજ કરયોજ જાય અને પાયો ખોદાય તેટલાં પલાન પ્રમાણે બીજાં કારખાનાં વાળો બારી બારણા તૈયાર કર્યાંજ જાય. બધું "ટાઇમ કન્ટ્રાક્ટ"ના નીયમસર હોવાથી જે દહાડે કબુલ્યું હોય તે દહાડે બધું તૈયાર ઇમારત આગળ આવીને ઊભું રહે. લાગુ પણ તેજ કરી આપે. કાચનાં માહાભારત ગોડાઉનોમાં કાચ તૈયાર. એણીમેર એક બારી જડાઈ કે બીજી ગમ તેનો કાચ બેઠેલોજ છે અને રંગનો કન્ટ્રાક્ટર દાંતમાં આગળાં ઘાલીને ઉભો રહેલો કે કયારે પેલો ખીસે કે હું મારૂં કામ ચલાઉં. એણીમેર રંગ, બીજીમેર રેલીંગ ત્રીજી મેર બાગબાની અને ચોથી મેર લાકુતની આવક, સઘળું ચોમેર સામટું દોડે. કામ જલદી ઉઠી આવે અને વળી ઘણુંજ લાઇનબંધ

તેનું બીજું કારણ એ કે ઇંટો સઘળી ખાસ્સી છ ઇંચ ઉંચી અને નવ આંગળ લાંબી પોહોળી પણ માહેથી પોકળ! એટલે વજનમાં હલકી ઘણી અને બહુજ ધારદાર સાથે સરસ ઓટેલી એટલે દશ ફીટનું કામ તો એક સપાટામાં ઉભું થઈ જાય. વળી છાપરાંપર નળીઆંની જંજાલ નહીં. પાતળાં લાકડાંનું છાપરૂં ઠોકી ક્‍હાડે. ને ઉપર મોટી મોટી સ્લેટ લાવીને નાખે કે છાપરૂં તૈયાર. આવી રીતે ઝડપમાં બીલડીંગો ઉભી થાય છે તેનો એક દાખલો આપું છું. હું તા૦ ૧૯ મી એપ્રિલને દહાડે વીસબેડન પહોચ્યો ત્યારે કોકમૃનન ગાર્ડનની સામે એક જગા ખાલી હતી. પંદરમે દહાડે બહાર પડયો ત્યારે જોઉંછ તો બે મજલા માહાભારત ચડી ગયલા, બીજા પંદર દહાડામાં તો નીચે રંગનું કામ ચાલે અને મોટા મોટા કાચો ઉપર નકસી પડાય. ત્રીજા પંદર દહાડામાં ત્યા રાતના અચણુચ જઈ લાગણું થયુ ને જોઉંછું તો એક કામદાર ન મળે પણ બધી ઇમારત ઉપર હજારો ઇલેકટ્રીક લાઇટ લાગેલી, બીજી બાજુ બેંડ વાગે, બહાર ચોકમા પાચસો છસો ટીપાઇઓ ગોઠવાયલી અને, હજારો લોક ખાવાપીવા બેસી પણ ગયલા! બહાર રસ્તા ઉપર ન્યુસપેપરો વેચવાની વગેરે દુકાનો ગોઠવાઈ પણ ગયલી. આ નવું રેસ્ટોરાં હતું. શું ત્યાના લોક શોખીન હશે કે માહે અને બહાર એક હજાર માણસની જગા હોવા છતાં કેટલા દીવસ સુધી અમને બેસવાની જગા

મળી નહી એ લોક કમાનારબી જબરા અને ખાનારબી બહાદર લખ્ખો રૂપીઆની ઉથલપાથલ કરે અને એકાદ વરસ બે લાખ રૂપીઆ ખોટબી આવી તો તેનો ગ્ર કરે નહી એવી હી નત રાખે કે કાઇ નહી આવતે વરસ ચાર લાખ ફુટી ફહાડશુ અહીની ઇનારતો માટે સરકારનો એક વણોજ જાણવાજોગ કાયદો છે જ્યારે એક ઘર બાંધવાનુ હોય અને તેના પલાન કૌનસીલ ઉપર મોકલવાના આવે ત્યારે તેનો માલ મસાલો, કદ, જાડાઇ, પાયો વગેરે જોઇને જ્યારે સરટીફીકેટ આપે ત્યારે સાથે લાગુ તે ઈમારતની જીદગી પણ કૌન્સીલ નક્કી કરતીજ આવે દાખલા તરીકે મી૦ કોક્મેને એક અરજી મોકલી કે હુ ચાર નાળનુ મકાન બાંધનાર છુ લાબુ આટલુ, પોહોળુ આટલુ, ભીત જાડી આટલી, લાકડકામ આ મીસાલનુ ઇત્યાદી આ સઘળુ તપાસીને કૌન્સીલ પલાનો પાસ કરે અને સાથે લખે કે તનારી ઇમારત પુરી થવા પછી સાઠ વરસે ઉચકી નાખવી પડશે સાઠ વરસ પછી ઈમારત ગમે એવી મુસતકીમ હાલતના હોય તોબી તે ભાગીને ખસેડવાની ફરજ બીજો એક ઘણો અગત્યનો કાયદો એ છે કે દરેક ઘરવાળાએ પોતાના ઘરની પોહોળાઇ જેટલા રસ્તાનો ફુટપાથ વારી ઝારીને સાફ રાખવો દરેક ઘરવાળાએ પોતાના ઘરના દરશનને દર સાલ એક વાર નવો આઇલપેટ લગાડવો આથી બને છે એમ કે મોહોલા દર માહોલા એના ચકચકીત અને સફાઇદાર

લાગે છે કે જાણે આજે નવા બાંધ્યા હોય. પણ ચાલો હવે. ઇમારતો વીશે ઘણું બોલી ચુકયો છું અને આશા રાખું છું કે આ વર્ણન ઉપરથી અત્રેના ધોતાળ કામદારોને કાંઇ નવું સુઝ પડશે. કામદારો તો રહયા પણ આપણી મ્યુનીસીપાલીટીને આમાંથી થોડું ઘણું શીખવાનું છે. કાંઇ નહીં તો પેલી ચુનાની ગમેલ ઉપાડીને એક કલાકે બાંબુની સીડીપરથી જેમ તેમ ચહડતી બેગારી ઓરતના સંબંધમાં કાંઇબી સુધારો થશે તો માણસોપર ગુજરતું એક જાતનું ઘાટકીપણું ઓછું થશે એમ હું માનું છું. નવાઇ જેવું છે કે યુરોપના સુધરેલા દેશોમાં બાંધકામ ઉપર સ્ત્રી જાતીનું નામ નથી.

આજે સઘળો સ્ટીમ બાધકામ ઉપરજ છે એટલે ત્યાંના રસ્તાની પણ ખબર લઇજ લઉં કે ફરીથી તે વાત કરવી ન પડે. રસ્તા એક તો સાફ થાળી જેવા એટલુંજ નહીં પણ કોઈ કોઈ જગાએ એસફાલટથી મઢી લીધેલા એટલે બીલીઅર્ડ ટેબલના જેવા લીસા ચળકે અને ઉપરથી રબરના ચાકની ગાડીઓ ચાલી જાય તો જાણે રૂની તળાઇ ઉપરથી ચાલી જાય છે. વીસબેડનમાં શોધ્યો બળદયો મળતો નથી. સઘળું કામ ઘોડાઓથી થાય છે ને ઘોડા ન હોય તો બધો માર–કચરાનાં ગાડાં ખેંચવા વગ્રીક–ઇલેકટ્રીક કારથી થતું સમજવું. આપણું મુંબઇ શેહેર જ્યારે ત્યારે છાતી ઠોકીને પોતે કેટલું સુધારામાં મશહુર છે તે વીશે ગરૂરી લે છે પણ હું

કહુંછું કે વીસબેડન જેવાં નાનકડાં શેહેરને પહોંચી વળવા માટે મુંબઈને બીજાં એકસો અને સુરતને ૫૦૦૦ વરસ જોઈશે. ત્યાંના રસ્તા ઉપરના પાણીના છંટકાવનીજ કળા જુઓ. ઘોડાનું ગાડું પાણી ભરીને લાવે અને કલાકના દશ માઈલની ઝડપથી મોહોલા વચ્ચેથી દોડ્યું જાય. પછવાડે એવી કળા કીધેલી કે સાંચાકામથી એક ચાક આપણી રમવાની ચકરડી આવે છે તે મુજબ ઘણુંજ જોરથી ગોળ ફરે અને તેમાં છીદ્ર પાડેલાં એટલે તે ચાકના ગોળ ફરવા સમેત ખાસ્સો ૮૦ ફીટનો રસ્તો એક સપાટે સીંપાઈ જાય, એટલુંજ નહીં પણ દરેક ઘરનો પ્લીનથ એટલે ભરણી મથાળો પણ સાથે સાથે ધોવાઈને દરરોજ સ્વચ્છ થાય. હવે આ કળા બહુ સહેલી છે. કદાચ સસ્તી પણ હશે તે છતા આ તરફના મહાભારત સીલ્પશાસ્ત્રીઓને અને ઇનજીનીયર સાહેબોને તે અજાબ સુઝતું નથી. અરે ભાઈઓ! તમારાં ભેજાંમાંથી નવી કળા કહાડતા તો ડોસા થયા પણ જે આઈતું છે તેપર તો કોઈતું મારો! આ પ્રકરણ એકજ નવી બીના ટપકાવીને હું ખતમ કરીશ. આખા યુરોપથી ઇંગ્રેજ સલતનત તથા શાહરસમ બીલકુલ ઉલટી છે. યુરોપના દરએક દેશમા, શું જર્મની, શું ફ્રાન્સ, શું ઇટાલી કે શું આસ્ત્રીયા સઘળે ઠેકાણે ગાડીઓ જમણી બાજુએથી જાય છે અને ડાબી બાજુએથી આવે છે. ફકત ઇંગ્લાંડમા અને આપણી તરફજ ડાબી બાજુથી હાંકવાનું. આપણને

આ સીસ્ટમની ટેવ નહીં એટલે પહેલા થોડા દીવસ તો જબરી ગુચવણ અને ભેળમભેળ થાય છે. સાધારણ રીતે ભુલમાં આપણે જમણી બાજુથી ચાલતા જતા હોઇયે તો સામેથી અચબુચ ઈલેકટ્રીક ટ્રામ આવીને પરદેશીને ગુચવાવી નાખે છે. ગાડીઓનાજ બાબમા નહી પણ રેલવે ટ્રેનોબી એમજ— ડાબી ગમથી આવતી અને જમણી ગમથી જતી. ઇંગ્લાડમાં ગયા કે પાછો આપણા જેવોજ જુનો અવતાર.

---

## પ્રકરણ ૧૧ મુ.

વીસબેડનમા કુલ ૩૦ ગરમ પાણીના કુંડ છે. અને તે પાણી પી તથા નાહીને વર્ષે દહાડે હજારો લોક તેથી આરામ પામે છે. આ માહેના એકાદ બે ઝરાની ટેમપ્રેચર મે લીધી હતી તો ઓછામા ઓછી ૧૨૨ અને વધતામા વધતી ૧૪૮° (ફેરનાહીટ) ઉતરી. આ પાણીના ફાયદો મેળવવા બની આવે એટલા માટે શેહેરમા ઘણાક જાહેર હમામખાના છે. રૂમેટીઝમ અને સાધાઓના જડ થઇ જવાને એ બહુ અકસીર કહેવાય છે. બરડાના કાંડામા ગુડ નબળી પડી જવાથી જે બીમારીઓ થાય છે તેને માટે પણ ગરમ પાણીના ઝરા પ્રખ્યાત છે. વૈદ્દો ફરમાવે છે કે પહેલા પા કલાક સુધી આ હમામમાં રહેવુ અને પછી રફતે રફતે તે વધારીને પોણો કલાક કરવો. હમામમાં ઉતરયા કે કપડા કહડાવી નાખીને બદનની

માલીસ કરવા માટે પુરૂષ વેટરો તૈયારજ હોય છે જેઓ તમારા બદનનો એવો ઘડો લાટવો કરી મુકે છે કે નાહવા પછી અડધો કલાક ઉંઘી જવા વગર થોભાતું નથી

કોણ જાણે આ પાણીમા શું ખુબી હશે કે તે પીધાથી કલેજાનો સોજો, ગળાનો ખખડાટ અને બલગમ ઉપર મોટો ફાયદો થતો લખો લોક માને છે. આ પાણી કડવું છે અને સેહેજ જોલાબની અસર ધરાવે છે. આખા દીવસમા એટલે જે ૨૪ કલાકમા દોઢ પાઈંટથી વધારે પીવુ નહી પાણીમા નાહવાના ઇલાજને 'બાથક્યુર'ના નામથી ઓળખવામા આવે છે અને પાણી પીવાના ઇલાજને 'ડ્રીંક ક્યુર' કહે છે, પણ તે ઉપરાત વળી 'ગારગલ' અને 'ઇનહેલેશન ક્યુર'બી ખપમાં આવે છે. તે એવી રીતે કે એકાદ જગે જેની માહેથી વરાળ જોરમાં નીકળતી હોય ત્યા મોઢુ ઉઘાડુ રાખીને વગળ દમમા લેવી. ગળાના સોજા, નાકમાથી પાણીનું વહેવું, પુરાણો સરકમ, ખહી—અને પુરૂષ વેદનાના રોગો ઉપર આ જાતનો 'ક્યુર' રામબાણ કહેવાય છે. એ ઉપરાત વળી ચોથી જાતના 'ક્યુર'ને 'પીડેસ્ત્રીયન ક્યુર' કહે છે છાતીનો ધબકારો, બદનમાંથી લોહીનુ ખાલી થઇ જવું, ફીકરૂ, ખરપસુ, વગેરે ઉપર આ ચાલવાનો 'ક્યુર' વીસમેડનના નામાકીત વઈદો ફરમાવે છે આ માટે ખાસ જગ્યાઓ નેમેલી છે, જ્યા સપાટ રસ્તો, સેહેજ ચહડ઼ાણવાળો રસ્તો, ઘણા ચહડાણવાળો રસ્તો અને એકદમ ઊંચો

ઢાળ—આ પ્રમાણે રસ્તા રાખેલા છે અને કયા રસ્તા ઉપર ચાલવું, કેટલું ચાલવું, અને ક્યારે ચાલવું એ સઘળું વઈદ કાગળ ઉપર લખી આપે છે. પણ એથી વધારે પાંચમો 'કયુર' હું ધારૂં છું કે મારાં વાંચનારાંઓને વધારે પસંદ આવશે. એ 'કયુર'ને 'ગ્રેપ્સ કયુર' કહે છે એટલે જે પેટ ફાટી જાય એટલી દરાખ ખાઇને તેનાથી આરામ કરવાનો ઇલાજ છે. આગસ્ટથી તે અકટોબર સુધી ફક્ત ત્રણ મહીના આ ઇલાજ ચાલી શકે છે. માણસ બહુ નખાઇ ગયો હોય, ઉજળો સપ મારી ગયો હોય, તેને માટે આ ઇલાજ ફરમાવવામાં આવે છે. આ માટે ટનના ટન ભરીને તાજી દરાખ ઇટલીથી આવે છે. પહેલાં એક રતલથી શરૂ કરી છ રતલ સુધી એક દીવસમાં ખાવી જોઇયે. જાથુક કબજીયાત અને હરસ ઉપર મોટા જથામાં દરાખ ખવડાવે છે.

મારા આગલા પ્રકરણોમા હુ વીસબેડન મધેનાં જાહેર બેંડો અને ત્યાના લોકના મ્યુઝીક ઉપરના શોખનો કાંઈક ઈસારો કરી ગયો છું. એ બીના એવા રસથી ભરેલી છે કે તે બાબે કાંઇએક વધારે વીસતારથી લખવાને મન લલચાય છે. કુર ગારડન મધે હજારો લોકો સમાઈ શકે એવા મોટા ચોકની વચ્ચે ખુશનુમા તળાવના મુખડા ઊપર એમફી-થીયેટરના આકારમા અર્ધગોલ પથરનું સુંદર બેન્ડ સ્ટાંડ બાધેલુ છે જેમાં ચહડ ઉતર બેઠક ઉપર દોઢસો વગાડનારાઓ એવી રીતે બેસે છે કે

સરળાઓ દરેકને જોઇ શકે આ વગાડનારાઓ દરેક પક્કા બેંડ નાસ્તરો છે, દરેકની છાતીએ ચાદો લટકેલા જોનાના આવે છે તેઓ કાળા લાબા બનાતના કોટ અને સીલ્ક ટોપ હેટના સજ્જ થઇને ગ્રહસ્થોની નાફક આવે છે લડનમા ૫૦૦ ચુનદા લશકરી વગાડનારાઓનુ બેન્ડ મે અર્થસ કોર્ટના સાભળ્યુ દીલ્લી દરબાર વેળાએ સાતસોના સનાગનનાણુ બેન્ડ વાગ્યુ ત્યારે પણ હુ હાજર હતો પણ હુ હીનતથી કહુ છુ કે આ છેલ્લા બે મ્યુઝીક અને વાટ્રીઓના લગ્ન વેળાએ વાગતા પે પે પે ના ભેગા દુખણ વચ્ચે જેટલો ફેર છે તેટલોજ વીસમેડનના પબલીક બેન્ડ અને ઇંગ્રેજી બેન્ડો વચ્ચે છે હુ ધારૂ છુ કે આજે જર્મન મ્યુઝીકની બરોબર યુરોપમા કોઇ ઉતરી ગન્શે નહી દહાડાના ત્રણ વખત બેન્ડ વાગે અને તે નાટે શુ અદના કે શુ આલા એવો જીવ પ્રાણ કહાડી આપે કે નાઇનમ, ફ્રાન્કફરટ વગેરેથી ટ્રેનો ભરી ભરીને લોકો આવીને ઊભા રહે એકસો માણસ સાથે વગાડે પણ એવુ નધુર અને સ્વચ્છ મ્યુઝીક તમારી આગાળ રજુ કરે છે એ બી સી ની એક નોર પણ નહી સનજનાર ત્યા દીવનુઢ થઇને ઉભો રહે લુચા, લગડા, નસડાતા પસડાતા બગલના કાખઘોડી નાખીને ખોડગતા ત્યા આવી બાજટો ઊપર જેસી આખ વીચીને કલાકના ન્લાકો સુધી મ્યુઝીક સાભળે વગડી ડોસીઓ, બેહેરી ૨૫ હોય ને છતા બાથ ચેરના બેસીને

માણસો પાસે ઘસડાઇ તણાઇને ટકોરાબંધ આવે અને કાનમાં લુંગળાં ખોસીને મ્યુઝીક સાંભળે. નાનાં છોકરાંઓ આઠ અને નવ વરસના 'ચોપીન' અને 'મોઝારટ' વગેરેના દુન્યાવર્હુના મ્યુઝીકો વગાડી જાણે અને સમજે અને કોઇ પીસ જો કાનને સારો લાગ્યો તો લાગલી ગજવામાંથી પેનસીલ ક્હાડી તેનું નામ લખી લે એટલુંજ નહી પણ જો બહુ ખુશ લાગે તો હજારો લોકોની વચ્ચે નાચવા પણ પડી જાય. જેઓ મ્યુઝીકનો તરીકો સમજતા હશે તેઓના ફાયદાને માટે લખું છું કે ઉપલાં બેંડમાં ૨૦ ફરસ્ટ વાયોલીન, ૨૦ સેકંડ વાયોલીન, આઠ ડબલ બેસ, આઠ ચેલો, ચાર કોરનેટ અને તે ઉપરાંત બીજાં પીતળનાં ઓજારો વપરાસમાં આવતાં. આ ચાળીસ વાયોલીનો જ્યારે ચાલે ત્યારે વગાડનારાઓને એવી તો સરસ તાલીમ આપેલી કે 'અપ સ્રોક' અને 'ડાઉન સ્રોક' ની બો અથવા લાકડી જાણે મશીનરીથી સરખી ચાલતી હોય તેમ દોરબંધ ચાલે. તમે રીજમીટના સોલજરો કવાયદ કરે તે વખતે ચળચળતી બેયોનેટ કેવી એકસાં ઉતર ચહડ થાય છે તેજ આબાદ દેખાવ આ વાયોલીનની લાકડીઓનો જોઇ લેવો. એકસો જણ વગાડે તે છતાં ટાઇમ એવો નાદર રાખે કે જાણે ફક્ત એક માણસ વગાડતું હોય.

જર્મન નાના તથા મોટાં, બુઢાં યા જવાન, ગરીબ તેમજ તવંગર એ લોકનો મ્યુઝીકપર શું શોખ છે તે સમજાવવા-માટે એકજ દાખલો આપીશ. એક વાર શેહે-

રમા ખબર ફેલાઇ કે જર્મન શેહેનશાહનુ ખાસ માનીતુ બેડ આવતી કાલે વીસબેડનની પડોસના સ્ટેશનપરથી મુસાફરી કરી જનાર છે લાગલી વીસબેડનની લોકલ કાઉનસીલે શેહેનશાહ ઉપર અરજનો તાર કર્યો કે આ બેડને એક દીનસ વીસબેડનમા થોભી પ્રજાની ઇચ્છા તૃપ્ત કરવાની પરવાનગી આપવી શાહાનશાનો પરવાનગીનો જવાબ તાર મારફતે ફરી વળતાજ જુઓ શેહેરમા દોડાદોડી અને ઇતેજારી સનીવારે સાજના ચાર વાગે કુર ગારડનમા વાગનાનુ છે એવી ખબર ફેલાતાજ બહાર સ્ટેશનોથી આવતી ટ્રેનોમા જગા નહી મળે બધી ઇલેકટ્રીક ગામો ત્રીસ ત્રીસ માઇલથી આવતી ચીકાર દુકાનો પરથી એસીસટંટો અને ખુદ ધણીઓ ગેપ-કુર ગારડનના તમાશગીરો કીડીની કાણી એટલા ઉભાઇ જાય કે ચાલવાની જગ્યા નહી મળે જાણે બજારના તે દીનસે રજા હોય અથવા હડતાળ પડી હોય તેનો દેખાવ હતો સાજના જ્યારે બેડ આવ્યુ ત્યારે ને જોયુ કે તેના સવળા વજાડનારા સાઠ ઉપર વરસની ઉમરના હતા સર્વેએ ઓફીસરોનો લશકરી ડરેસ પેહેરયો હતો અને દરએકની છાતી ઉપર છછ સાત સાત ચાદો હતા પુછતા ખબર મળી કે જર્મન શાહાનશાહનુ આ ખાસ બેડ જ્યારે યુરોપના મોટા રાજનશીઓના મુલકમા શાહાનશાહની સાથે જાય ત્યારે ત્યા પોતાની વાજીંત્ર કળા બનાવ્યાથી મોટા મોટા રાજપતીઓએ આ

યાદ આપેલા. આહ! શું આ બેન્ડના હું વખાણ કરૂં? શું તેની શકતીનું વરણન કરૂં? પ્રોગ્રામમા એક પીસ લખેલો હતો કે "વાદળની • ગરજના" તો મ્યુઝીકની અંદર મોટા સીસોડા અને બીજાં વાજીંત્રોથી એવો અવાજ ક્હાડયો કે આબાદ જાણે વાદળ ગગડતું હોય. જો વરસાદનો છછગાટ, બુલબુલોનું ગાનું—દરીયાના મોજા વગેરેના સાદ જાણે કુદરતને હઠાવે એવા સ્પશટ આ નામાકીત બેંડ ક્હાડી આપણને અજાયબીમા નાખે. તે દીવસે કુર ગારડનમા કઈ નહીં તો દશ હજાર સાભળનારાઓ ભેગા મળ્યા હશે. તે છતા એક ટાચણી પડે તો સભળાય એટલુ સર્વે શાત હતું. જ્યારે પ્રોગ્રામ પુરૂં થયુ ત્યારે હજારો લોકની તાલીની ગર્જનાએ આ દુનીયા વરણ બેડને વધાવી લીધું અને તેના ઉપકાર વાળવાના ઉભરામા બેડે એક એક્સ્ત્રા સરોદ વગાડયો જેનુ નામ ધી "સ્કરમીશ" એટલે જે લડાઈની ધમાધમી. આ વેળાએ ચામડાના દશ મોટા ઢોલ અને રીવાલવરોના છુટવા સાથ તેઓએ એવો લડાઇનો હીગામ મચાવી મુકયો કે જાણે આપણે રણસગ્રામમાંજ ઉભા હોઇયે. જ્યારે તેઓ વજાડીને બહાર પડયા ત્યારે લગભગ પોણોસો વરસના બેડ માસતરે કઇ નહી તો પાચ હજાર હર-ખમા આવી ગયલા લોક સાથ શેકહેન્ડ કરી હશે અને હજારેક ખુબસુરત અબળાઓના રૂખસાર ઉપર કીસીસ લીધી હશે કયા છે, ઓ કયા છે, આ કગાળ દેશમા

આવી સગીત શાસ્ત્રની ઉન્નટ? કાહ છે, આ શેહેરની ખરચાળુ ટાઉન કાઉનસીલની ઉદારતા? કયા છે એ શોખ, એ ક્યા છે એ વીદયા અને કયા ગુમાઇ બેઠો છે એ પૈસો?

## પ્રકરણુ ૧૨ મુ.

હજી વીસમેડનમાજ ધકેલા ખાઉ છુ બાપા આ શેહેરની મોહીની ડોટે વળગેલી છુટતી નથી કોઇ પુછશે કે કાય? મારો ઉત્તર એવો છે કે જઇને જુઓ વીસમેડનની જુદી જુદી "સ્પેશીયલ" બીનારીઓને લગતો મારો હેવાલ વાચીને કેટલાક સદગ્રહસ્થો ત્યા આરામ પામના નાટે ઉપડી ગયા છે એમ જાણી હુ ખુશી છુ એક દીવસ હુ ફરતો હતો એવામા વાચ્યુ કે ફોટોગ્રાફ લેવામા આવશે ગત કે દીસ, કોઇબી વખતે આ વાર રાતના સાત વાગેલા હતા અને વાદળ કાળુ હતુ નવાઇ દાખલ હુ વાહે ગયો અને વારી તસવીર ઉતરાવવાની ખાએસથી પુછ્યુ કે કયારે આવુ જવાબ વ્યો કે જો ઇચે તો હમણાજ બેસો અમારે નનથી ગત ને દીસ સરખીજ છે કેમીનેટ સાઇઝની દજન એક તસવીરના ૭ માર્ક એટલે સવાપાચ રૂપીઆ સ્ટુડીઓના જઇને જોઉછ તો ઓરડો બીલકુલ કાળો જેસ જેવો અધારો ખુરસીની આસપાસ ગોળ ચકરડાનાં વીજળીક બતીઓ જડી લીધેલી ઉપર બેસ પછી જેવી ચાપ દબાડી કે

ચપ દેતો એક વીજળીનો ચમકારો અને એક સેકંડમાં બધું ખલાસ. જે ચાપ કેમેરાને ઉઘાડે તેજ ચાંપથી બતીઓ સળગી ઉઠે અને સબી પડી જાય અને તેબી વળી કેવી! હીંદુસ્તાન! હીંદુસ્તાન! આ વાર તારી ખાલી ઉકમાઇ ઉપર મને કેવું હસવું આવ્યું. આ વાત જ્યારે મેં મારા એક જર્મન મીત્રને કહી ત્યારે તે કહેવા લાગ્યો કે આ રીતે તસવીર ઉતારવાનું તો જર્મનીના થર્ડ કલાસ શેહેરોમાબી સાધારણ છે. ચાલો મારી સાથે, હું કાંઇ નવું બતાવું. અમે ચાર જણની પાર્ટી નેચ્યારોબર્ઠા નામની ખાણીપીણીની એક ઠેકરી છે ત્યા ગયા. ત્યાં પાટીઉ મારેલુ હતુ કે "તમારી તસવીર પાડીને પાંચ મીનીટમા કાપીઓ આપવામાં આવશે." કીમત દજન એકના ફક્ત ત્રણ માર્ક-સવા બે રૂપીયા! અમે ચારે જણ ગરૂપ થઇને બેઠા અને એક મીનીટમા "આરટીસ્ટે" હસીને કહ્યુ કે તમે બહાર જઇને જરા બીર પીઓ તેટલા હુ તમને મારી કારીગરી બતાવું છું. અમે બહાર જઇ મેજ ઉપર ગોઠવાઇયે છીયે એટલામાં તો દજન સબી, ખાસ્સી ગ્રજેહથી 'માઉન્ટ' ઉપર ચાહડાવેલી આને બહુજ સરસ પાડેલી અમારી આગળ આણીને મુકી. હુશીયાર બાપા, સાત પાણીએ ધોયલા હુશીયાર. આ પાચ મીનીટમા પાડેલી તસવીરો મારી પાસે છે. કોઇ શોખીનને જોવી હશે તો ભલે મારી આફીસમા પધારે. પણ એટલાથીજ મારૂં પેટ ધરાતું

નથી એક ઠેકાણે રસ્તાની પડખે એક સ્તંભ ઊભો કીધેલો તે ઉપર લખેલું હતું કે આ સ્તંભના ચીરણમાં ૧૦ ફેનીગ (પાંચ દોઢીઆની બરાબર) નો સીક્કો નાખો અને તમારી તસ્વીર લઇને ચાલ્યા જાઓ લાભની બા, જીવ્યા કરતા જોયનું ભનું ખીસાનાથી કલ્લઈનો સીક્કો કહાડીને ચીરણમાં નાખ્યો અને ઉપર લખ્યા મુજબ સામે ઉભા રહયા કે એક મીનીટમાં ખર ગ દેતો અનાજ થયો અને પીતળની રીંગના મઢેલી મારી દોઢીઆ જેટલી સબી આવી ને મારા હાથના પડી ! બોલો હવે કાંઇ વાણા બાકી છે ! બત્યા આપણે હીંદીનાનો, રાજદ્વારી ખટપટોના નરી રહેલા તે આવી આવી કરામતોને કે દહાડે પહોચીશું પણ હજી આગળ ચાલો એથીમી સરસ બીજી વાત કહું એક ઠેકાણે ઘણીજ સુંદર વીઝીટીંગ કારડના જેટલી દજન તસ્વીરની ફક્ત એક શીલીંગ તેને જડવાની ફ્રેન ફક્ત અરધી પેની—એક ફડીઉં ! ચાલો હવે તો નને બહુ લાજ લાગે છે ફરી હરે આપણી અક્કલ, હુશીયારીનું નાન ન લઉં આપણે લોક ઇસ્કી ગાડી ઘોડા ફડકાવીને મોટા માણસના ખપવા માગીયે છીયે પણ લોજની કારસાજીના આ લોકના બુટ લુછવાને પણ કામના નથી

નેઆરોબર્ગ ટેમ્રી વીશે બોલના હું 'બીર'ની કાઇક આરાધના કરી ગયો છું જર્મન બીર ! આહા ! બીરથી તો જર્મનીનું જીવનર છે કાળો બેવેરીયન બીઅર અને

પીજો મ્યુનીક બીઅર રોજના લખો ટન ખપતો હશે. બાપરે, આ જર્મનો કાંઇ બીઅર પીયેછ કે બલા. શું ધારોછ યારો. હું અતીશ ચોક્તી કરતો નથી પણ અકેક જર્મનને મેં એકજ બેઠકમાં વીસ વીસ ટંબલર બીઅર પીતાં જોયો છે. લંડનમાં એટલે જે ઇંગલંડમાં મોટો ભાગ વીહીસ્કી ને બ્રાંડી માસ્તર છે, પણ જર્મનીમાં વીહીસ્કી માગયે તો ગભરાટ થઇ જાય કે આ વળી નવું હુલક જાનવર કયાથી આવ્યું. તેમજ પાણીની જાત નથી. જો કોઇ રેસ્તોરામા જમવા ગયા ને પાણી બાણી માંગ્યું તો વેટરો આપણી તરફ ડ્યાઇને જોશે કે આ બચારાનું માથું ખસી ગયુ છે કે શું. હું નવાઇ સમજુંછું કે આ બચારાઓ હાથ મોહોડુંબી બીઅરથી ધોતા કાં ન હશે. એક બીઅરનું મોટું ટંબલર પાચ દોઢીઆં ને બરફ કરતા સરસ ઠંડો. ચાર પાચની પાર્ટી બેસે તો ટંબલર ભરીને આગળ મુકે ને જરા જરા પીયા કરે. જેવું ખલાસ થયું કે વગર પુછવે પરછવે સરવંટ ગર્લ બીજું લાવીને મુકે અને પીનાર પોતાની પાસે ટેબલ ઉપર અકેક ચાકનો કાપો પાડયો જાય. રાતના આમ બે વાગ્યા સુધી પીયા કરે અને જરા જરા વારે બહાર જઇ આવે. પણ કોઇબી જર્મનને મેં ટંબલર ઉંચકીને એક ટાંસે પી જતા જોયો નથી. એક દહાડે આવી એક ખુશ પાર્ટીમાં હું સપડાઇ ગયો. ત્રણેક ટંબલર ઓટીયાં કે મારૂં તુમડું તો ડચડચ થઇ ગયું જે જોઇ મારા મીત્રો

હસવા લાગ્યા એટલે તે કાંઇ બીર પીનારો હોય! મે જોયુ કે જરા આપણેબી હી દી પાણી બનાવયે તો ઠીક મે ચેષ્ટા કીધી કે તને લોડ આન લેડીઓની પે સરૂ સરૂક ચમચી ચમચી પીયો તેમા શુ મોટો વાર માર્યો, એન તો બે ચમચી નહી જાય તેટલા બીજી બે ચમચીની જગા થાય જુઓ હુ પીઉ છુ તેમ પીયો ત્યારે જાણે ફીદવીનેબી એક ટાસે ઈચ્છાપોરની તાડી પીવાની ટેવ પડેલી એટલે આ પ્રમાણે બોલીને એક જબરદસ્ત બગાણુ ઉંચકીને એક ટાસે પી ગયો બાપડા જર્મનોના તો ડોળા આ જોઇને આસમાને ચઢી ગયા અને સર્વે એક મતે શરણ થયા કે બાપુ, આપ્પુ ટેકાડે એક ટાસે પી જવા જેટલો છાતીના દમ અમારામા નથી બીગાદરે જોયુ કેવી સેનકે બજાવી ને આપણા દેશનુ નામ રાખ્યુ કોન્ટીનટના ઘણા ખરા મોટા હોટેલોમા પાણી તો નહીજ મળે પણ કોઇ કોઇના તો બીરબી નહી મળે મોંઘો વાઇન મગાવવોજ જોઇયે પાણી અથવા બીર મગાવે તો ઘણુ હલકુ લાગે! આ ઉપરથી મને એમ બનેલો બનાવ યાદ આવે છે એક નામાંકીત હોટેલના બસો પાચસો જણ જમવા બેઠેલા હતા ત્યા એક જર-થોસ્તી બીરાદર અને તેની બાનુ આવી લાગ્યા અને એક ખાલી ટેબલ ઉપર બેઠા બાઇને પાણીની ઘણી સોસ લાગી એટલે હાથ પરનાને હળવેથી કહ્યુ કે જરા પીવાનુ પાણી મગાવો ગેઠેસાદ મારીઓ "અલ્લા વેટર",

"સર" કરી હાથનાં મોજાં પહેરેલો વેટર અદબથી આગળ આવીને ઉભો.

"લુક ડીઅર, બ્રીંગ મી સમ ડરીંકીંગ વેટર પ્લીઝ" (જરા સોજું પીવાનું પાણી જોઈયે છે).

વેટર અચકયો અને કાનપર પડી કહ્યું "સાહેબ, આએ હોટેલમાં પાણી આપવાનો ધારો નથી."

શેઠ ઘણા વીસ્મય પામ્યા અને પોતાની પ્રીયાને હળવેથી કહ્યું "જોની ડીઅર, પાણી તો અહીં કોઇ પી મરે નહીં. જરા ઠંડો બીઅર મંગાઉં?"

પ્રીયાને ઘણી તરસ લાગેલી એટલે લાચારે હા પાડી. શેઠે પાછો હુકમ કીધો કે "ઠીક છે—તાંરે બે ટંબલર બીઅર લાવો."

"હા સાહેબ" કરી વેટર ગયો તો ખરો પણ શેઠના જોવામાં આવ્યું કે સઘળા વેટરો અને હોટેલ મેનેજર વગેરે બહાર પડસાળમાં ભેગા મળીને કાંઇ ઘુસઘુસ તકરાર કરતા હતા. હવે શેઠની ધીરજ રહી નહી. એટલે તેવણે પાછી હાક પાડી "વેએએએટર."

બચારો ફ્રાક કોટ અને નેકટાઇ કાલરવાળો વેટર ઓસકાતો અચકાતો આવ્યો અને શેઠના કાનમાં પડી કહ્યું "સર ઇટ ઇસ નોટ ચીક ટુ ઓરડર બીઅર ઇન એન એરીસટોકાટીક પલેસ લાઇક ધીસ" એટલે જે "સાહેબ આવી માતબર જગામાં બીઅર ઓરડર કરવો એ ફાશનેબલ નથી."

હવે શેઠની વાવડી ચસકી. તેવણનું પાકીને પલેકર થઈ ગયું હતું એટલે બધા બસો જણ સાંભળે તેમ તેવણ છેડાઈ પડયા અને મોટો વાંટો પાડીને ગાધીઆરૂં મચાવ્યું કે "શું? એ તું શું બોલ્યો? લેડીઓ છડેચોક વીહીસ્કી ને સોડા પીએ તે "ચીક," માથું ફાટી જાય ને નીશા ચહડે તેમ ધીચે તે "ચીક" ને એક લેડી બીઅર પીએ તે ફાશનેબલ નહીં? એ તમારી ફાશીન ફીઆ નીતીના શાસ્ત્ર ઉપર રચેલી છે?"

શેઠ તો એવી ક્લાબકોર કરી મુકી કે જે લેડીઓની આગળ વીહીસ્કી સોડા અને વાઇનનાં ગ્લાસ ભરેલાં હતાં તેઓને ધર્થી ભારી પડી ગઇ. વેટરોમાં જુઓ નાહાસાનાહસ. શેઠ તો ધરીઆ ધરાય નહીં. 'બોલાવ કોણ છે તમારો મેનેજર-હું ડાયરેક્ટરોપર લખીને પુછાઉં છ—ન્યુસપેપરમાં છપાઉં છ—હાટ હુસ-હીન્હા" ઇત્યાદી. હોટેલમા ગભરાટ મચી રહયો. બચારા ઇસ્કી વેટર ઉપર બધી ધાડ આવી. સર્વે તેને ખાઇ ગયા. શેઠને ઠંડા પાડવા સારૂં મારતી ગાડીએ બીઅર આવી પુગો અને હીંદુસ્તાનની નોક રહી. ખાધા પીધાની અને દારૂની બાબદ ખતમ કીધા આગમજ એકાદ બે સખુન શીખામણના આપું છું. જર્મનીમા ફરો તો સોન્જે તાજો બીઅર સીવાય બીજો કોઇ દારૂ પીવાની તસ્દી લેતા ના, કારણ કે ત્યાંનો વાહીટ રાહાઇન વાઇન જેના એક બાટલીના લગભગ પાંચ માર્ક (પોણા ચાર રૂપીઆ)

આપવા પડે છે તે ખાટો બટ લાગે છે અને આપણી તરફના મોહોવડાં માસ્તરોને પેટમાં ચીરો પાડવાને અશક્ત છે. જે સારો વાઇન–ખરેખરો ઉત્તમ વાઇન મળે છે તે સાધારણ દુકાનો ઉપર મળતો નથી અને મળે તો બાટલી-ના કદાચ દસથી પંદર માર્ક આપવા પડે તો જરા ગરમ પડી જવાનો સોદો છે. વીહીસ્કી બ્રાંડી તો ત્યાં કોઇ જાણતું જ નથી અને પીતું બી નથી. જો ઘણુંજ નાક સુકાય તો દુકાન ઉપર મળશે પણ ઓરડો બંધ કરીને ગુપચુપ ટાંસ મારજો, નહીં તો ટાંસ માસ્તરની ઉપમાં મળશે. બીઅરનો શું ખપ હશે તેનો એકજ દાખલો આપું છું. દર મોહોલામાં કાંઇ નહીં તો દજન ઉપર હોટેલો, પાંશીઆં અને રેસ્ટોરાં હશે, આ દરેકનાં આગણામાં ભોંયરાં માટે ફાલકું કીધેલું. દરરોજ ચચ્ચાર ઘોડાનાં ગાડાં ભરીને પીપો આવે અને ભોંયરાંમાં પાટા મુકીને ભરેલું પીપ ગબડાવી દીએ અને ખાલી પીપો ઉપર લાવે. જે હોટેલમાં દરરોજના બે ચાર પીપ આમ બદલાય નહીં તે હોટેલનું નામ વાયડું. બલકે ટુકમાં કહું તો જર્મનને મનથી બીઅર તો ફક્ત પાણીને બદલે વપરાય છે. મેં ઘણાક જર્મન મીત્રોથી સાંભળ્યું છે કે “પાણી પીઉં? નારેબા, ડાકટરની દવા કરવાના આપણી પાસે પૈસા નથી. પાણી પીએ તો પેટે ચીલ લાગે.”

---

9

## પ્રકરણ ૧૩ મુ.

ચાલો હવે અર્વીન, લંડન, પારીસ, વગેરે વાટ જુવે છે જલદી જલદી વીમબેડન અને આસપાસના પરગણાઓનો નીકાળ કરી નાખ્યે આ સુંદર રમકડાં સરખા શેહેરોમાં મરણનું પ્રમાણ ઓછું કાં હશે? ત્યાં મરકી પોતાના નેહેસ્ત કદન લબાવતી કાં ન હશે? એ બનેજ કેમ સફાઇ અુવડાઇનો ત્યાં પારજ નથી હજામની દુકાને જાઓ તો ત્યાં પહલા બ્રશ કહાડશી તે ડીસઇન ફેકટ ઠના તાજોજ ધોયલો મે આ પ્રમાણે કરવાનું કારણ પુછયું તો જનાબ વાળ્યો કે અમારી સીટી કાઉનસીલનો સખ્ત હુકમ છે કે એક ઘરાક બાલ સફા કરાવી ગયો કે તેને માટે વપરાયલા બ્રશ, નીખ્યા વગેરે ડીસઇનફેકટ કીધા વગર બીજા માટે વપરાય નહી શાબાશ, આપરા બેહેચર હજામની ગધાતી ડગલી અને પચરંગી પનરતો ખોળા ઉપર પાથરવાનો કકડો જ્યારે મને યાદ આવે છે ત્યારે એવું થાય છે કે જાણે હું લાજને મારે ધર્તીમાં ભરાઇ જાઉં આપણી તરફ મુકતાદના પવીત્ર દીવસો આવે છે ત્યારે બાઇ સાહેબો સાડીનો વગીઓ વાળીને હેલચ્રીઓની મદદથી વર ધોનાડી નાખે છે અને મોટો લામા ચાલતા ગાહદારીના અંગ ઉપર રેલારેલ કરીને

આ પવીત્ર હીંગામની અચુક નીશાનીઓ મોહોરાદાર પાઘડી અને કેકડતી ડગલી ઉપર નખાવે છે. પણ મારાં માનીતા યુરોપીયન દેશમાં તો દર આઠ દહાડે આ મુકતાદની ધુમ ચાલે છે. રવીવારે મકાનની સઘળી સ્ત્રીઓ બાંહે ચઢાવી છાપરાથી તે ભોંયતળીઆં સુધી સઘળું સ્પંન્જ વડે ધોઇ કહાડે છે. ભોય, દાદર, બારી બારણાથી તે કબાટ, ખુરસી વગેરે સઘળો સામાનબી ભીનેલાં પોતાથી ધોઇને સ્વચ્છ કરે છે. એક ખુણું બાકી રહેતું નથી કે એક કાચ ઉપર ડાઘ જણાતો નથી. વળી પાણીના છબરાટ જેવી ચીજ નથી કેમ જે સ્પંન્જ નીચવીને નુછે છે એટલે બધું સ્વચ્છ જણાય છે. ઘરમાંના દરેક ગાલીચાને ઝટકીને બ્રશ કરવામાં આવે છે. બે વાગામાં બધું ખલાસ થયું કે તમામ નોકર છોકરીઓ સોળે સણગાર સજીને કેવીક પ્રીન્સેસો હોય તેમ આતવારના તેહેવાર "એન્જોય" કરવા ઉતરી પડે છે. રવીવાર એ લોકના બાપદાદાનો દહાડો છે અને તમે પચીસ રૂપ્યાની લાલચ દેખાડો તોબી આ અડધા દહાડાની રજા ચુકવાને સાફ ના પાડે છે. દુકાનોનો પણ એજ અવતાર. ત્યાંની દુકાનોના દરશન અકેકા જંગી કાચનાં હોય છે. આ કાચની સાઇઝ સુમારે ૧૮ ફીટ પોહોળી અને ચૌદ ફીટ ઉચી મે જોઇ છે. આવો એક રાક્ષશી તકતો એ લોક બનાવતા કેમ હશે અને બનાવતા હશે તો ઉપાડી કેમ લાવતા હશે એ મારી મોટી અજાયબી છે. લખ્ખો

રૂપીઆની કીમતી જાણસો અને લખ્ખો રૂપીઆનુ ઝવેરાત ફક્ત આ કાચના તકતાની પાછળ આખી રાત બીજા કોઈબી બચાવ વીના ખુલ્લુ રહે છે પણ પરપુછ કરતા આ અજાયબી આફ્રીનના અવાજમા બદલાઈ જાય છે કાચ કોઈબી અકસ્માતથી ભાગે તેનો વીમો ઉતારનારી કંપનીએ તૈયાર છે માલની ચોરી થાય તે ભરી આપનારી કંપનીએ હાજર છે તે લોક સઘળી તકેદારી રાખે છે અને દુકાનનો ધણી તો વીનાના પૈસા ભરીને નીરાતે ઘર જઈને સુએ છે એટલુજ નહી પણ દર રવીવારે આવીને દુકાનના કાચ સાફસુફ કરી જવાનુ માથે લેનારી ખાસ કંપનીએ છે જેના નાણસો નીયનસર આવીને દુકાન આઠ દહાડે સાફસુફ કરી જાય છે દુકાનદારને કશી વાતની પંચાત નથી દુકાનના દરશનના સામાન કેમ ગોઠવવો એસી એક નાદર હુન્નર છે અને તે હુન્નર જાણનારા ખાસ આરટીસ્ટો આવે છે હુ તેની વટતી જગાએ લખીશ કે એક મહાભારત ખાતામા "વીંડો ડ્રેસર"ના હાથ તળે પચાસ આસીસ્ટંટો આપેલા છે અને 'ડ્રેસર' ને પોતાને ૨૫૦૦ રૂપીઆનો દરમાયો મળે છે! પણ આ દુકાનોની લેહેઝત અહીજ વર્ણવીશ તો આગળ ચાલતા સ્વાદ જતો રેહેશે માટે અહીજ ટુંકના કાહનુ છુ

તમે ખોટી કાચની આખ તો જોઇ હશે મને ખબર નથી કે આ ખોટી આખો ફ્રાન્સ, ઇંગ્લંડ વગેરેથી

આવે છે પણ તેનો મોટો ભાગ વીસબેડનમાં બને છે અને તે બનાવનારા ફીસબી બે ભાઇઓ છે, જેઓ છુપા ઓરડામાં બેસી પોતાનું કામ કરે છે તેઓ કોઇને પોતાનો હુન્નર બતાવતા નથી. આ ઉપરથી આ ફીસબ જોવાની મને ઘણી ઇંતેજારી થઇ. અંતે ઘણા લાગવગથી અમારા એસીસ્ટંટ પ્રોફેસર ડાકટર સ્ટાઇનની સાથે આ નવાઇ જેવો હુન્નર જોવા ગયો. બહાર ઓરડામાં આઠ દશ મદદનીસો ખાલી આંખની સાઈઝનાં કાચનાં કોટલાં બનાવતા હતા. પણ તે ઉપર આબાદ રંગની કીકી, લોહીની નસો વગેરે પાડવાનું હું ઉપર જણાવી ગયો તે બે ભાઇઓ બંધ ઓરડામાં કરતા હતા. હું ડાકટર નથી પણ લેખક છું, અને મારા અનુભવનું વર્ણન હીંદુસ્તાનમાં દેશી ભાશામાં આપનાર છું, મહાન પ્રોફેસર પાજેનસ્ટેચરની ખાસ ભલામણથી આ ગુપ્ત કારખાનામાં દાખલ થયો છું, એવું જ્યારે આ બે ભાઈઓએ જાણ્યું ત્યારે તેઓએ બહુ ખુશીથી અને ઉમંગથી સઘળું મને બતાવ્યું. હું જોઇને બહુજ અચરત થયો કે ઇંગ્લાંડનાં જુદાં જુદાં પરગણાંઓ અને આસ્પીટલોમાંથી, આસ્ત્રીયા, અમેરીકા અને આસ્ત્રેલ્યા, હીંદુસ્તાન અને ખુદ મુંબઇ વેરથી ઝોટ્ટી આંખના ઓરડરો ડાકટરો તરફથી અને ધંધાદારીઓ તરફથી આવેલા ટેબલ ઉપર પડેલા હતા. ઘણાખરાઓએ આખનાં કોટલાંની સાઈઝ, તે ઉપર કીકીનો રંગ વગેરે આબાદ કાગજ ઉપર રંગીને મોકલ્યું હતું.

કેટલાકોએ ભાગેલી આખો નમુના તરીકે મોકલી હતી. મેં ઘણી ઇ તેજારી બતાવી કે એક માણસની આખ ફુટી ગઇ હોય તો તેની બીજી આખને બરાબર મળતી અને સાધારણ જોનારની નજરમા ઓળખાય નહી એવી કેમ બનતી હશે? વડા ભાઇએ હસીને જવાબ દીધો કે "હુ હજાર વર્ણન કરૂં તે કરતા તમારી પોતાનીજ આખની આબાદ કોપી તમારા દેખતા બનાવી આપુ તે જુઓ કે બધી સમજ પડી જશે" તેણે મને પોતાની સામે ખુરસી ઉપર બેસાડયો અને ગ્યાસની જોરથી ફુ કાતી એક ઝીણી આચ ઉપર આખ બનાવવા માડી કીમ-બીની આગળ જુદા જુદા રગના કાચોની નળીઓ પડેલી હતી, તે રગોની મેળવણી કરીને આશરે પા કલાકમા તેણે એક આખ બનાવી મારા હાથમા મુકી જે જોઇ મને બહુજ હસવુ આવ્યુ, કારણ કે કીકીના રગમા, લાલ નસોમા, સફેદ ભાગના શેડમા જાણે આબાદ તમારા સેવકની આખ કહાડીને હાથમા મેલી હોય આ આખ કસબીએ દાબડીમા મુકી મને બક્ષીશ આપી છે જે હુ મારી સાથે લાવ્યો છુ આવી આખ બનાવવાનુ દામ શુ તે પુછતા કસબીએ જવાબ દીધો કે આખના નગ ઉપર દામ લેવામા આવતુ નથી કારણ કે ગમે એવી મુશ્કેલ આખની નકલ કરતા અમને સુમારે પા કલાક થાય છે પણ જેવો માણસ તેવુ દામ લીધામા આવે છે, એટલે જે પાચ માર્કથી તે પાચસો માર્ક સુધી જેવુ ઘરાક

તેના કહેવા પ્રમાણે વર્ણન અથવા ચીત્રાપરથી આંખ બનાવવા કરતાં જો "પેશંટ"પોતે સામું ખુરસી ઉપર બેસે તો ઘણુંજ સરસ પરીણામ નીપજે છે. આ કીસબીઓના ઓરડામાં લગભગ દરેક જીણસ ઉપર ખોટી બનાવટી આંખો જડેલી હતી. એક ઘડીઆળમાં બે આંખો જડેલી તે લુલખના ચાલવા સાથે ઉઘાડ બંધ થયા કરે તે આપણા મન ઉપર એવી અસર કરે કે જાણે ઘડીઆળ માંહેનું ડોકું જીવતું હોય અને આપણા તરફ ડોળા ઘુરકતું હોય.

કહે છે કે જર્મન લોક પોતાથી માતબરો માટે અદેખા રહે છે. એક ગરીબ કારીગર પણ ભલા ધનેતરની દરકાર કરતો નથી. એકાદ જણ પાસે પાંચ પચાસ લાખ વધારે હોય તેથી તે પોતા કરતા મોટો થઇ ગયો એમ તેઓ માનવાની સાફ ના પાડે છે. ગમે એવો ઊમરાવ અથવા રાજવંશી પોતા આગળથી પસાર થઇ જાય તો તેની લેશ ભારબી તેઓ દરકાર કરતા નથી, પણ ખરો વીદવાન, એકકો "મ્યુઝીશ્યન" કે હીંમતી મુસાફર ઉપર તેઓ જાનફેશાની કરે છે. આપણા તરફ બે ઘોડાની ગાડીમાં ફડકાવતા બે બદામના પુરૂશને પગે ચાલતો ખુશામદીઓ કેવો નમે છે તે અને આ આપઅખત્યારીની સરખામણી બહુ ચાનકય છે. જર્મન બેગારી કે ક્લાર્ક કે દુકાનદાર પોતાના હક માટે તલમા તસુ ઓછું સાંખી શકતો નથી. આ લીધે રયા મધ્યમ તેમજ ગરીબ વર્ગને

હમેશ શાંત, સંતોષી અને ખુશાલ રાખવા માટે સતા-વાળાઓ ભારી કાળજી રાખે છે તે લોકને માટે ગમતના સાધનો, બેસવાની જગ્યા, આવજાવના વહાનો ઉપર સરકાર ગીરોથી પૈસા ખરચે છે વીસમેડનમા મોહોલે મોહોલે અને ખુણે ખુણે ફ્રેંચ પાલીસ કીધેલા બાજ્ઠો કાઇ હજારોની સંખ્યામા મુકેલા છે, જે ઉપર એક કાઉંટ અને કડીઓ બને પાસે પાસે બેસે છે કાઉંટનાં નાકમાં અહીના તીનપાટીયા શેઠોના જેવી ગંધ નથી અને કડીઆના મનમા અને ઢગમા વાંકો વળીને સલામ કરવાની ખુશામદનો ખ્યાલ નથી

જેમ અહીનુ લોક હુશયાર છે તેમ ઈશ્વર જાણે શા કારણથી અહીના જાનવરબી ચતુર છે આપણી તરફના કેટલાક ઇડીયટો કરતા ત્યાના કુતરાઓબી કોઇ વાર વધારે અક્કલ દેખાડે છે અને હુ મારા લખવાના ટેકામા બે ત્રણ રમુજી દાખલા આપીશ એક દીવસ લોગામાના મોટા પાદશાહી મોહોલામાથી બપોરના બાર વાગને હુ પસાર થઇ જતો હતો આ વાર મે જોયુ કે એક વગુ કાચનુ બારણુ "સર્પેટ ગર્લે" ઊઘાડયુ કે તેમાથી એક કુતરો મોહમા ચીઠી લઇને ડાહયો દોહરો થઇને ચાલ્યો આ વાર આ કુતરાના મોહ ઉપર સમ-જની એવી સ્પષ્ટ નીશાનીઓ દીસતી હતી કે જેવી બાજુ સીપાઇના મોહ ઉપર પણ મે જોઇ નથી અમે આસપાસની દુકાનોની બારીના કાચમાથી સામાન જોતા હતા

એવામાં કુતરો પાછો આવ્યો, રસ્તાપરનું કાચનું બારણું બંધ હતું, એટલે આગલા પગ કાચ ઉપર મેલી જેમ માણસો કાચમાંથી માહે જોવાનો યત્ન કરે છે તેમ તેણે જોવા માડયું. માંહે કોઇ દીસ્યું નહીં એટલે મીનીટ એક ખોટી થઇ પોતાના પંજાએ કાચ ઉપર ટપ ટપ ટપ ટપ હળ-વેથી ઠોકવા લાગ્યો, બે ચાર ટકોરા મારે અને વળી કાચમાં નાક ઘાલીને જોય કે કોઈ આવ્યું કે નહીં અને વળી પાછા બે ત્રણ ટકોરા મારી રાહ જોતો થોબે. આબાદ જાણે માણસની નકલ. આખરે જ્યારે નોકર છોકરીએ આ ટકોરા સાંભળ્યા કે દોડતી આવીને બારણું ઉઘાડયું અને આ ચાર પગી સીપાઈ દાદા જાણે પોતાનું કામ બજાવી આવ્યા હોય તેમ અંદર દાખલ થયા. આ દેખાવ મારી નજરો નજર જોયલો છે અને તે વાર એક જરથોસ્તી બીરાદર પણ મારી સાથે હતા જેઓએ મારૂં ધ્યાન ખેચવાથી મેં તેજ વાર આ બનાવની નોધ ટપકાવી લીધી હતી.

એક બીજી વાર મેં જોયું કે એક ગાડાંમા દુધના ડબા ભરેલા હતા અને તેમા જોડેલો ઘોડો કોઈ હાંકનાર વગર મુગે મોહોડે ચાલતો હતો. આ નવાઇ જેવો દેખાવ જોઇ હું પાછળ પાછળ ચાલ્યો. એક પછી એક ત્રણ છેટે છેટેનાં ઘરો આગળ તે પોતાની મેળે ઉભો રહયો. જે ઘર આગળ ઉભો રહે ત્યાંની નોકર છોકરી દોડતી આવીને પોતાને નામના દુધનો ડબ્બો ઉપાડીને ચાલી જાય.

તે ગઈ કે ઘોડાજી પુછયા પરછયા વગર વળી બીજા દસ બાર ઘર મુકીને બીજાં ઘર આગળ પોતાની મેળેજ ઊભા રહે ત્યાંથી ડબ્બો ઉચકાયો કે વળી ત્યાંથી આગળ ચાલે. આ પ્રમાણે ત્રણ ઘરે દુધ પોહોચાડયા પછી હાકનાર એક ગલીમાંથી કાંઇ ખાતો ખાતો નીકળી આવ્યો અને ગાડામા બે ડબ્બા બાકી રહેલા હતા તે જોઈ જર્મન ભાશામા ઘોડાને કાંઈ કહ્યુ એટલે ઘોડાજી પાછા મુંગે મોહડે ચાલ્યા અને હાકનાર પડોશની બીરની દુકાનમા ભરાયો. મારી સાથે એક જર્મન મીત્ર હતો તેની મારફતે મે આ ગાડાવાળાને પુછયુ કે તેં તારા ઘોડાને શુ કહ્યુ? જવાબ મળ્યો કે "નબર ૪૫ ને ૫૧ અને પછી ઘરે જા"

"પણ તે પ્રમાણે એ કરશે?" મેં પુછયુ.

"ઓહો! આબાદ ઘર જઇને ઊભો રહેશે અને મારી નાની છોકરી એનો સામાન ઊતારશે"

"પણ રસ્તામા કોઇ બચ્ચુ છોકરૂ આડુ આવી ગયુ તો? સમજો કે કોઇ સામેની ગાડી સાથે અથડી પડે તો તુ દડ ભરશે કે?"

"એમ કશુ બને નહી. એ બધા મારા ઘરાકના ઘર જાણે છે અને વચમા છોકરૂ આવે તો કદાપી એને મારીને કટકા કરી નાખો તો એક પગલુએ વધે નહી."

બોલો સાહેબો, આપણી તરફના બે પગ્યા, ધામધુમીઆ "ડોકી"ઓમાબી આટલી સમજ છે?

એક ત્રીજો દાખલો જે મને હમણા યાદ આવે છે તે ટાકીને આજનો વીશય બંધ કરીશ.

ભારબરદારી નાના ખટારામા એક બાજુએ મોટો મસ કુતરો જોડેલો અને બીજી બાજુએ સ્ત્રી અથવા પુરૂષ ગળાંમા પટો નાખીને કામ કરે એવી શેઠ વાણોતરની વીચીત્ર જોડી અવારનવાર મારા જોવામા આવતી હતી. ઘરાકના ઘર આગળ ગાડુ જઇને ઉભું રહે કે પેલો મરદ અથવા સ્ત્રી ગળામાથી પટો ઉતારી નાખીને માહે જાય અને કુતરો થાક ખાવા પોતાના અગા પરના હારનીસ સાથેજ ભોયપર બેસેબી અને શેઠની ગેરહાજરીમા ગાડા માહેલો સામાનબી તપાશે આવી રીતે એક ઘરના આગણામા કુતરો બેઠો હતો એવામા તેનો ધણી બાહેર આવ્યો અને પટો ગળામા ઓળવી દઇ બનેએ ડાહ્યા ડોહરા થઇ ગાડુ ઘસડવા માડ્યુ બે પગલા ચાલ્યા હશે કે કુતરાએ પોતાના જોડીદાર શેઠ તરફ ડોકું ફેરવી બાઉ વાઉ બ્યાઉ વાઉ કરી જાણે કાઇ કહેતો હોય તેમ દેખાવ કર્યો. જોડીદાર શેઠે જર્મનમા કાઇ ઊતર આપ્યો કે કુતરો જાણે સમજીને રાજી થયો હોય તેમ બને ખુશાલ ચાલવા લાગ્યા. આ કૌતક જોઇ મને બહુજ હસ્વું આવ્યું જે જોઇ પેલો કુતરાનો જોડીદાર ખેચનારો પણ હસ્વા લાગ્યો અને ઊભો રહી ગયો તે ઇંગ્રેજી સમજે નહી અને હું જર્મન સમજું નહી એટલે રસ્તે ચાલતા એક જવાન જર્મનને બોલાવીને મે અરજ કીધી કે એને પુછ

કે તેં કુતરાને શું કહ્યું? પેલાએ જવાબ દીધો કે કુતરો મારેથી જાણવાને માગતો હતો કે ચાલો હવે ઘર જઇયે કે? ત્યારે મે કહ્યું કે બચ્ચા ચાકરી વગર ભાખરી નહીં મળે ચાલો હવે ઘરે જઇને ખાઇશું. મે પુછ્યું કે "કુતરો તારૂ બોલવુ સમજ્યો?"

"હા બરાબર સમજ્યો, કામ નહી કરે તો પછી ચાબુકના મારબી ખાય તો "

મે વળી પુછ્યું કે "કુતરા પાસે આ પ્રમાણે મજુરી કરાવતા સરકાર કાંઇ અડ લેતી નથી?"

"શું મગદુર કે અડ લે. કુતરો મારો માલ છે ઘોડા પાસે કામ કરાવ્યે હુ પોને ગાડુ તાણુ ને કુતરો ખુશાલ બેસીને હાડકા ચાવે? વાહ! એ કામ કરે ને ફર ફરે. નહી કરે તો ભલે ભુખો સુઇ જાય, આપણી પાસે પૈસા ફાલતુ પડયા નથી."

## પ્રકરણ—૧૪ મું.

જર્મન લોક જેવુ ભવુ છે તેવુ જ ખાધરૂ છે સનીવારનો દહાડો થયો કે કાગને ડોળે આતવારની રાહ જુએ કે કયારે કેથે ઉતરી પડયે હુ ખાત્રીથી માનુ છુ કે આ રૈયતનો મોટો ભાગ ધર્મને માનનો નથી પણ તેઓનો મોટો ખોદા "પેટ" છે એક વાર એક વીદ્વાન ગ્રહસ્થ સાથ વાત કરતા બોલવા લાગ્યો કે "જો કોઈ ખરેખરો

વીદ્વાન હોય અને તે આમ કહે કે અમારાં ધર્મ પુસ્તકોમાં જે જે લખેલું છે તે હું માનું છું તો હું કહું કે તે ઠગારો છે."

ધર્મને લગતી વાત કરતાં એક બીજી રસ પડે તેવી વાત યાદ આવી છે. હું "કલીનીક"માં હતો તે વારે ત્યાં બેરન લેંગવર્થ વાન ઝીમરનં નામના એક જર્મન બુઝોર્ગ ઉમરાવ, તેમની વુદ્ધ બાનુ, એક બેટી અને એક લેડી સેક્રેટરી કરીને કલીનીકમાં આવ્યાં, કારણ કે બેરનની આંખે ઝાંખ પડતી હતી. આ બેરન બહુ મોટા માણસ હતા. "ઈંગ્લંડ અને જર્મની વચ્ચે વેરભાવનાં કારણ અને તેમાં કસુર કોણનો." એવાં પુસ્તકના બે વોલ્યુમ તેઓએ તુરતજ પ્રગટ કીધાં હતાં અને તે ઉપર લંડન અને જર્મન પ્રેસમાં મોટી સુઆહેમત થઇ હતી. આ ઉમરાવ પોતે તો ધર્મના સવાલ ઉપર કાંઇ ઝાઝું મરી ફીટતા હોય તેવી નીશાનીઓ દીસતી ન હતી, પણ બેરોનેસ બહુજ ધર્મચુસ્ત હતા અને તેમના કરતાં તેમની બેટી તો ધર્મ દેવાની હતી. હું ઈંડીયાથી આવ્યો છું એવું જાણી આ ટોળી મારા ઉપર બહુજ વ્હાલ બતાવતી હતી. તેઓ મારી સાથ વાતો કરે અને મને બહુ રાજી રાખે, પણ પાછળથી તેઓ મારા ગમ જોઇ જોઇને પોતાની ભાશામાં કાંઇ ધુસધુસ કરે. આપણે જાણ્યું કે હશે, મારા રૂપાળા ચેહેરાના વખાણ કરતાં હશે અથવા કપાળની ભકુટી નીહાળી અજબ થતા હશે—પણ પાછળથી ભાંગડો

ફુટો. મારા સદાના ખેરખાહ દોસ્ત ડા૦ સ્ટાઇને મને હળવેથી કાનમાં કહ્યું કે "બીરાદર મરઝબાન, હુશીયાર રહેજે આ બેરોનેસ તું ખ્રીસ્તી નથી તેથી બહુજ દલગીર છે અને એ લોકોએ તને સમજાવીને વટલાવવાનો નીશ્ચય કરયો છે અને તે કામનું બીડું બેરોનેસની બેટીએ ઝડપ્યું છે." આ ખબરથી મને બહુજ ગીલી લાગી. બંદા મુછમા હસ્યા કે, હાઆઆ— આવોની બા, આપરેબી તૈયારજ છૈએ. માગ જેવા ઓલીઆ ગપાટને વટલાવી જાંગલો કરી નાખતા કેટલી વાર? એક દહાડે જમતા જમતા બેરોનેસની બેટી જેણીની બેઠક મારા જમણા હાથ ઉપર હતી તે મને કાનમા હળવે કહેવા લાગી:—

"મી૦ મરઝબાન, તમે જોયુ હશે કે મારા બાઓર્ગે મા બાપ તમારી ઉપર કેવા ખુશ અને માયાળુ છે?"

મે જોયુ કે આયુ! લાબા દીવસ સુધી હવામાં લટક્યા કરતુ વાદળ આયુ! દાતમા જીભ પકડીને જાણે કાઇ સમજતાજ ન હોઇએ તેમ જવાબ દીધો "ખરેખર, હું બહુજ પોતાને નસીબવાન સમજુ છુ અહી આવા આવા મોટા લોક છે તેઓને મુકીને એક મારા જેવા ઓડાનીને તમે લોક આ પ્રમાણે ચાહો છો-ઈત્યાદી ઇત્યાદી ઇત્યાદી" સેવકને હાખ થુ કરતા કયા આવડતી નથી?

"તારે એક મારૂ કહેવું કબુલ કરશો? જો? તમે કરશો તો અમારૂ આખું કુટુંબ તમારી ઉપરથી ઓવ-ગઇ પોવરાઈ જશે."

એ તો ઠીક થયું કે આગળથી બાતમી મળેલી હતી એટલે આ ફકીર તૈયાર હતો, નહીં તો એમજ સમજતે કે આ ઉમરાવજાદી મારી સાથ પરણવા માગેછે કે શું! જીવ હાવકો રાખી મેં ઉત્તર દીધો કે "મોટી ખુશીની સાથે. તમારૂં કહેલુ હું માથે ઊપાડી લઉં છું. મારા બુઝોર્ગ માતાજી સમાન બેરોનેસને રાજી કરવા હું દુનીયાના છેડા સુધી જાઉં"—ઇત્યાદી ઇત્યાદી—માર તોપ અલ્લાહ સચ્ચા હય. કોણ જાણે દુનીયાનો છેડો કયા હશે—પણ બોલ્યામા કાઇ ગયું? છોને કોઇનોબી જીવ ખુશ થાય

મારા ઉત્તરથી બેરોનેસની બેટીનો જીવ ખુશાલ થયો અને તેણીનો ચેહેરો ખુલીને ખીલતા ગોલાબ મીસાલ થઇ રહયો. તેણીએ પોતાની પાસે પોતાની મા બેઠી હતી, તેણીને કાઇ છુપી ઈશારત કીધી કે શું, કે તે બચારી વાકી વળીને હસી હસીને મને ડોકુ નમાવવા લાગી. સામેથી બેરન પોતે હસે, ડાબી બાજુએથી સેક્રેટરી મને મુબારકબાદી આપે અને કીલ્લો જીતાયો અથવા જે ઘડી જાય છે તેમા જીતાશે એવા ખ્યાલથી સર્વે મારી ગમ મુબારકમાદીની નજરથી જુએ. એણીમેર આપણું તો પાપણબી હાલે નહીં અને 'ભીનીગો' થઈને જમ્યા કીધા.

જમીને ઉઠયા કે મા બાપ, બેટી, સેક્રેટરી સઘળા મારી આસપાસ ફરી વળ્યા. અને મારી સાથ ઉલટથી શેકહેંડ કરીને બેટી બોલી:—

"મારા દોસ્ત અમે તારી પાસેથી શું ઇચ્છીયે છીયે તે અલબત તું સમજી ગયો હશે. મારાં માત પીતા અને હું સઘળાં તારા સ્વભાવ, સમજ શક્તી, લાયકી અને દુન્યાના અનુભવ માટે બહુજ ખુશ છઇયે પણ એકજ વાતની ખામીથી અમારો જીવ તારે પોતાને ખાતર રંજીદા છે અને તે એ કે તારા જેવો એક માણસ ખ્રીસ્તી નથી!-(અંહંહંહં-આવી ધાડ)-વાસ્તે તું વીચાર કર. આવતી જીંદગીમા તારા રૂહને ખાતર સ્વર્ગમાં સારી જગા મેળવવાને ખાતર તારે જીસસ ક્રાઈસ્ટને તારો હમશરીક કરવો જોઈયે " ઇત્યાદી, ઇત્યાદી.

અહહં—આહાહા—મે જરા જીકું જીકું હાંસ્યું, જરા ઝીણું જેવું કુસ્યુ, ખાલીપીલી ડોળા આસમાને ચહાવ્યા, જાણે આ માહા સવાલ માટે કેવાક ઊંડા ખ્યાલમાં હોઉં. ખરી વાત તો એ હતી કે બચારાઓની ભોળાઈ ઊપર મને હસવુ આવતુ હતુ અને લુહાડવારે સોપ વેચવાની તેમની તકલીફ માટે હું તેમની દયા ખાતો હતો. હું આસમાન ગમ ડોળા ચમકાવતો હતો ખરો પણ મારૂં ધક ધ્યાન તો બપોરની ચામા ભરાયું હતું.

"કેમ મી૦ મરઝબાન, એટલું અમારૂં કહયુ કરશો કેની? જુઓ તમારા પોતાનાજ ફાયદાની વાત છે."

મેં આખ બંધ કરી, છાતી ઉપર હાથ મેલી, મહાન નાટકી પેશુ સમજુની પેઠે પગ પંગા કરી જવાબ દીધો "હાઆઆઆ, મોટ્ટી ખુશીની સાથે પણ બોલી

એ કે તમે મને એ ખ્રીસ્તી ધર્મની ખુબી અને તેથી થતા ફાયદા સમજાવો અને મને પાછો પ્રતીઉતર આપવાની કબુલાત આપો. વળી તકરારની અંદર કોઇએ તરીઆ-પાવ ફેંકવા નહીં.

"કબુલ છે, કબુલ છે—કાલે અગીઆર વાગે સવારના આપણે કલીનીકના બાગમા મળશુ ને ત્યા વાત કરશું. મીο મરઝબાન, તમારૂ રૂહ દોજખમા જતું બચ્યું તે સારૂ હું તમને અંતકરણથી મુબારકબાદી આપું છ."

આપરેબી આ સસ્તી કીર્તી તુરત વેળા તો ગરૂપ દેતી ગળી ગયા પણ મનથી વમાસ્યુ કે—આવજો, કાલે વાત—આગુ તો ચલો—બડી મઝાહ હય.

બીજે દહાડે બગીચામા સર્વે ભેગા મળ્યા. મેજપર ખાણાપર બીરાજેલા કેટલાક મડમ જાગલાઓ જેઓએ આ જીકર સાભળી હતી તેઓ માહેથી પણ કેટલાક હાજર હતા. સઘળાના મનમા કે બચારો આ હીંદી હાથ આવ્યો ખરો—સીધો બેહેસ્તમા ગયો આ વેળાએ મે એવું ભોળા ભટાક હોવાનું ડાચુ કર્યું કે તેનુ ચીત્ર જ્યારે યાદ કરૂં છું ત્યારે હમણાબી મને રમુજ આવે છે. પણ તમારા નોકરમા એક સેફત છે*કે ગમે એવા પેટમા ગીલગીલીયા લાગતા હોય તોબી હસવુ નહીં. બેરો-નેસની બેટીએ સમજાવટની બેટરી શરૂ કરી સઘળુ સાભળ્યા પછી આપરે જાગ્યા. આ વીશેની વાદવીવાદ જેટલી રમુજી તેટલીજ હવે પછી મારી પેઠે સંકડાસમા આવી ગયલાઓ

માટે કામની છે માટે જરા ધીરજથી વાચનાની ભલામણ કરૂ છુ ખ્રીસ્તી ધર્મમા દાખલ થવાની તરફમા તેઓએ જે કહ્યુ હતુ તે મે સઘળુ એક શબ્દ બોલ્યા વગર સાભળ્યુ, પછી હળવે હળવે મારી જબાં ખોલી

"હુ સનજ્યો, બધુ સમજ્યો પણ મને કહેયો કે પેલી જેહાનમા બેહેસ્ત મોટુ હશે કે દોજખ?"

જવાબ નજ્યો કે અલબત બેહેસ્ત તો થોડા સારા માણસો માટે છે ને બાકીના બધાનો દોજખમા ઠાર થશે ખરી વાત છે ત્યારે વળી મે કહ્યુ કે આખી દુનીયામા ખ્રીસ્તી તો ફક્ત યુરોપના ચોકસ ભાગોમા છે ને બાકી બીજા અબજો માણસો બીજા ધર્મ પાળે છે ત્યારે શુ તમે એમ ધારો છો કે જે ખ્રીસ્તી હશે તેને પરવરદેગાર બેહેસ્તના રા મશે અને બાકીના બધા અબજોને દોજખમા મોકલશે? ખોદાની અકક્લ વીશે તમારૂ આટલુ હલકુ મત જાણી હુ અજબ છેઉ—(મીજલસમા ગભરાટ) વળી હુ પુછુ છુ કે તમે તનારી બાઈબલનો અભ્યાસ કીધો હશે અને તમારા પાદરીઓની શીખ સાભળી હશે, પણ તમે બીજા ધર્નના પુસ્તક વાચ્યા છે? નહી—ત્યારે તનને બેઉ બાજુ સાભળ્યા અને જાણ્યા વગર મત આપવાનો શો હક છે? નારૂ નત એવુ છે કે જો તમે જરથોસ્તી નહી થયો તો દોજખના જશો

અત્રે એક જણે તાપસી પુછી કે અનારો ખ્રીસ્તી ધર્મ સર્વેથી છેટનો છે એટલ તેમા સર્વેથી નનામા નના

ધારા સમાયલા છે. મેં કહ્યું જે બીજા શબ્દોમાં બોલ્યે તો આપણા પુરાણા ધર્મોમાંથી જરા જરા તફડાવીને તમારો એતેકાદ ઉભો કીધેલો છે. ખોદાતાલાના ચાર પાંચ માનીતા ચેલા હતા તેમાંથી એકને પુર્વ, બીજાને પશ્ચીમ, ત્રીજાને ઉતર અને ચોથાને દખણ આમ મોકલ્યા અને ફરમાવ્યું કે જાઓ બેટાઓ નીચલી ધર્તીમાં માણસ જાતને સારી શીખામણ આપો. એ બધા પેગમબરો ભાઇ જેવા છે અને સર્વેની શીખામણ એક સરખી છે કે ભલા કર ભલા હોગા. પછી તેને ક્રાઇસ્ટ કહો, જરથોસ્ત કહો કે મહમદ કહો. એક માણસ જમાનાથી પોતાના પેગમબરના સારા સખુનો માનીને નીતીના રસ્તાપર ચાલતો હોય તો તેને તેના એતેકાદથી ફેરવવાની તજવીજ કરવી એ સવાબ નહીં પણ પાપ હું સમજું છું. તમારૂં દેવળ તો મારૂં આતશબેહેરામ, અને તેજ મુસલમાનોની મસજીદ. ખોદાની ભકતી ગમે ત્યાં કરો ચાહો એવી ભાશામાં કરો પણ જો તમારા દીલમાં સાચવટ હશે તો તે ભકતી દાદાર સ્વીકારે નહીં એમ હું કંઇ માનું નહીં.

આ પછી મનસની ગવસની કુનસનીના અર્થ મે તેમને સમજાવ્યા. આપણી નૈયતની રીતી, હાથ પગ પાકીજગે કરવાના નીયમ, સફાઇ સુઘડાઇનાં સાધનો વગેરે સમજાવ્યું કે બધા ઠસ થઇ ગયાં. હું ખાત્રીથી માનું છું કે એરવદ જીવણજી મોદી અથવા બેહેદીન ખુરશેદજી કામા કે એરવદ શેહેરીઆરજી ભરૂચા જેવા

વીદ્વાનો ત્યા હાજર હતે અને "શીરાજી, જરદવાની કે જોતી, ફરોખશી, આત્રાખશી" જેવી ક્રીયાની બાબદો એક બાજુ મેલી દઇને તેઓને આપણા મહજબનો ખાલિસ સાફ સાફ ખ્યાલ આપતે તો હુ ખ્રીસ્તી થનો તો ડોસો થયો પણ ત્યાના ત્યા બે ચાર જન જરથોસ્તી બની જનાનો ચાન્સ વધારે હતો ને તેઓ સાથ લડત ચલાવી કે, ક્રાઇસ્ટ ઘણો ભનો માણસ હતો તે હુ કબુલ કરૂ છુ, વીદ્વાન હતો તેબી કબુલ કરૂ છુ પણ—તે સારૂ જરથોસ્ત બુરો હતો અને તે વીદવાન નહી હતો એમ કહેવાને તેઓને કયો હક ન હતો

સઘળાઓના નોહ ચુપ થઇ ગયા અને આખરે બેગન સાહેબે ઇશારત કરી ને ઉપરથી દીકરીજી નીસાસો નાખી બોલ્યા, "I see Mr Marzbin you are hopeless" મી૰ નરઝબાન તનાગ ઉપર પુરો મુકયો મુકયો નો ભલે મુકયો પણ એમ ખ્રીસ્તી થઇને બેહેસ્તના જનાનુ હતે તો દુખ શાના હોય? મીજયસ બરખાસ્ત તે દહાડા પછીથી મને વટલાવનાની વાતનો એક હરફ કોઇએ કહાડયો નહી અને સાગરા હુ પાછો જેવો ને તેવો અત્રે આવી પહોચ્યો છુ નનસની ગનસની કુનસની'

---

## પ્રકરણ—૧૫ મું.

ગયાં પ્રકરણમા હું જર્મનોના ખાધરાપણા વીશે લખતાં લખતા ચાલ્યો ચાલ્યો તે વટલાવવાની વાત ઉપર ઉતરી પડયો, એટલે ખાધા પીધાની વાત તો એક બાજુએ રહી ગઇ. વીસબેડનથી દશેક માઇલને છેટે બીબરીચ નામે રાહાઇન નદી ઉપર એક શેહેર છે ત્યાથી રોજ દર્જન બંધ સ્તીમરો ઉપડીને સેહેલાણીઓને આખા દહાડાની મોજ કરાવી લાવે છે. મને કોઇએ કહ્યું કે આ વાર થતી રચના જોવાજોગ છે એટલે એક રવીવારે હકીર ઉતરી પડયાં. દર પાચ મીનીટે ઇલેક્ટ્રીક ટામ ઉપડે તેમા ફકત ૨૦ ફેનીંગ–અઢી આના–આપ્યા કે પચાસ મીનીટમાં બીબરીચ. સ્ટીમર ખાસ્સી ૨૦૦ ફીટ લાબી અને સોના રૂપાથી મઢી લીધેલી. ડુટક ઉપર સેકડો ખુરસીઓ હારોહાર ગોઠવી મુકેલી અને ઉપર હજારેકને સુમારે ઉતારૂઓની ભીડ. જ્યા જુઓ ત્યા બચર બચર ચાવવાનું ચાલે, ઉપર બેંડ વાગે અને નીચે ટેબલ બીછાવેલી તે ઉપર આઠ વાગામાથી સઘળાઓ પેટનો ખાડો પુરવા બેસી ગયલા. સ્ટીમર ઉપર દાખલ થતાં ભચડાકચડીનો પાર નહીં. હુ તો જાણું કે ગોરા ટોપીવાળાઓ પોતાની બાનુઓ ઉપર જાનફેશાની કરે છે તે આવી ભચડાકચડીમાં તેઓને કેવીક મદદ કરતા હશે. પણ અહીં મલાહજાની

જાત નહીં મરદ ઓરત અને છોકરા, સારડીનની પેઠે હસોકસ ચ પાઇને એકકને હડસેલા મારે અને ધકાધકી કરવામા મરદ કરતા ઓરત ચાર ચાશણી ચહડે જરા બીર પેટમા પડયો કે પછી જોઇ લ્યો તમાશો! જર્મન લોક જરા જરામા પીસતોલ અથવા તલવારબાજીથી ડયુએલ રમવામા ઘણા હુશીયાર છે અને તે તરફ રાજ્યાધીકારીઓ જાણી જોઇને આખ વીચામણા કરતા જણાય છે જર્મન સ્ટુડ ટોમા એ બાઝમબાઝી એટલી સાધારણ છે કે ચેહેરા ઉપર બે ચાર ઘા વગરનો સ્ટુડટ કદાચજ નજરે પડતો હશે હુ હજુ તો સ્ટીમર ઉપર ગયાને એક ક્લાક થયો ન હશે એટલામાજ પહેલી આચ લાગી એક જર્નન ગ્રહસ્થ એક બાનુને લઇને આવ્યો આ બાનુ તરફ જોઇને બીજાએ હસીને સલામ કીધી કે પહેલાના પેટના સ્ટીન ચહડયો અને લાગલો ઊઠીને બીજાને ખુણામા ઘસડી જઇને 'ડયુએલ'ની ગોઠવણી કરી આવ્યો હસીને સલામ કરનારે આ ચાલેજ ઉપાડી લીધી પણ સાથે સાથે કાન ખોલ્યા કે "મને તલવારબાજીની બીક નથી પણ તુ કોણને માટે લડવા તૈયાર થયોછ? આ સીને તુ ઓળખેછ કે?" કેયા એક દુકાનદાર સ્રીને કામ તો ઉપાડી લાવેવા એટલે 'ડયુએલ' ત્યાજ ઠે પડી ગઇ સ્ટીનર શાત ગહાઇન ઉપર આપની પેઠે સલ્વડ ચાલે અને કકડીને ભુખ તો એવી લાગે કે જાણે આખી કેબીન ખાઇ જાઉં. પણ મેજ ઉપર જગા

હોય ત્યારે કે? બસો જણની મેજ અને હજાર જણ ઉમેદવાર. પણ એટલું ભલુ કે નીચે કેબીનની બહાર નાની નાની દુકાનો ઉઘાડેલી જ્યા રોકડા પૈસા આપીને પાઉ, માખણ, ટંગ, ચીઝ વગેરે વેચાતુ લ્યો અને ઉભા ઉભા ત્યાંજ ખાઈ જાઓ. આવી સ્ટીમરો દહાડાની આઠ દશ દરરોજ નીકળે છે પણ તેમા રવીવારે તો ભીડ અને ધકાધકીનો પાર નથી. કોઇ નેહેસ્તજ હશે કે જે આતવારે પોતાની પ્રીયા અથવા માશુક સાથ સેહેલ કરવા નીકળી પડતો ન હોય.

વળી રવીવાર તો બાપદાદાનો દહાડો! બધા ધર્મી સકર્મીબી મુએલા કેની તે સહવારના અગીઆર વાગા સુધીજ ફક્ત દુકાનો બધ રાખવાનો હુકમ! બાકી અગીઆરનો ટકોરો થયો કે પાછું રોજની પેઠે કામ ધમધુકાર ચાલે અગીઆર વાગતા સુધી બધ રાખવાની મતલબ એ કે દેવળમા જવાનો ટાઇમ મળે. પણ દેવળમા જતા ડોસા થયા ટ્રીમ ટરાક થઇને ગોરાઓ અને ગોરીઓ નીકળી પડે અને "વીલ્યમ સ્ક્રાસે" નામનો મસમોટો ધોરી રસ્તો છે ત્યા "પ્રોમેનાડ" કરે એટલે જે બગલમા હાથ ઘાલીને જોડા જોડા "વાકી વાકી" કરે. તે વખતે એક સાધારણ સુથાર કે કડીઆનોબી શું ભપકો! એકાદ કપડાનો કાલર કાગળમા વીટાળીને સાતી મુકયો હોય તે રવીવારે સાહવારના કહાડીને પહેરે અને એક બાવા આદમના વખતનો કાળો ડગલો હોય

તેને બ્રશથી ઘસી ઘુસીને તે લટકાવે, તે એટલા સુધી કે તેના ઘડીના સળબી ઉભા ને ઉભા દેખાય પછી એક્ની એક બુટની જોડને થુક્બુક લગાડીને કાળા કરીને તે લટકાવે અને મોહોડામા કોબીના પાત્રાની ચીરૂટ સળગાવીને પોતે એમ સમજે કે આપરેબી ગ્રાટલીમેનમા ભેળાઇ જઈએછ હ ! દુકાનદાર પોરીઓનાબી એજ હાવ આઠ દહાડા દુકાનમા વહીતરૂ કરે, પણ રવીવારે પેટ ટ પ પ શુઉ અને જાલીના મોજા પહેરી નીક્ળે તો ઓળખાબી નહી એવા આ સુખીઆરા જીનના ઢગ છે પણ બળાપો કીધાના શુ ફાયદો? પાચસો વરસ પછી તમારોબી વારો આવશે–પેડ્યા ધીર ધર

એ નખ્ખોદ ગીયાઓને સોળ આના મા પોણી સોળ ચાલે નહી ધણીજી દુકાન ઉપર કામે રોકાય એટલે બપોરના ટીફીન નાટે ઘેર અનાય નહી નહી અવાય તો શુ મુઆઓ છે? અહી બએ રૂપીએ દરમાયો લઇને ઘાટીઓ ભાણા પહોચાડે છે તેવુ ત્યા કાઇ નથી બધુ સાઈકલ ઉપર શર્ટ ઉપરજ નોકર સાઈકલ ઉપર સવાર થાય અને એક હાથમા સેસની પેઠે નાસ્તાની ટ્રે ધરેલી અને બીજે હાથે સાઇકલ ગાઇડ કરે અને આખના લેહેજામા શેઠને નાસ્તો પહોચાડીને પાછો આવી ઉભો રહે તાર પહોચાડવાબી સાઇકલ, ટપાલસારૂ સાઇકલ, ચીઠી ચપાટીસારૂ સાઇકલ, દુકાનપરથી માલ લીધો હોય તે પહોચાડવા સાઇકલ, જ્યા જુઓ ત્યા ઝડપ ઝડપ ને ઝડપ ! એક

વાર મને કાચના બુચની બે શીશી જોઈતી હતી તેની શોધમા એક દુકાનમાં હું ગયો. અમારી સ્ત્રી દુકાનદારે દુકાન બહુ ખોળી પણ મને જોઈતી હતી તેવી શીશી મળી નહીં એટલે ચટ દેતી જઇને ટેલીફોનમાં વાત કરવા લાગી. જરા વારે આવીને કહયું "તમે બે કલાક પછી માણસ મોકલજો, શીશીઓ આપીશ. કીમત ફક્ત અઢી આના." આ દુકાનદાર બાઈ ઘણી હસમુખી હતી તેણીને મેં પુછ્યું કે "તમારૂં મોટું ગોડાઉન હશે?"

"નહીં—નહીં—ફ્રાંકફોર્ટમાં કાચનો માલ બનાવવાનું કારખાનું છે ત્યા મેં પુછ્યુ ને તે લોક બપોરની ટ્રેનમાં મોકલી આપશે!"

"શું? છેક ફ્રાંકફોર્ટ પુછ્યું? તે અહીંથી કેટલું દુર છે?"

"સુમારે સવાસો મૈલ હશે."

(મુંબઇથી પુના જેટલું.)

"સાબાશ, ને બે કલાકમા ટ્રેન આવશે?"

"હા, દર કલાકે ટ્રેન આવે છે ને દોઢ કલાકમાં આવી પુગે છે."

"પણ ફક્ત અઢી આનાના આરડરને સારૂં માણસ આવશે?"

"હા—બીજા કોઇ આરડર હશે તો લેતો આવશે પણ આરડર નહીબી હોય તો શું થયું? આજે અઢી આનાનું કામ પડયુંછ તો કાલે અઢી હજાર માર્કનો આરડર મળે—એ તો ધંધો છે."

સાબાશ! હું ફરીને કહું છું કે સાબાશ! ફતેહનું ગુપ્ત કારણ આએજ છે. વીચાર કરો કે એને બદલે કટલરી બજારમાં કોઇ ખોજા મેમણની દુકાન ઉપર ગયા ને આના ચાર આનાની ખરીદી કરવા માગી તો પાનના ડુચા ચાવતો વેપારી કદાચ અઢેલીને સુતેલો સરખો ઉઠીને બેસવાનીબી દરકાર નહી કરશે.

આપણી તરફ જ્યારે એક ઘર ખાલી કરવાનું હોય છે ત્યારે કેવો ધસ્કો પડે છે તે તો સર્વે કોઇના ઉપર વીટેલી બીના છે દસ વરસે એકવાર ઘર ખાલી કરવું હોય તો એબલગામણા હેલકરીઓ કોહીને કંદ થઇ ગયલા માટલા અને જરીપુરાણાવાળાઓને શરમાવે એવા પીન્જરા લોયતળીએ લાવીને અવાચી ખાતા ખટારામા કેમ ભરે છે તે તો તમે જાણો છો. વળી દાદર સાકડો ને કબાટ મોટી એટલે અધવચે કબાટને કેમ વાઇગાળો થઇ આવે છે તેબી તમારાથી અજાણુ નથી. રસ્તે જતા કાચ ભાગા, વેલણના પગ થઇ ગયા એ તો રડાકુટો છેજ. વળી સામાન ગોઠવગાડવ કરતા ઘરના છોકરાઓ દહાડાના દહાડા સુધી પછડાઇ મરે તે જુદુ. પણ હવે મારા માનીતા વીસબેડનમા જુઓ. મારે ઘર ખાલી કરવુ છે તો હુ એવુ જ કામ કરનારી કંપનીની આફીસમા લખીને ખબર આપુ કે ત્યાનો મેનેજર આવેલોજ છે. તે સામાન જોઇ લે અને પછી તે કયા અને નવા ઘરમા કેવી રીતે ગોઠવવો છે તે નોંધી લીએ અને કહે કે સાહાઠ

માર્ક કે હુંસી માર્કનું બીલ થશે. ગોઠવણ થઇ કે તમે તમારે ખુશાલ હાથમાં લાકડી લઈને ફરવા ચાલ્યા જાઓ. છ ઘોડા જોડેલું એક જબરદસ્ત ગાડું ઘર આગળ આવશે. ઘોડાબી નરા હાથીના બચ્ચાં. પગબી જાણે એકેકા લોઢાના થાંભલા! ગાડું નાનું મઇ જેટલું! હું ધારૂં છું કે ત્રીસેક ફીટ લાબું અને પંદર ફીટ પોહોળું હશે. ખાસ્સો એક મોટો ઓરડો જોઇ લ્યો. કન્ટ્રાકટ લેનારનાં માણસો યારીઓથી કબાટ વગેરે સામાન ઉતારી સફાઇથી આ હાલતા ઓરડામા રચે, અને એક કલાકમાં તો ઘર ખાલી. ગાડામા ઓછામા ઓછી વીસ કબાટો એક વાર સમાઇ જાય. નવા ઘર આગળ પેલા છ ઘોડાની સવારી આવી કે લાગલો યારીઓથી સામાન તેમજ ચહડાવી દે અને શેઠ બહારથી ફરીને આવે એટલામાં તો ગલીચ* આરસી સામાન ડીનર બધું વગેજગે તૈયાર. કાંઈ ભાગે તુટે તેનોબી વીમો. કાઇ ચોરાયું કે તેનો વીમો. તમે તો ફક્ત પચાસથી સાઠ માર્કના જવાબદાર!

આજનો અક ખતમ કીધા અગાઉ હું ત્યાની મચ્છી બજારની થોડીક હકીકત આપું છું. અહીં નળ-બજાર કે ક્રાફરડ મારકીટમા મચ્છી બજારમાં જાઓ અને ત્યાની ગંધાતી તથા પરસેવાથી ટપકાતી માછણ તથા કોહેલા ભુમલા બતાવતી કલાબકોર કરતી વીચ્છણ તમને બરાબર માછીઆ કાછીઆનો ખ્યાલ આપશે. શું લુટાલુટ, શું ગાળાગાળી, શું લપર છપરનો ભીનાસ

અને શુ વાસ! પણ અહીંનો મામલો જુઓ ખાસ્સો કુશાદે દીવાનખાણામા બીલોરી કાચના મોટા મોટા કેસ ઉભા કીધેલા તેમા કોઇમા ખારૂ તો કોઈમા મીઠુ પાણી ભરેલુ અને માહે જુદી જુદી જાતની નાની મોટી જીવતી માછલી નાખેલી આ માછલીઓ ખાસ્સી મઝેહથી તરે, ખાવાનુ નાખ્યે તે ખાય, ડુબકી મારે અને ગમત કરે કોઇ કોઇ માછલી તો ખાસ્સી ચાર ફીટ જેટલી લાબી હતી જ્યારે ગરમી વણી હોય ત્યારે ઉપરથી આઇસનો સ્લાબ મુકેલો તેમાથી પાણી ટપકાયા કરે ખરીદદાર સ્ત્રી પુરૂષો આ દીવાનખાનાના જાય અને આમ તેમ ફરીને કાચના કેસમા શું શુ જીવતુ વેચવા મુકયુ છે તે જુએ અને પછી જે માછલી પસદ આવતી હોય તેનો રતલ દીઠ ભાવ પુછે ભાવ ઠરયો કે લાગ્યો દુકાનનો ધણી તે અમુક માછલી જીવતી ને જીવતી બહાર કહાડે અને કાટા ઉપર નાખીને તોલીને જીવતી ને જીવતી આઈસમા વીટાળીને પોરેઓ સાઇકલ ઉપર જીવ નાખનો જઇને તમારા બબરચીખાનાના પહોચાડી આવે ના એટલુંજ નહી પણ માગો તો મારબલ સ્લાબ ઉપર નાખીને વેતરીઆ આપે એવો આ જમાનાનો ફેશન છે

મઉ પૈસાનો બહાર
પૈસાનો કારોબાર
પૈસાનો પ્યાર—પૈસાથી યાર
પૈસે સઉ સેહેઅતદાર!



## પ્રકરણ—૧૬ મું.

ચાલો હવે, વ્હાલાં વીસબેડનને તુરત વેળા છેલ્લી સલામ કરવાનો વખત જેમ નજદીક આવતો જાય છે તેમ પેટમાં ધસ્કો પડે છે કે હવે ઉંઠડો કઈ તર બેસશે. કોઇ દહાડે વીલાયતમાં એકલી મુસાફરી કીધી નથી અને એકલું જવું છે. પણ ચીંતા નહીં. હજારો લોકો જાય છે ને આવે છે તો પછી જે સઉનો રાહ તે વહુનો રાહ. વળી ત્યાં કાંઇ આ દેશના ટોપીવાળાઓની પેઠે કાળાં માણસની સુગ નથી એટલે જીવને નીરાંત તો ખરી. મારી સાથે પાંચ મોટા મોટાં બોચકા હતાં તેમાં એક તો વીલાયતી નેતરની ટૂંક દોરડાથી જકડેલી હતી ને એટલી ભારી હતી કે મારાથી એકલે હાથે ભોંય ઉપર ઘસડાય પણ નહીં. પણ અહીં વળી પાછી વીલાયતી સગવડ જુઓ. રેટનમાયરની કું૦ ના નામની એક આફીસ છે ત્યાં હું ગયો.

"કેમ સાહેબ કાઇ ફરમાસ." સભ્યતાવાળા એક આસીસ્ટંટે પુછયું.

મેં ઉત્તર આપ્યો કે "મારે એક મહીનો ફરવા હરવાની સગવડ છે અને ડ્રેસડન, લાઈપઝીક, વીયેના, બર્લીન વગેરે જોવાની ખુશી છે માટે મને એક યાદી ઘડી આપો કે મારે કેમ, કયારે અને કયાં જવું."

"હા સાહેબ, મોટી ખુશીથી—તમારી સાથ સામાન કેટલો છે?"

"પાચ પાકેજીસ—એ બધાની વ્યવસ્થા તમે કરશો કે"

"હા અલબત, એ તો અમારી ફરજજ છે. તમે શુક્રવાર તા૦ ૧૮ મીએ જવા ઇચ્છો છો તો તમારે એટલુંજ કરવું કે તે દીવસે બપોરના બે વાગતે ફક્ત તમારી લાકડી હાથમા લઇને સ્ટેશન ઉપર આવજો. બીજું બધું અમે કરીશું."

"પણ ટીકીટ, લગેજ વગેરેનું કેમ? તેની મને સમજ પડતી નથી."

"જરાબી ચીતા નહી. તમે ટ્રેન ઉપડવાની પાચ મીનીટ અગાઉથી આવજો એટલુજ બસ છે."

આબી ઠીક આળસુના પાદશાહ થઇ જવા ઇચ્છનારાઓ માટે આ હરામ હાડકાનુ ખાતુ એક મહાભારત ઈલાજ છે કોણ જાણે કેમ ચામડું ક્હાડશે તેનો જગ ડર દીલમાતો લાગ્યો પણ "લાલા લાખ તો કહે સવા લાખ" સુક્રવારની બપોરના બે વાગે ટ્રેન ઉપડવાની અને એક વાગ્યો તોબી કોઈની ઘન નસલ નહીં મળે એટલે આપણી ગામઠી ટેવ પ્રમાણે અકડવકડ થવા લાગી પણ જેવો એકનો ટકોરો થયો કે એક અરીન-ધરીમ જેવો છ ફીટ ઉંચો ગક્ષસ ક્લીનીકમા આવ્યો અને માનપુર્વક ટોપીને આગળી લગાડી એક કાગળની કાપલી મારા હાથમા મુકી જે ઉપર લખેલું હતું કે "મેહેરબાની કરી તમારો લગેજ આ માણસને દેખાડજો —રેટીનાયર કંપનીની સલામ સાથે" મેં આગળીથી



જર્મન પોરટર—એટલે ' હેલકરી.'

સામાન બતાવ્યો કે પેલાએ કમરેથી એક જબરદસ્ત ચામડાંનો પટો છોડીને પેલી છ મણની નેતરની બાસ્કીટને બાંધ્યો. હું ઉભો રહી જોયાજ કરૂં છું કે આ મોટી બલાગટ ઉતારવા સારૂં કલીનીકના નોકરોને બોલાવું કે કેમ, એટલામાં તો પટામાં પોતાનો ખવીસ જેવો પંજો ઘાલીને એક જોર મારી પેલાએ આ જંગી ટ્રંક પોતાને ખભે મારી, બીજે હાથે એક પોર્ટમેંટો બગલમાં મારયો, બીજા બેને ખભાંની આસપાસ ઓળવ્યા અને પાંચમો હાથમાં પકડીને આ સંગ્રહસ્થાન જે ઓછામાં ઓછું દશ મણ હશે તે આસાનીથી ઉપાડીને ચાલ્યો. વળી આ પોરટરબી કેવો? કસ્બી કીનારીની ટોપીવાળો, પગે ચળકતાં બુટ અને ઈસ્કી યુનીફોર્મ, નેકટાઇ કાલરવાળો અને છાતીએ રૂપેરી ચકચકીત નંબરવાળો.

સામાનની બલા તો ગઇ. હવે સ્ટેશન ઉપર જવા માટે વીચાર કરૂં છું એવામાં ધડ ધડ કરતી બે ઘોડાની ગાડી આવીને ઉભી અને તે માંહેથી એક રૂપાળી જવાન સ્ત્રીએ ઉતરીને મને હસીને પુછયું "સાહેબ, તમારૂં નામ મીο મરઝબાન?"

"હાજી કાંઇ હોકમ?"

"હું રેટીમાયરની આસીસ્ટંટ છું ને તમને સ્ટેશન ઉપર પુગાડવા ગાડી લાવી છું."

ઓ તારી! મેં મનસે ધારયું કે બચ્ચા જીવ, માર હમણા તો મોજીયાં અને લડાવ લાડ પણ પછી મુંબઇ

જતા તલમા તસુ ઓછુ પડે તો નાકના નસકોરા ચઢ-ડાવતો ના પરવરદેગારનુ નામ લઇ આપણે ગાડીમા બેઠા અને બરાબર બેમા પાચ ઓછીએ સ્ટેશન ઉપર ઊતર્યા જોઉ છુ તો હજારો લોકોની ભીડ અને દરેક પ્લાટફોર્મ ઉપરથી પ દરેક જુદી જુદી ટ્રેનો ઉપડવાની જો ચુકબુક થઈ ને ભલતીજ ટ્રેનમા બેઠા તો બર્લીનને બદલે બર્મીંગાન ચાલી જવાનો સવળો સોદો જોઇ જરા જીવ ગભરાયો ખરો—ખોટી નાકે જીભ લગાડવામા હાસલ નહી ગીકીટ કયા લેવી, લગેજ કયા છે, લગેજની પાવટ્ટી કયા છે? ત્રણ મીનીટ બાકી રહી અને કોઇની ઘન નસલ નહી મળે એટલે જીવ તે કયા સુધી માને? મે મારી સાથે આવેલી સ્ત્રીને પુછયુ તો તે ને મુછમા—(સ્ત્રીઓ ને મુછ હોતી નથી પણ પસગાનત હસવાને મુછમા હસ્વુ કહે છે તેથી આ શબ્દ વાપરયો છે અને તે માટે નારી બર્રમુછી બેહેનીઓથી ક્ષમા ચાહુ છુ)—ને મુછમા હસના લાગી અને બોલી "ધીરજ ધરો, બધુ બરાબર થશે" આહાહા! ધીરજ તે કયાથી લાવુ? હુ મુબઇમા ટ્રેનના ટાઇમની અરધો કલાક અગાઉથી ધધુખર મચાવી સ્ટેશન ઉપર જનારો તે અહી અકળાઇ જાઉ તેમા કાઇ નવાઇ છે? પ્લાટફોર્મો ઉપર જવા માટે પણ ટીકીટ જોઇએ પણ આ તરફ જેમ ગુફણ ગ્રાફણની રીતી છે તેવુ ત્યા કાઇ નથી ત્યા તો બહાર રસ્તા ઉપરજ લોઢાનુ નકસીદાર સ્ટાડ ઉભુ કરેલુ તેની ચીરણમા પ ફેનીગ

(અઢી હોઢીઆં) નાખો કે ચપ દેતી પ્લાટફોર્મ પાસ તમારા હાથમાં આવીને પડે તે લઇને ખુશાલ ચાલીઆ જાઓ. ના ટીકીટ કલાર્ક કે ના ટીકીટ એકઝામીનર, ના ખુશામદ કે ના બરામદ. એક મીનીટ બાકી રહી કે એક કસ્બી ટોપીવાળો કલાર્ક મારી સામે આવ્યો.

"સર, તમારૂં નામ મી૦ મરઝબાન?"

"હા-કેમ?"

"હું રેટીમાયરની કું૦ નો આસીસ્ટંટ છું. આ તમારી ટીકીટ વીસબેડનથી બર્લીન, બર્લીનથી લાઈપઝીક લાઇપઝીકથી ડ્રેસડન, ડ્રેસડનથી વીએના અને વીએનાથી પાછું વીસબેડન. એના પૈસા થયા ૧૮૦ માર્ક. આ તમારી પાંચ લગેજની પાંચ જુદી જુદી રસીદ, આ તમારે સારૂં રાતનાં ડીનરની બાસકીટ ૧૫ માર્ક, અને આએ અમારી મેહેનતનું બીલ સાત માર્ક. (સવા પાંચ રૂપીઆ)"

પેલાએ મને ગાડીમાં બેસાડયો અને બક્ષીશનો એક માર્ક આપ્યો જે ખુશી થઇ લઈને ચાલતો થયો કે લાગલી ટ્રેન ઉપડી. તપાસીને જોયું તો મારી મુસાફરીની બરાબર ટીકીટની ચોપડી, કયા કયાં ઊતરવું અને જગેજગ કેવાં કેવાં હોટેલો છે તેની વીગત, ટ્રેન કેટલે વાગે અમુક સ્ટેશન ઉપર જઇ પુગશે તેની યાદી બધું કંપલીટ તૈયાર હતું. સવાપાંચ રૂપીઆમાં સ્ટેશન પર જવાની ગાડી, સાથે સ્ટેશન સુધી પુગાડવાને લાડી,

લગેજ લઇ જનાર પોરટર, તોલામણી તથા ગાડીમા બેસાડી આપના સુધીની તમામ હવામણ' બાપા હુશીઆર તો ખરા! ત્યારે ચાલો હવે વીસમેડનથી છુટા પડ્યા—હવે જોઇયે આગળ શુ વીતે છે

જે લોકમા જગાબી મીઠુ છે તે લોક શા કાજે આપણા દેશમા આવે! આસીસ્ટટ પ્રોફેસર ડા૦ સ્ટાઇનને મે વણો સમજાવ્યો કે જો, વીસમેડનમા અને યુરોપના બીજા ભાગમા તો તાગ જેના વીદ્વાનો કકડી જાય છે વાસ્તે મુબઇ આવ અને ત્યા જાહેર કર કે તુ મહાન પ્રોફેસર પાજેનસ્ટેચરનો આર્જદ છે તો નેહાલ થશે તેણે પહેલા તો ચાડ કરી કે ઇગ્લાડ અને જર્મની વચ્ચે મોટો અદેખાઈનો વાધો છે ઇગ્લાડના પસાર થયલા ડાક્ટરોને અને સ્વીકારતા નથી તેનજ અનારાથી ઇગ્લીશ સલતનતના ડાક્ટરી કાન ન થાય મે વણોબી સમજાવ્યો કે ઇડીયાના તો કાનકા વૈદ નાકકા વૈદથી તે શીકાગોના એન ડી સુધી ડાકટરની ઉપના ધારણ કરીને વૈદુ કરી શકે અહી તો નસાલો ઘુટનારબી ડાકટર ને લડનનો એન ડી પણ ડાકટર પણ એ તકરાર તેના ખ્યાલના ઉતરી નહી આખરે જ્યારે ને ઘણુ દબાણ કીધુ ત્યારે કબુલ કરી દીધુ કે મુબઇના જ્યા રાતના છ વાગા પછી શુ કરવુ ન સુઝે નહી, જ્યા રોજના પાચ પદર નાટક નહી, જ્યા રાતના ખાઇને દશ વાગાના સુઇ જવાનુ ત્યા દર માસે મને પાચ હજાર રૂપીઆ

મળે તે કરતાં મારાં સુખવાસી વતનમાં હું રૂપીઆ પાચસો વધારે પસંદ કરૂં છું.




## પ્રકરણ—૧૭ મું.

ચાલો ત્યારે, આખરે બહાર નીકળ્યા તો ખરા. હું સર્વેને બહુજ દાબી દાબીને ભલામણ કરૂં છું કે જો યુરોપ ખંડમા મુસાફરી કરવી તો ફર્સ્ટ ક્લાસમા તો જવુંજ નહીં. તેનું મુખ્ય કારણ એ છે કે પહેલાં તો ભાવ એટલો આકરો છે કે ચામડું જીવતું ઉતારી કાઢશે. બીજું તો આ વર્ગમા અગ્રેથી ખાઇ બડાઉ થઇ પડેલા ઇંગ્રેજો મુખ્ય કરી મુસાફરી કરે છે, તેઓને બીજાઓને માટે મોટી સુગ છે અને પોતે પોતાને આસમાનપરથી ઉતરી આવેલા સમજે છે, એટલે બીજાઓ સાથે ભેળાતા નથી અને નાકનું ટીચકું હવામાંજ રાખે છે. બીજા વર્ગમા ભલા ધનેતરો મુસાફરી કરે છે અને આપણે 'ફારેનર' એટલે વધારે મમતા બતાવે છે. પણ ખરી મજાહ તો થર્ડ ક્લાસમા છે. થર્ડ ક્લાસથી બહુજ સુઘડાઈભરેલા હોવાથી તેમા બધી વર્ણના લોકો બેસે છે અને ઘણા છુટથી વાત વગત ચાલુ રાખી મંજલ હસ્તી ને રમતી રાખે છે. બર્લીન જતી મારી સ્પેશીયલ ટ્રેન ક્લાકની એકસો મૈલની ઝડપથી જતી હશે, પણ ગાડાંઓ ભારી હોવાથી જણાતી નથી. જમવા જવાની

'કાર'મા જતા લપેરા આવે છે, ત્યારે જાણીયે છીયે કે કેવા સટોસટ વખતમાથી આપણે પસાર થઇયે છીયે આખી ટ્રેનમા એનજીનથી તે છેલ્લી ગાડી સુધી સળંગ 'કારીડોર' હોવાથી ફ્રહર થઇ શકાય છે પણ કારીડોર એટલી સાકડી છે કે કોઇ બનામે ઈઝદ સામેથી આવતો મળ્યો તો બંને જણને દેવાલને અઠીંગીને દબાઇને ડુમચા અથડાવીને પસાર થઈ જવુ પડે છે.

માર્ગમાન્ એલ્ટવીલનુ સ્ટેશન આવ્યું કે મને તુરત યાદ આવ્યુ કે મને ખ્રીસ્તી ધર્મમા વટલાવવા ઇચ્છનાર બેરન એલ્ટવીલનુ આ તો ગામ. તેણે મને ઘણી આજરામનાહીથી આમંત્રણ કરયું હતુ કે જો તે તરફથી પસાર થાઉં તો મારે એક દીવસ ત્યા ઉતરવું. આપણે કયા લવંગનો વેપાર કરવા જવાના હતા, એટલે ઉતરયા ગ્હાઇનની ઊપર બેરનનો પુરાણો કીલ્લો હતો, ત્યા ગયા કે આ ભલા કુટુબે મોટા હર્ષથી મને વધાવી લીધો શુ હવા પાણીનુ વર્ણન કરૂ ? બગીચો જે સુમારે એક મૈલ વીસ્તારમા હશે ત્યા ફરતી દેવાલ ઉપર લીલી દરાખના ઝુમખા લખ્ખોના લાગેલા. જોતા આખ થાકી જાય તો પછી ખવાય તે કયાથી? બેરનના નોકરોનો ડ્રેસબી વીચીત્ર હતો ઘણુ કરી હગેરીયન સી પુરૂષો હોવાથી સ્ત્રીઓએ તીર્વાં જડાવ ચોળી પહેરેલી માથે રેશમી ડુપેટો વીટાળેલો અને કાનમા ભાટ્રીયાણીઓની પેઠે મોટા બમે ઇંચ લાબા ચાદીના એરીંગ ઘાલેલા

ટુંકો ઘાઘરો, લાલ મોજાં, મોટા બકલના ઉંચી એડીના બુટ, માજરા ડોળા, ગોરા રૂપાળા ચેહેરા અને કાંડીએ મોટા ચાદીના કડા. આવું વર્ણન હું બેરનના સ્ત્રી નોકરોનું આપું છું. દેખાવ એવો નવાઇ જેવો હતો કે તેમનો એક ફોટોગ્રાફ મેળવવાની મે તજવીજ કરી, પણ મળી શકયો નહી. બેરન લેગાવર્થ ડે એલ્ટવીલની મોટી મગરૂરી તેમના નામાકીત વાઇન સેલરોમા છે એમના કીલ્લામા ઉગતી દરાક્ષ એટલી તો નામાકીત ગણાય છે કે તેનો બનતો વાઇન યુરોપના મોટા રાજવશીઓમા પ્રખ્યાત છે. આ ત્રણ 'સેલરો' એટલે ભોયરાઓમા હું ઉતરયો, તો તારીખ વાર માડેલા સુમારે ત્રણસે પીપોની હાર લાગી હતી આ માહેથી કોઇ કોઇ પીપની કીમત ૨૫૦ પૌંડ એટલે લગભગ ૩૭૦૦ રૂપીઆ માડેલી. મે પુછયુ કે આવો મોઘો વાઇન કોણ પીતુ હશે? જવાબ મળ્યો કે રાજવશી ખાઓ જેઓ ઉમદા વાઇન પીછાને છે તેઓ કોઇ કોઇ વાર મોટા રાજવશી મેળાવડાઓને માટે આ પીપો મગાવે છે. જીવ તો ટપ ટપ થાય કે જોઈયે તો ખરા, આ વાઇન તે કેવોક હશે? જ્યારે ઉપર આવ્યા ત્યારે રહાઈનના કીનારા ઉપર ટેબલ મંડાઇ અને ગ્લાસો વગેરેનો ખણખણાટ સભળાયો ત્યારે આપણા જીવમા જીવ આવ્યો કે હવે જીગ્નાસા તૃપ્ત થશે ખરી જરા વારે એક બાટલી આવી અને બેરોનેસે પોતાને હાથે સર્વેને દારૂ રેડયો. ત્યા એવી

રૂઢી છે કે પરોણો આવે તેની આતરદારી ઘરની બાનુ એઓએજ કરવી જોઇયે. નોકરનુ કામ નહીં. વાઈનના પ્યાલા લીધા કે સર્વે ઉભા થયા અને ગમ્મતસર પ્રમાણે મુગે મોહોડે ગ્લાસો અથડાવી સર્વે પી ઘરની બાનુઓ મોહ ધોવાનું વોશીગ બોઅલ ર ટુવાલ લઈ આવી શુ વાઇનની તારીફ કરૂ ! નરૂ અમૃત સ્વાદમા મીઠા શાકર જેવો, પણ એક ગ્લાસમાજ બન્ને બેગન અને ચચ્ચાર ખુરસીઓ દેખાડે એવો જલો ! મે મારૂ માગી ધીમેથી પુછયુ કે આ વાઇન શુ કીમતનો હશે? ઉત્તર મળ્યો ક એકેક બાટલી વગમા પચાવન માક પડે છે એટલે એક બાટલીની લાગત ૩૬૦ ફ્રાન્કના ૩૫૦૦ પીનોબી નગે ને પાનોબી મગે! એમા આપણુ કામ નહી બા

એલ્ટવીલ છોડ્યુ કે એક માઉન્ટન ટ્રેનમા બેસીને રૂડીશાઈમ ગયા આ ગેવવેનો ઢાળ જોતા પહેલ તો ધસ્કો પડે છે કે ગબ્બે માગ્યા જઇયે. આસ્સી જરૂ માળાપર ચહડતી હોય તેમ રસ્તો ચહડાણનો છે પરં ટ્રેન ખુશાલ ટહરની પેઠે ચહડી જાય છે આ ઢળાવ કેટલુ હશે મેનો એટલાથીજ ખ્યાલ આવશે કે ઉંધી ગન બેય નો સીટ ઉપર બેસાતુજ નથી ગાડીઓ પર જણીબેઇને ખુધી બનેવી છે અને પહેલી નજરે બહુજ કટર બી ડામણી લાગે છે આ ટ્રેન ઇલેક્ટ્રીક છે અને વચ્ચે વચમા વીજળીથી સળગેલા સીગ્નલ પાટા ઉપર હતો



જર્મનોની છાતી ખીજવનારો ટેકડો ફડીયાઇમ.

હીસાબ છે. રૂડીશાઈમાં ઉતરવાનું કારણ એ કે તે આખાં જર્મનીનું નાક છે.

હું એ સમજાવવાની તજવીજ કરીશ. હમણાનો જે જર્મન એમપરર છે, તે અસલ તો ફક્ત પ્રશીયાનો રાજા હતો. આ વખતે પ્રશીયા, બવેરીયા, સેક્ષની વગેરેના જુદા જુદા આપઅખત્યાર રાજાઓ હતા. પણ એવામાં આલસેસ લારેન પરગણાંઓ માટે ફ્રાન્સ સાથે લડાઇ જાગી ત્યારે બીસમાર્કે સઘળાં જર્મન રાજવાળાઓને સમજાવ્યા અને શીશામાં ઉતારયા કે આપણે બધાઓએ મળી જઇને સારી દુનીયાને હફાવવી જોઈયે, કારણ કે આપણે બધા ભાઇઓ છૈયે અને આપણા વતન માટે લડીયે છૈયે. કેટલાક રાજવાળાઓએ પ્રશીયાથી ડરીને, કેટલાકે લડાઈના આવેશમા, કેટલાકે પડોશીને બુમ પડાવવા થકી, આ ગોઠવણ કબુલ રાખી અને મહાન જર્મન રાજ્ય સ્થાપ્યું, જેનો વડો જર્મન એમપરર છે, જો કે નાના રાજવાળાઓ હજીબી પોતાની હકુમત આપઅખત્યારીથી ચલાવે છે. બચારો આસ્ત્રીયા આ જોડાણમા સામેલ થવા ના પાડી બેઠો એટલે પ્રશીયાએ તેનો ખુડદો કરી નાખ્યો. હવે ફ્રાંકો-પ્રશીયન લડાઈ તમામ થઇ અને જર્મન રૈયને માગણી કરી કે આપણી એકત્ર જીતની ઈધાણી દાખલ એક સ્થંભ ઉભો કરવો. પણ તે કયાં ઉભો કરવો? પ્રશીયા કેહ જે મારા મુલકમાં, બવેરીયાની ઇચ્છા થઇ કે મારા મુલકમાં ને સેક્ષની ગળે

પડવા લાગ્યો કે મારે ત્યાં. આખરે આખા જર્મન રાજવંશીઓની મોટી રાજસભા મળી ત્યાં ઠરાવ થયો કે એવા રાજનાળાઓની સંમતીથી એવી જગા શોધી કહાડવી કે જે સર્વેથી સરસ હોય, કોઈની ધણીઆતી ન હોય અને જ્યાં આખા જર્મનીના લોકને આવજાની સગવડ હોય આખરે સઘળાના એક મતથી આ રૂડીશાઇમનો ખડક પસંદ કરવામાં આવ્યો કે જે રહાઇન નદીની વચ્ચોવચ છે અને જે ઉપર કોઇની ખાસ સત્તા નથી હારેલા ફ્રેંચો પાસેથી જેટલી કાસાની અને લોઢાની તોપો જર્મનોએ જપ્ત કીધી હતી, તે સઘળી ગાળીને તેનો આ સ્થંભ ઉભો કરવામાં આવ્યો છે અને તે ઉપર જર્મનોની એવી જાનફેશાની છે કે દરરોજ સેંકડો લોક પોતાના બાલબચ્ચાને લઇને આ સ્થંભ જોવા આવે છે અને ત્યાં મેજબાની મચાવે છે આ નામાકીત ખડકનો દેખાવ હું આગળ આપી ગયો છું અને પાછો ખુદ સ્થંભનું ચીત્ર આપું છું :—

આ મીનારો જો કે દેખાય છે તો આવો સાદો પણ ને એટલો તો જબરદસ્ત છે કે તેને ઓતરવા પાછળ ૧૨૦૦ ફ્રેંચ તોપો ગાળવી પડી હતી એના કદનો કાંઇક ખ્યાલ આપવા થકી લખું છું કે એનો જે ઉંચો કીધેલો હાથ છે, જે ચીત્રમાં નાહાનો અને ખુદ જગા ઉપર એક સ્ટાચ્યુના હાથ જેવડો દેખાય છે તે એટલો મોટો છે કે તેનાથી એક નાનો છોકરો ઉભો ને ઉભો



જર્મન જીતનો કીર્તી સ્તંભ



જર્મનો જીતી આવ્યા ત્યારે તેઓને વધાવી લીધા તેની યાદગારીની પ્લેટ

ાલી શકે! જ્યારે પોકળ હાથ આવડો મોટો ત્યારે આખો સ્થંભ કેવડો હશે તેનો ખ્યાલ કરી લેવો. આ સ્થંભનાં તળીયાંમાં ચાર બાજુએ ચાર પ્લેટો આપેલી છે. એક પ્લેટમાં લડવા જતી વેળા જર્મન રાજવંશીઓ સર્વની છેલ્લી મુલાકાત લે છે તે કાંસામાં ઓતેલું છે. બીજામાં, જ્યારે તેઓ જીતીને આવ્યા ત્યારે તેઓને વધાવી લીધા તેનું ચીત્ર છે જે હું પાસે આપું છું.

આ ગંજાવર અને ગર્વીસ્ટ મીનારા બાબે ફ્રેંચોને ભારે દુઃખ છે. તેના જવાબમાં એ લોકે પારીસમાં એક એવોજ મીનારો ઉભો કરયો છે જેનું નામ "ફ્રાંકો-પ્રશીયન લડાઇમાં મારયા ગયલા બહાદુર ફ્રેંચ સીપાહોની યાદગારીનો સ્થંભ." આ સ્થંભની નીચે લેખ કોતરયો છે તેમાં લખ્યું છે કે

આલસેસ અને લારેન પ્રગણાં જર્મનો પાસેથી બહાદુ ફ્રેંચ પ્રજાએ જીતી લીધાં સાલ ૧૮૪૩.

---

જર્મનોના હાથમાં તે પાછાં ગયાં ઇસ્વી સન ૧૮૭૫.

---

ખોદાનું ચ્હાવું છે તો ફ્રેંચો તે જર્મનો પાસેથી પાછાં જીતી લેશે ઇસ્વી સન——

આ છેલ્લી તારીખ ઉપલા સ્થંભમાં ખાલી રાખી છે અને તે જોઇ જોઇને ફ્રેંચો બીચારા ખુશી ખુશી થાય છે કે અમે એ પાછાં લઇશું ત્યારે આ તારીખ

કોતરાવશું. મારા અનુભવ મુજબ હાલ તુરત તો કાંઈ એવી નીશાની દીસતી નથી. આ ઉપરથી મને એક રમુજી વાત યાદ આવે છે. બચારા અગાઉ એક——ના નવાબ હતા. તેમની વસ્તી કુલ પચીસેક હજાર માણસની હશે. તેવણ આખો દીવસ ભાંગ-ગાંજામાં ચકચુર થઈને ઓટલા ઉપર બેસે. તેમના દરબારીઓ તેવણને છાપરે ચહડાવે કે "અમે સાહબ. ઈંગ્રેજ ઈંગ્રેજ કયા લોક કર રહા હય? આપકી અપના ચચાકી બંદુક લેકે ઉઠે તો સબ તફરગે હો જાય." હવે આ ચંડુલી નવાબ સાહેબનો એક બાવા આદમના વખતનો ઘરડો ઘોડો હતો, જેને આખો વખત ઉભો રહીને ઝુલ્યા કરવાની આદત હતી. નવાબ જ્યારે કેફમાંથી આખ ઉઘાડે ત્યારે આ ઝુલતા ઘોડાની ગત જોઈને બોલે "હું બેટા, જરા ઠેર, અબ તેરા કામ બજાનેકા વખત આયા-હું દેખ તો સહી." એવામાં બ્રીટીશ સરકારની આખાં છ માણસની ટુકડી કોઈ દાણચોરી કરનારને પકડવા નવાબ સાહેબના મુલકને કીનારે ઉતરી અને બંદુકના એકાદ બે બાર કીધા કે નવાબ સાહેબ બીદાર થયા અને ભડકીને બોલ્યા. "અબે—યે ક્યા"—થરરર–થરરર—થવા માંડ્યું કે નવાબ સાહેબ પછવાડે કાંઈ અગત્યનાં કામ સારૂં દોડ્યા, ને હજી આવે છે.




વીસબેડનનું પાદશાહી હોટેલ કયસર હોફ.

## પ્રકરણ—૧૮ મું.

એકાદ આગલા અંકમાં હું વીસબેડનના હોટેલની સંખ્યા અને સામગ્રીની તારીફ કરી ગયો છું. જેમ આપણા હીંદુસ્તાનમાં મુંબઇ શેહેર હીરો ગણાય છે તેમ પૃથીયાની સલતનતમાં વીસબેડન એક ઝળકતો હીરો છે. ત્યાં ભુખે મરતાંઓનું કામ નથી, લુચ્છા ચોરાટીઆઓનું મુકામ નથી. જે કોઇ આવે છે તે ખીસાં તરવાળો હોવો જોઇયે. ત્યાંના હોટેલોનો ખ્યાલ આપવા માટે એક ચીત્ર મેં તૈયાર કરવા આપ્યું હતું તે વખતસર હાથમાં ન આવ્યાથી હમણા આપું છું.

આ ચીત્ર ખાસ ફોટોગ્રાફ ઉપરથી ઊતારેલું છે એટલે એમાં સરાહગાતની જાત નથી. જરા એનો બગીચો તો જુઓ. દરેક રહેવાસીઓને માટે એમાં જુદા જુદા મારબલ બાથ લગાડેલા છે. બીજા પોંચખાનાઓની પેઠે એક જણ નાહી ઉઠયો કે તેજ ટબમાં બીજો નાહવા જાય તેમ નથી. એક બેસવાનો ઓરડો, એક સુવાનો ઓરડો, એક મારબલ બાથ અને એક જાજરૂ સર્વે દરેક જણને જુદું. પણ દામ? બોલોજ ના. દામની વાત કરશો તો કયસર-હોફમાં રહેવા પામશો નહીં.

જો વીસબેડન જાઓ તો પાસેજ ફ્રાંકફોર્ટ છે તે જોવાને ચુકશો ના. ફકત સવાસો મૈલનો કુદકો છે ને.

ક્વાક દોઢમા લઇ જઇને નાખે છે આવતી જતી દર ક્વાકે ટ્રેન છે એટલે સનારના જઇને સાજના પાછા પુશાવ આવી પહોચાશે અમે ત્રણ મીત્રો ફ્રાંકફોર્ટ પોહોચ્યા એટલે કકડીને લુખ એનો તો ગવમો કર્યો કે જોનાનું એક બાજુએ ગખી જોભગના સારૂ પહેવાન રેસ્ટોરામા પેસ ખાણાની વર્દી આપી પણ અજાયબીઓની અજાયબી? હોટેલનાળાઓ આત્રથી તેન દોડધામ કરે અને ગુચનાયા કરે પા ક્વાક ગયો, અરધો ક્વાક ગયો પણ ગન્કનુ ઠેકાણુ નહી મળે, ને પેટમા તો જુવનગાર કરન તો ધરયો ધરાય નહી આખરે એક જણે લાવીને સાને એક નોટુ પાટીઉ મુક્યુ જે ઉપર બગડાના છગાડા જેવુ જર્નન ભાશાના કાઇ લખ્યુ હતુ એ શુ? અમે જ્યારે પાચ આગળા સાથે કરીને હોર સાથ લગાડી ખાનાનુ માગનાની નીશાની કરીએ ત્યારે તે એક આગળુ લાબુ કરીને આ પાટીઉ બતાવે આ પ્રમાણે મુગા બેહેરાનો નાચ થોડીક્વાર ચાટચો એટલે અમારી ધીરજ ખુટી ફફડી ચરકીને અને બહાર નીકળ્યા અને એક ઈંગ્રેજી બોલનારને શોધી કહાડયો

"પુછની આ ઓડાનીને, કે ખાનાનુ કેમ લાનતો નથી? ને આ પાટીઆપર શુ લખેલુ છે?"

"અહસ્યો, તેપર તો એન લખ્યુ છ કે આ જગાએ યાહુદી ધર્મનાળા માટે ખાણુ આપનાના આનશે નહી"

ઓત્તારી! ઝાલાસનો ખાધો પહેલાંથીજ લસી મુઓ હતે તો આ પ્રમાણે તોવાયા કરતે નહીં. અમે હસી પડીને સમજાવ્યું કે અમે યાહુદી નથી પણ પારસી છીયે.

"હું—હું—પારસી—કાંહાંથી અમેરીકાથી આવ્યા કે? તમારૂં વતન કેનેડા તરફ હશે?"

ઓ પારસી બીરાદરો, તમે ખાંડ ખાઓ છો કે અમારાં નામની તો મોટી પ્રખ્યાતી છે કે 'પારસી' નું નામ સાંભળતાંજ સર્વે હબકી જશે. પણ સુઝમાં રોજા ખોલતા ના. યુરોપના ૧૦૦ જનમાથી ૯૫ જન હીંદુસ્તાન કયાં છે તેબી જાણતા નથી! પણ અમે યાહુદી નથી એટલીજ ખાત્રા મળી કે જાદુઈ ઝડપથી ખાણું આવી ઉભું. હવે મને યાદ આવે છે કે "જ્યુ" યાને યાહુદીને નામે યુરોપમા નવાઇ જેવી સુગ છે. ખુદ લંડનમાબી યાહુદીઓના મોહોલાજ જુદા છે. વીએનામાં સર્વેથી મોટો રોજગાર યાહુદીઓના હાથમા છે અને તેઓ ઘણાજ માતબર છે પણ 'સોસાયટી'માં તેઓ દાખલ થઇ શકતા નથી. વીસબેડનમાં બીજાં હોટેલામાં યાહુદીને લેતા નથી. તેઓનાં રેસ્તોરાંજ જુદાં છે. પણ યાહુદી ઓળખાય કેમ? તેઓની એક મશકરી છે કે તેઓ કાંદા ખાય છે અને તેમનાં મોહ હંમેશ ગંધ મારે છે.

પણ હવે જરા ફ્રાંકફોર્ટની ખબર લઇએ. બહુજ રળીઆમણું શેહેર! વેપાર વણજમાં મુંબઈને તો કોણ

જાણે ક્યાં હાવાં ખીસામાં ઉતારી દે. ઘોડાની ગાડી તો નજરેબી નહીં પડે. બધો સુમાર ઇલેક્ટ્રીક ટ્રામ ઉપર. ટેલીગ્રાફ પહોંચાડનારા છોકરાઓ ઇસ્કી કસ્બી પોશાક પહેરીને સાઇકલ ઊપર તાર પહોંચાડવા આનથી તેમ દોડે તો જાણે આપણી નજર ઠરી જાય. ત્યાં વેપારની શું ઝમક છે તેનો એકજ દાખલો આપું છું. એક દુકાનમા જઈ મેં એક ફ્રાનસની જોડી ખરીદી પણ પછી યાદ આવ્યું કે એને લઈ જવાની માથાકુટ કોણ કરે? મારી મુન્જવણ સમજી જઈ દુકાનની માલેકણે ખોલાસો કીધો કે તમારે એ વીશે ચીંતા કરવાની કશી જરૂર નથી. તમારૂં આદરેસ આપો અને ઘર બેઠાં તમને સામાન પુગશે.

"પણ હું તો વીસબેડન રહું છું. જે અહીંથી સવાસો મૈલ છે?"

"સવા હજાર કાય નહીં હોય—તમે માલ લીધો તે તમને પહોંચાડવાની અમારી ફરજ છે."

ડબા રૂપીયાના માલ સારૂં સવાસો મૈલ માણસ આવે ને પાછો જાય ને એક પૈનો ખરચ આપણે માથે નહીં!

જેમ વીસબેડનમા મ્યુઝીકનું ઘેલાપણું તેવુંજ અહીં-બી જાણવું. જેમ કીરીસતાઉ કરી ચાવલબી ભાગી તુટ્રી વાયોલીન હાથમા લઈ ટી ટ્રી તુ તુ કરે છે તેમ જર્મનીના એકબી જણ એવો નહીં હશે કે જેને મ્યુઝીકની આવડત



બર્લિનનું નામાંકીત સેન્ટ્રલ હોટેલ.

ન હોય. મારા વાહાલાઓને કાંઈ બીજો કામ ધંધોજ સુઝતો નથી. સહવારના બેંડ, બપોરના બેંડ, રાતના આપેરા ચાલુ ને ચાલુજ. આઠ આઠ નવ નવ વરસની પોટ્રીઓ વાગનર ને ચાપીનના મુશકેલ રાગડાઓ વગાડે અને સમજે! નાહના નાહના બટર બીસકીટ જેવડા પોરીઆઓ લાગલી પેનસીલ કહાડીને મ્યુઝીકના 'પીસ' લખી કહાડે. એ લોકમાં મ્યુઝીકનો કાંઈ અજબ શોખ છે. તે ક્યાથી પેદા થયો અને આટલી હદ સુધી કેમ વધી ગયો તે હું હજી સુધી સમજી શકયો નથી.

વીસબેડન છોડ્યું, ફ્રાંકફોર્ટની ભેટ લીધી કે ચાલ્યા બર્લીન! બર્લીન! મને અગાઉથીજ કહેવામાં આવ્યું હતું કે યુરોપમાં લંડન, પારીસ, બર્લીન, વીએના અને રોમ જોયું કે આખું યુરોપ જોયું એમ સમજવું—કારણ કે સર્વે વેપારનો મહીમા, પાપના ભંડાર, સવાબના સાગર, વીદયાની વખાર આ પાંચ શેહેરોમાંજ સમાઈ ગયલાં છે. આહ! બર્લીન બર્લીન! વીસ લાખ માણસની વસ્તીનું નવું હીરાદોર જેવું શેહેર! આખ્ખાં જર્મનીની રાજધાની! ફ્રાંકો પ્રશીઅન લડાઈની બોલબાલા પેહેલી નજરે અહીંજ નજરે પડે છે. પહેલાં તો આ શેહેર કુછ બીસાદમાં ન હતું પણ ફ્રાંસ સાથે જીત્યા કે ગંજાવર દંડના પૈસા મળ્યા અને માર્યા ગયલા સોલજરોનાં કુટુંબોને તીલ્લોરી થઈ કે બર્લીન કુદકે ને ભુસ્કે વધવા માંડ્યું છે અને લંડનને કોઈ દહાડે ટક્કર મારે એવી ધાસ્તી

રાખવામા આવે છે તે ખોટું નથી યુરોપનું આ પહેલ વહેલુંજ પાયતખ્ત શેહેર જોઈને હું તો ભખગાઈજ ગયો સારૂ થયુ કે ત્યા વસતા એક જરથોસ્તી બીરાદરને અમારા આવવાની આગમજથી ખબર આપી હતી એટલે તેઓની મદદથી હારકા ઠેકાણે પડયા

મને મુબઈથીજ ખબર મળી હતી કે બર્લીનની યુનીવરસીટીમા આપણા તરફની ભાશાઓના પ્રોફેસર વાછા આજ અગીઆર વર્ષ થયા ત્યા રહે છે અને સારી ઈજત ધરાવે છે મારા આવવાની આ સાહેબને અગાઉથી ખબર મોકલેલી હોવાથી તેઓ સ્ટેશન ઉપર લેવા આવ્યા એ બાપરે, હરેરે કયા જાય છે! જર્મન શાહનશાહની ઢબના મુછના આકડા વાળેલા, આખે આઈગ્લાસ, ફ્રાક કોટ, ટાપ હેટ, કીડ ગ્લવઝ! મારીઆ હાર! વાર્ જરથોસ્તીઓની બોલબાલા! પાગ્કા મુલકમાબી નામ રાખે છે ખરા મી० વાછાને કોઈ દેશી તરીકે જાણેજ નહી જર્મન તો એક જનનેવા જર્મનની પેઠે બોલે છે રહે છે પણ પોતાના દરજાને મળતી રીતે. ઘણા લાયકીવાળા, ઘણા ઉપયોગી અને બહુજ હર્ખથી આપણી આગતાસવાગતા કરવાવાળા, તેના ફેર નહી. હું એમની અને એમના કુટુબની વીગત આગળ આપીશ. તેટલા પહેલા હોટેલના તો જઈયે

બવા આદમી પ્રોફેસર વાછાએબી ઠરચ જેટલુ હોટેલ શોધી કહાડયુ. અમયા આગળીપર ગણાય એટલા



બર્લીનના પારસી પ્રોફેસર મી૦ અરદેસર
અને મીસીસ વાચ્છા



૧૨૦૦ ઓરડા! ઉપર જવા સારૂં છ સાતેક ઈલેક્ટ્રીક લીફ્ટ હશે. કીંમત ઓરડાની ૬ માર્ક—સાડાચાર રૂપીઆ. મારો સામાન લીફ્ટમાં ઉપર જાય છે તેટલા જરા દમ ખાવાની જરૂર છે. કારણ કે બર્લીનની ઝાકઝમાલથી દમ બંધાઈ આવ્યો છે.

---

## પ્રકરણ—૧૯ મું.

જો મારૂં કહ્યું માનો તો યુરોપ જાઓ ત્યારે બર્લીન જોવા વગર રહેશો ના. કામકાજ, ધામધુમ, ખાણીપીણી, વીદ્યા, હુન્નર, ખુબસુરતી, પાપ, સવાબ, સર્વેમાં બર્લીન નંબર પહેલે આવે એમ હું માનું છું. તમે સહવારના આઠ વાગતાથી રખડપટી કરવા માંડશો ને રાતના બાર વાગ્યા સુધી ટાટીયા તોડશો તોબી છ મહીને બર્લીન પુરૂં જોઈ શકશો નહી. પણ ખીસા ઉપર સદા હાથ દાબેલો રાખજો કેમ જે પૈસા કેમ ચટણી થઈ જાય છે તેનો હીસાબ રહેતો નથી. વળી હોટેલોમા ઉતરો ત્યારે પહેલાથી સાફ સાફ બોલી કરી ઉતરવાની હુ સલાહ આપું છું, કારણ કે બચારા જર્મન હોટેલવાળા જરા લોબા બટાક છે અને સરવાળામા હમેશ ચુક કરવાની તેઓને આદત છે. માત્ર નવાઈ એટલીજ છે કે સરવાળા હમેશ પોતાના લાભમા વધતાજ લખાઈ જાય છે. કોઈ દહાડે પાન પાવલો ચુકી દઈને ઠગાતાં નથી! હું પોતે

એક રમુજી દાખલો આપી મારી બર્લીનની હુમાનોગ્નો સુંદર સફર શરૂ કરીશ.

પહેલે દહાડાથીજ બધું પટ્ટી નક્કી કીધું હતું. હોટેલના ઓરડાના ૬ માર્ક, ટીફીન ૩ માર્ક, ડીનર ૪ માર્ક, ટી એક માર્ક, ઈત્યાદી. ખાકસારે જોયું કે હવે બધો પાકો બંદોબસ્ત છે એટલે હસ્તે ચેહરે મોટાં ગંજાવર દીવાનખાનામાં જમવા ઉતરયા. ઉપર ગેલરીમાં બેંડ વાગી રહેલુંજ છે, હજારો ઈલેકટ્રીક બતીઓથી બધું ઝળઝળ થઇ રહેલું છે, વેટરો ખુબ ઇસ્કી કપડામ ટસ ટસ થઇ રહયા છે. હું અને એક મીત્ર જમવા બેઠા. હેડ વેટર ઘણો નમાનો હતો—તે સુરળી વાણીએ ખલાસ થયા પછી ઘણી નમનતાઇ સાથે ફ્રુટની એ ડીશ લાવ્યો. માંહે ટજનેક પીચ હતા. પાચગણીથી સાધારણ પીચ આવે છે તેટલાજ કદના હશે. પીચ મારે મનથી ઘણા સાધારણ હોવાને લીધે, તેમ વળી ટગારચીમ ઝાઝું ટરેલું હોવાથી પેટડું તણાઇ રહેલું હતું એટલે મે ના પાડી. પણ વેટરે આગ્રહ કરયો, "સાહેબ, જરા ચાખી જુવો, ઘણા સારા છે." કેવો નમાનો વેટર! પોતાના હોટેલમા ઉતરેલા પરોણાએ માટે કેવી કાળજી! તેને રાજી રાખવા મે એક પીચ લીધુ અને ખાધું. મને જોઇને મારા મીત્રે પણ એક સફાદ કીધું. જયારે બીલ આવ્યું ત્યારે ઉપલા બે પીચના ૧૬ માર્ક માડેલા! પોણાચાર રૂપીઆનું એક પીચ!! (ુ

ખવાડતો મરે! હું ધારૂંછ કે ધાસ્તીને મારે આ પીચ પેટમા અટવાઇને સોનાનો લુગદો થઇ ગયું હશે. મેં ઘણીબી રકઝક કરી પણ ફોકટ! કાન ચીમટી અને મુછમા હસીને મુગા બેઠા પણ બાપુ કાઇ ઘડી ઘડી એમ સપડાઈશું નહી એવી જર્મનોને ખાત્રી આપવાની જરૂર નથી.

મારે કહેવા વીના ચાલતુ નથી કે જર્મન ખાણું મારે ગળે ઉતરતુ નથી મોટી ઘંટીના પૈ જેવા ગોસ્તના ટીસચા ઉપર એ લોકનો બહુ ચાહ છે. એ મુલકમા મરચા કોઇ જાણતુ નથી, આદુ વાપરતુ નથી, ગરમ મસાલો સમજતુ નથી, સરકો ચટાકો જોઈ એ લોક બીયે છે—માત્ર ફીકા ફ્ચ ગોસ્તના ધેકસાથી હોજરૂં ભરી જાણે છે આહ! મુબઈ છોડ્યાને ત્રણ મહીના થયા તોબી ચાવલનો એક દાણો નહી! ઓ પ્યારા ધાનશાક, ઓ છાતીમા શોર પડે અને મોહમા પાણી છુટે એવી કદરદાન કચુબર, ઓ મારા આખમા પાણી ઝળઝળાવનારા કેળાના રાઈતા! તુ કયા છે—ઓ કયા છે! અરે યારો કોઇ વાર એવુ થાય કે મ્યુઝીયમ ગયા મસાણે, ને બગીચા ગીયા દોજખમે—લાવ મારી માનીતી કરીચાવલની ડીશ! ધાન દાળ અને પારસીને હાથનો બનાવેલો ખાટટો છમણાનો પાટીઓ—આહ! આહાહાહા! હમણાંજ મોહમા મોળ આવે છે, નો વીલાયતમા કેન થતુ હશે તેનો કાઇક ભાસ હવે તમને આવશે મારા

ભલા મીત્ર પ્રોફેસર વાછા અને તેમનાં લાયકીવાળાં મોહોરદાર આગળ રમુજમાં મેં આ મારૂં સંકટ જાહેર કીધું. તેઓને દયા આવી કે શું, કે મને ત્રીજે દીને જમવાનું ઇજન કીધું. ખુશાલ મેજ ઉપર બેઠા કે એક જર્મન કુટડી હાથમા ડીશો લઇને દાખલ થઇ. ઓ પેદાના કરનાર! ઓ મારા દાણાવાળા ખીમજી વનુ પેરાજના આત્મા! શુ કહું! ધાનશાક ને મોટા ક્વાબ! બાપ માગ—શું દબુસા મારયા! પેટ ફાટ ફાટ થાય એમ ખુંદયુ બચારા આ જોડાએ મને રાજી રાખવા થકી એક જાતનો આખો અનાજ મંગાવીને તેના ચાવલ બનાવ્યા હતા અને કોઈ નવીજ તરાહની દાળ મંગાવીને પોતાને સુંદર હાથે બોટા સાથની દાળ બનાવી હતી. આ ઠેકાણે મી૦ વાછાના ભુલકાઓની થોડીક યાદ કરૂં છું.

આ બચ્ચા બર્લીનમા જનમેલા છે. મા બાપ બને સુદ્ધ પારસી છતે એક હર્ફ આ ભુલકાઓ ગુજરાતીના જાણતા નથી. બધી વાત જર્મનમાજ કરે છે. મારી સાથ વાત કરવા અને મારા વીચાર જાણવાને તે લોક એટલા ઇંતેજાર હતા કે આગાળથી ખસતા ખીસે નહી. મને "ઓકલ" એટલે કાકાજી કરી બોલાવે અને હું તેમના માતપીતા સાથે ગુજરાતીના વાત કરૂં ત્યારે કાન ધરીને સમજવાની તજવીજ કરે અને આ નાનકડા જર્મન પારસી બચ્ચાઓ જોઈને બહુ રમુજ મળી હતી. મીસીસ વાછાબી



વાચ્છા ચીકીનો.

જર્મનીમાં જન્મેલાં, ગુજરાતીનો એક
હર્ફ નહીં જાણનારાં પારસી બાળકો.

ભલા મીત્ર પ્રોફેસર વાછા અને તેમના લાયકીવાળાં મોહોરદાર આગળ રમુજમા મે આ મારૂ સંકટ જાહેર કીધુ તેઓને દયા આવી કે શુ, કે મને ત્રીજે દીને જમનાનુ ઈજન કીધુ ખુશાલ મેજ ઉપર બેસ કે એક જર્મન છુટડી હાથમા ડીશો લઈને દાખલ થઇ ઓ પેદાના કરનાર! ઓ મારા દાણાવાળા ખીમજી વનુ પેરાજના આત્મા! શુ કહુ! ધાનશાક ને મોટા કવાબ! બાપ ગ્ગ—શુ દભુમા મારયા! પેટ ફાટ ફાટ થાય એમ ખુદયુ બચારા આ જોડાએ મને રાજી રાખવા થકી એક જાતનો આખો અનાજ મગાવીને તેના ચાનવ બનાવ્યા હતા અને કોઈ નવીજ તરાહની દાળ મગાવીને પોતાને સુંદર હાથે બોટા સાથની દાળ બનાવી હતી આ ઠેકાણે મી૦ વાછાનાભુલકાઓની થોડીક યાદ કરૂ છુ

આ બચ્ચા બર્લીનમા જનમેલા છે મા બાપ બને શુધ્ધ પારસી છતે એક હર્ફ આ ભુલકાઓ ગુજરાતીના જાણતા નથી બધી વાત જર્મનમાજ કરે છે મારી સાથ વાત કરવા અને મારા વીચાર જાણવાને તે લોક એટલા ઈંતેજાર હતા કે આગળથી ખસતા ખીસે નહી મને "ઓંકલ" એટલે કાકાજી કરી બોલાવે અને હુ તેનના માતપીતા સાથ ગુજરાતીમા વાત કરૂ ત્યારે મન ધરીને સનન્વાની તજવીજ કરે મને આ નાનકડા જર્મન પારસી બચ્ચાઓ જોઈને બહુ રનુજ મળી હતી મીસીસ વાછાએ

જર્મન સારૂં બોલે છે. સારાંશ કે ફક્ત ધર્મ સીવાય બધો માસલીન્જ જર્મન થઇ ગયો છે.

પણ વળી પાછો મને પેલા પાચ માર્કવાળા પીચનો હાફરો ચાહડી આવ્યો છે એટલે ખાધા પીધાની બીજી કેટલીક વીગત આપું છું. જેમ ત્યા મોટા હોટેલોમા 'ચાસ' જબરી છે તેમ વળી શેહેરમા જગેજગ 'ઓટોમેટીક' હોટેલો સ્થાપ્યા છે. તે એવી રીતે કે ત્યા જાઓ, ખાઓ, પીઓ, પૈસા પગાર કરો પણ વેટરની જાત નહીં! તમે કદાચ પુછશો કે આમ બનેજ કેમ? જુઓ તેનું વર્ણન બહુ રમણીય છે અને તે હું મારી યથાશક્તી મુજબ આપીશ.

ફ્રેડ્રીક સ્ટ્રાસે નામના પાદશાહી રસ્તા ઉપરના એક આવા હોટેલમા હું દાખલ થયો. દરવાજા ઉપર કોઈ મુવું જીવતું હતુંજ નહી. દીવાનખાણું સુમારે ૫૦૦ ફીટ લાબું અને ઉપર વીજળીના શાડલીઅર લટકાવેલા. રાતનાબી દીસાદીસ જેવું ઉજરડું પણ નોકર એક બી નહી—કોઈ ના પુછનાર કે ના પરછનાર. જમણી ગમ અને ડાબી ગમ ઇલેક્ટ્રોપ્લેટની ગજાવર ચકચકતી દીવાલો ઉપર સુંદર કોતરકામ કીધેલા. જમણી ગમ પાસે પાસે ખંગો ઉપર કોતરેલું કે મ્યુનીક બીઅર, બવેરીઅન બીઅર, ચેરી બ્રાડી, પોર્ટવાઇન, લીસબન વાઇન, ઇત્યાદી. જે પીવાની મરજી હોય તે ખંગ આગળ ઉભા રહીને પાસેજ રૂપેરી ખુંટીઓ ઉપર સેંકડો ટંબલરો લગાડેલા તેમાથી

એક કડુાડી જમણા હાથ આગળ એક પંપ મુકેલો ને ઉપર દાબ્યો કે છરર દેતું પાણી ઉડીને ટંબલર ધોઈ કહાડે. પછી તે અંગ આગાળની ચીરણમાં ૧૦ ફેનીંગ (પાચ દોઢીઆ) નો કલ્લાઇનો સીકકો નાખો કે તમારા હાથમાનું ટંબલર બીઅર અથવા જે માગો ને વાઈનથી ભરાઇ જાય. કોઇનેબી પુછયા પરછયા વગર પીને ચાલ્યા જાઓ. નહીં બીલ કે નહીં વેટરને બક્ષીશ, નહી શરાફ કે નહી શેહોર! વળી નાપાકના ખાધેલાઓએ કેવી કળા કીધેલી તે જુઓ. કલ્લાઇનો સીકકો ઘસાયલો કે હલકો હોય તો ચીગણમા નાખતાને વાર તરાફ દેનો પાછો ઉડીને આપણા અંગ ઉપર પડે. સમજો કે કોઇ પાસે દશ ફેનીંગનો કલ્લાઇનો સીકકો છુટો ન હોય તો તેનોબી મુઝાફો નહી એક બીજાં સ્ટાંડ આગલ જઇને માર્કનો સીકકો ચીગણમા નાખ્યો કે ગ્રપ કરતી દશ કલ્લાઇના સીકાની ઢગલી પોતાની મેળે તમારી આગળ આવીને પડે. હવે સમજો કે મન ભાવનો બીર કે દારૂ તમે પી રહયા અને પેટમા પોપટી પડી કે ડાબી તરફની દીવાલ ગમ જવાનું. ત્યા લખેનુ કે "સારડીન, બ્રેડ એન્ડ બટર——હેમ સેન્ડવીચીઝ–ચીઝ ટોસ્ટ–કેક–પેસ્ત્રી–બ્રેડ બટર એન્ડ પોટેટોઝ–ઓમલેટ" વગેરે હમા ચીજ જુદા જુદા ખગ ઉપર જણાવેલી. જે ડીશ ખાધાની મરજી હોય તે ખંગના ચીગણમા સવા આનાનો સીકકો નાખ્યો કે લાગલી ટપ ટપ કરતી એક નાની રકાબી આવીને પોતાની



"ઓટોમેટીક" એટલે નોકરો વગરનું હોટેલ

મેળે ખડી રેહે. ચમચા કાંટાઓ ત્યાંજ પડેલા એટલે જોઈએ ઉભા રહી ખાઓ, જોઈએ બેસીને ખાઓ. જાપાનીઝ કાગલના તુવાલો ત્યાંજ નાખેલા તેથી હાથ લુછીને ચાલ્યા જાઓ એક ડીસથી નહીં ધરાઓ તો બીજા ખંગ આગળ જઇ બીજું કઇ ટ્રાઈ કરો ફકત સવા આનાની રમત! જેઓ વાણી જોઈએ તે સવા આનો. માત્ર આમલેટ, પોટેટોઝ, બટર અને બ્રેડની ડીશના દશ દોઢીઆ. આ ડીશ માટેનો મારો પોતાનો અંગત અનુભવ આપીશ એટલે વાચનારને વધારે ખુલાસાથી સમજ પડશે. ખંગ આગળ એક પ્લેટ મારેલી હતી કે આમલેટ માટે મેહરબાની કરી ત્રણ મીનીટ થોભવું પડશે. હા, આપણે કયા ના છે? લાલા લાખ, તો કહે સવા લાખ! કયાં હુંડી વટાવવા જવાના હતા? કલ્લાઇના બે સીક્કા નાખ્યા કે દપ દેતો એક પીતલનો ટુકડો આવીને મારી આગલ પડ્યો. આ કકડા ઉપર કોરેલું હતું કે ત્રણ મીનીટ થોભવુ અને ઘાટૂડી વાગે ત્યારે આ ટુકડો પાછો ચીરાણમા નાખવો. બરાબર ત્રણ મીનીટે ટીગ ટીગ ચંગ વાગ્યો કે મે ઉપલો ટુકડો પાછો તેની જગ્યામા નાખ્યો—એટલે ગડગડાટ ધામધુમ કરતી એક મોટી પ્લેટ ઉપરથી ઉતરી આવી પોતાની મેળે મારી સનમુખ ઉભી. તેમા એક ખાસ્સો મોટો આમલેટ, બે પાઉની કાતરી, એક માખણની લુગદી, ચપટી મીઠું, એક છરી અને એક કાંટો સફાઇથી ગોઠવીને મેલેલા હતા. આમલેટ તરતનોજ બનાવેલો

એટલે ગરમ આતશ જેવો હુનો કાળા માથાના માનવીની
અક્કલ ઉપર આફ્રીન કરી આ ડીશ દબાવી ખીસામા
હાથ ઘાલી આગળ ફરતા જણાયુ કે એક ખગ આગળ
ચીગણના પાચ પૈસાનો સીક્કો નાખીયે તો આઈસક્રીમ,
બીજાના ગરમ ચા, કાફી, દુધ વગેરે જે માગો તે હાજર!
સીક્કો નાખતા ફરૂર ફરૂર આઇસક્રીમ ગલાસમા ભરાય
તે જોવાથીજ માગ તો પૈસા વળી ગયા એવુ ચોક્કસ
કામ કરેલુ કે ગ્લાસની ધારોધાર સુધી આઇસક્રીમ
ભરાય એક ટીપુ વધતુ ન આવે આ જાતના ઓટો-
મેટીક હોટેલોની નોખી ખુબી તો એકે દોડધામમા કયે જવુ
હોય, ઘણા પૈસા ખરચવા વગર અથવા ડ્રેસ કરવાની
માથાઝીક વગર પેટ ભરીને જમવુ હોય તો જે ઘડીએ
માગો તે ઘડીએ તૈયાર કોઇ સાથ તકરારજ નહી
કે કોઇને પૈસા આપવાના નહી એકાદ બે બીરના
ગલાસ પી ડાબી બાજુએથી બે ત્રણ ડીશ ચાખી અને
ઉપરથી ચાનુ કપ કે ચેરી બ્રાન્ડીનુ ગલાસ લગાવ્યું
કે ખાણા પીણા સારે તનાર ડીનર આઠ દશ આનામા
ખલાસ! આ ઓટોમેટીક હોટેલો નીકલ્યાથી લોકને એટલી
સગવડ થઇ ગઇ કે કંઇ અચ્છુ બેન્ડ વાગવાનુ હોય
યા કોઇ સારો ઓપેરા હોય ત્યારે આસપાસના ગામોમાથી
ખાડીબંધ ટ્રેનો ભરીને હજારો લોક બર્લીનના આવે
રંગના ગમવાનુ તો બીસમીલ્લા! હજારો લોક આ
ઓટોમેટીકના જાય અને ઉભા ઉભા ટપોટપ ઉડાળા

મારીને પોતપોતાને કામે નીકળી જાય. થોડી મુદતમાં આ ઓટોમેટસ એટલાં માનીતાં થઇ પડયાં કે લખો રૂપીઆની થાપણવાળા હોટેલવાળાઓ ગભરાયા અને તેઓએ જાહેરખબરો તથા હેંડબીલો મારફતે ઇસારાઓ કરીને પ્રજાના કાન ભંભેરવા માડયા કે "સંભાળજો, પહેલાં સસતું તે સદા મોઘું. તમો શું ખાવો છો તેની ખબર કહાડજો. ડાકટરોનાં બીલ પગાર કરવાના પૈસા છે કે" ઇત્યાદી. આ પ્રમાણે લખીને તેઓ અસેમસે લોકને એમ સમજાવવા માગતા હતા કે ઓટોમેટસમાં ગોસ્ત, માખણ વગેરે જે ખોરાકી આપવામાં આવે છે તે બધું રાઉસ છે. પણ બન્ને બાજુ જાતે જાત એક એકને પુરી પડે તેવી હતી. ઓટોમેટસના માલેકો જેઓનું એકેક એસટાબ્લીશમેંટ દશથી પંદર લાખ રૂપીઆનું ગણાય તે કંઇ આવા ધુંજારાથી દબીને ચુપ બેસે? તેઓએ શું ઉલટી બાજી ખેલી તે જુઓ! બર્લીનમાં ગોસ્ત બાહાર દેશાવરોમાથી મંગાવનાર વેપારીઓ—લખો રૂપીઆના માખણ અને ચીઝના સપલાયરો—જેઓ ઉપર આખાં બર્લીનનો વીશ્વાસ તેઓની સાથ કંત્રાકટ કીધા અને દરરોજ તેઓની સહી સાથની આરસી દરેક ખંગ ઉપર મારેલી કે "અમે જામીનગીરી આપ્યે છીયે કે આજે ફલાણી તારીખે આ ઓટોમેટમાં આટલા હજાર પાઉંડ પહેલા નંબરનું ગોસ્ત અથવા માખણ અથવા જે કાંઈ હોય તે અમોએ

સપલાઇ કીધુ છે” આટલુંજ કરીને ઓટોનેટનાળા ચુપ બેસ નહી તેઓએ લાખ્ખો રૂપીઆ ખરચીને જાહેરખબરો તથા હેંડબીલો પ્રગટ કરવા ચાનુ રાખયા કે “ડરશો ના, એ તો સાકાના ગાઉં છે અનારી તો સર્ટીફીકેટો ખુલ્લી છે પણ હોટેલોના બબરચીખાનાના કઇ જાતના ગોસ્ત હુદાય છે તે તો અમેજ જાણ્યે છીયે—” ઇત્યાદી ઇત્યાદી કેમ? વાચનાર બીરાદર, આ ઓટોમેટસનો હેવાલ કેમો લાગ્યો? રોહરીયાર આરસતાની મેવા પગ યા ઇગાનીની નાખથી બનતી આઇસક્રીન અને ધાનશાકની ભેળનભેળના બાહુકાટનાળી દુકાનને આ કાંઇ મળતુ આવે છે કે નહી?

---

## પ્રકરણ ૨૦ મુ.

બઇજી જાગીરસા જામે જમસીદવાગ,

બઈને લખનાનુ કે મોદીમાનેથી નારસેવસ જે તમો લખોચ તે અખાડીનાના બે વાર આપો તો સુ છે નરૂ? ને નહી તો બા જગ વધુ આપો તો કેન? આસા રાખુંચ કે નારૂ ખુદા નનીમનુ કેહેનુ પ્હેણ કરવાની કુરપા કરશો બા

આ. છીવનઈ ઈસબગોલ.

ઇસતમઓલ તારીખ ૩૨ મી

વારૂંજી, જેમ તમારો હુકમ. હવેથી જરા જરા વધારે મરી મરચાંનો મસાલો ભભરાવીને તતરાવેલો ચટાકો આપતા જઇશુંજી.

બીજો એક "દીલચશપ' પુછેછ કે "ગયા અંકમાં તમોએ ઓટોમેટીક હોટેલનો જે અતીશે રસીલો ચીતાર આપયો તેમાં લખોછ કે વેટરો તો હતા નહીં, ત્યારે અમારી કલબમા મોટી તકરાર ઉઠી છે કે ખાણાંનાં ખરડેલાં વાસણનું શું થતું હશે અને તમે દાખલ થયા ત્યારે કાઇ મેલાં વાસણ અહીં તહી પડેલા હતા કે ?"

સવાલ ઘણો દરોબસ્ત છે. હું દાખલ થયો ત્યારે કાઇ વાસણો તો પડેલા નજરે પડયાં નહીં, પણ હું ધારૂંછું કે ઈલેકટ્રો-પલેટની દેવાલમાંથી છુપા છીદ્ર વાટે કોઇ તપાસ રાખ્યા કરતું હશે, અને જ્યારે કોઇ ન હોય ને લાગ ફાવે ત્યારે એકાદ બે માણસ ઝટ બહાર નીકળી આવીને રકાબી પ્યાલા ઉપાડી જતા હશે. પણ આમ તમે ઉપરાસાપરી પરીક્ષા લેવા માડશો તો ગાડું આગળ કેમ ચાલશે ?

આ ઓટોમેટના સંબધમા જર્મનોએ તો અવધીજ કીધી છે. રસતામા એકાદ પોસ્ટેજ સટાપની જરૂર પડી કે ખુણે ખુણે ઓટોમેટ સ્થભ ઉભા કીધેલા ! ખીસામાંથી

બે ફેનીંગ (દુકાની) નો ત્રાંબાનો સીક્કો ચીરણમાં નાખો કે ૬૫ દેતી એક પોસ્ટની ટીકીટ નીકળી આવેલીજ છે. તેજ પ્રમાણે પોસ્ટ કાર્ડનુંબી સમજવું. દુકાનપર લેવા જવાની કંઇજ જરૂરતજ નાહીં. ત્રણ દમડી નાખી કે પોસ્ટ કાર્ડ લઇને ચાલતા થાઓ. બર્લીનમાં જે સર્વેથી મહાભારત અને બોહોળા ખપનું ન્યુસપેપર છે તેનું નામ "ટાગે બલાટ" છે. તેની ફક્ત દરરોજ ત્રણ લાખ કાપી ખપે છે. આ પ્રેસના સંબંધની રમુજી વીગત હું હવે પછી આપીશ. તેટલા એટલોજ ટચકો કરૂં છું કે આ પત્ર શેહેરમાં છુટક વેચનારા નથી. જગેજગ ઓટોમેટ ઉભા કીધેલા અને ઉપર લખેલું કે 'બીજી આવરૂતી—સવારના ૧૦ વાગતાની' અથવા "પાંચમી આવરૂતી સાંજના ચાર વાગતાની." રસતે ચાલતો આસામી પાંચ ફેનીંગનો સીક્કો ચીરણમા નાખે અને ગરૂપ દેતું ખાસ્સું ઘડી વાળેલું ન્યુસપેપર પોતાની મેળે નીકળીને આગળ ઉભું રહે, જે લઇને ચાલતા થવાનું. કહો હવે શું બાકી છે?

અરે હજી તો ઘણું બાકી છે. હું આગળ કહી ગયોછું કે રેલવે સ્ટેશનો ઉપર બહારજ રસતામાં ઓટોમેટ ઉભાં કીધેલાં, જેમાં ત્રણ ફેનીંગનો સીક્કો નાખતા પ્લેટફોર્મ ઉપર જવાની 'પાસ' પોતાની મેળેજ નીકળી આવે. આપણી તરફનાં સ્ટેશનો ઉપર ઘુટણ ટેકવા દુકાઓની પાસને માટે ખુશામદ કરવી પડે તેવું જર્મની તરફ બીલકુલ નથી. રસતામાં ચાલતાં થાકી

ગયા અને પાણીના પંપ આગળ આવી પહોંચ્યા કે ઓટોમેટનો સ્થંભ ઉભેલોજ છે. બે દાઢીઆં—અને ખાસ્સો ટુવાલ, મઇ જેટલી કોલાનવાટરની શીશી અને સાબુની ગોળી તૈયાર છે: રસ્તામાં પેટમાં જરા આગ લાગી તો જગે જગ કેક, ચીઝ ટોસ્ટ, ચોકોલેટ, વગેરેનાં ઓટોમેટ તમારી નોકરીમાં હાજર છે. બીડી પીનારને માટે બીડીઓ, ખાઘરાને માટે ખોરાકી, પીપીઆંદાસને માટે પીપીઉં, બધું રાંધી સીધીને તૈયાર કરી મુકેલું. ફક્ત ખીસાંમાં ત્રાંબાનો સીકકો જોઇયે. ફોટોગ્રાફ પડાવવો હોય તો ગલીને નાકે ઉભા કીધેલા સ્થંભ આગળ જાઓ ને દશ ફેનીંગ ચીરણમા નાખીને તેની સામા બે ત્રણ મીનીટ ઉભા રહો કે ઢબુ જેટલી સાઇઝની તમારી તસવીર ખડંગ દેતી આવીને પડેલીજ છે. છેલ્લાં મેદાન માંહેનાં પ્રદરશનમાં તમોએ એક દુકાનપર જોયું હશે કે એક ધણી એલ્યુમીનીયમની પટી ઉપર લોકનાં નામ દાબી આપતો હતો. આવા નામ પાડી આપનારા સ્થંભો જર્મનીમાં જગેજગ છે. આગળ કોઈ ઉભેલું નહીં. તમારે હાથે પૈસો નાખીને તમારૂં નામ દાબી લેવો. પણ જાણે એટલાંથીજ બસ થયું ન હોય તેમ મ્યુઝીકનો શોખ થઈ આવ્યો તો જાઓ એક વાજીંત્રના સ્થંભ આગળ—ને નાખો દશ ફેનીંગ ચીરણમાં અને દશ મીનીટ સુધી એક રાગ સાંભળીને ખુશી થાવો. ઓટોમેટના આવા આવા ઢંગ છે. હું અજબ છું કે આ દેશમાં તેની

કોઈએ નકલ કીધી નથી. તમારા નસીબના ભોગ—તેમા હું શું કરીશ!

હવે આગળ ચાલીયે. હુ મોટા વર્તમાનપત્ર "ટાઇ બલાટ" વીષે ઈશારો કરી ગયો છું તો આજેજ તેનો નીકાલ કરી નાખુ નહી તો વીસરી જઈશ આ મહાન છાપાખાનું અને તેમા પ્રગટ થતું વર્તમાનપત્ર કોઈને દેખાડવાનો નીયમ નથી. મારા સાભળવામા આવ્યુ કે કોઈબી મહાન બનાવ બને કે બે કલાકમા તો તે બનાવના સમાયલા નામાકીત પુરૂષોના ચીત્રો સાથે લાખ્ખો કોપીઓ આ પત્રવાળાઓ બહાર પાડી શકે છે. હુ વડાઈ તો કરતો નથી પણ વર્તમાનપત્રો કહાડવાની મુશ્કેલીઓનો મારો અનુભવ ઝાઝો અને જાણીતો છે બે કલાકના ટુક અરસામા લખે કેમ, લાખ્ખો નકલો છાપે કેમ અને ચીત્ર તૈયાર મેળવે કેમ? એ વીચારથી મારી ઉઘ અને ભુખ મને દગો દીધો ઘણી મેહેનતે મારા ભલા મીત્ર પ્રોફેસર વાચ્છાએ મને આ ગંજાવર મસાવામા દાખલ થવાની જોગવાઈ કરી આપી હુ કાઈ ઈગ્રેજ, અમેરીકન અથવા ફ્રેંચ નથી, પણ હીંદુસ્તાનનો 'જરનાલીસ્ટ' છુ અને ઈંગલડના તથા જર્મનીના સાહાસોની સરખામણી એક પુસ્તકના આકારમા કરનાર છુ, એવી જ્યારે ખબર લાગતાવળગતાઓને કરવામા આવી ત્યારે ચમતકાર પેરે આ ગંજાવર ગુપ્ત કારખાનાના દરવાજા ખુલી ગયા. મને જણાવવામા આવ્યુ કે આવતી

કાલે પાછલા પોહોરે ચાર વાગતે વડા એડીટર સાહેબની મુલાકાત ઠરાવી છે. મુકરર કરેલે વખતે, એક પછી એક પચીસેક ઓરડામાં થઈને ડજનેક જુદા જુદા કામદારોની સહાયતાથી આખરે "ટાગો બલાટ" ના મરઝબાન યાને એડીટરાચાર્યજીના ઓરડાની બાહેર આવી ઉભા. બહાર દેવાલ ઉપર મોટા મોટા અક્ષરોએ લખેલું હતું કે "યાદ રાખજો—વખત તેજ પૈસા છે—વખત પૈસા છે–યાદ રાખજો, વખત પૈસા છે." આ પહેલે ધડાકે સેવક તો ધબકીયા પણ પછી મને મારાં મુંબઈનાં કારાંમાય ટાહેલાઓ છાતીએ ચઢી આવ્યાં. કેવા બીચારા નીદોંશો ઘેરથી બપોરનું જમી ખાઈને સોહોવાય નહીં તે સારૂં અમે અકળાયલા ઝીકાયલા, પાંચ પાંચ મીનીટને માટે રૂદન કરતા કલમકશો આગળ ખુરસીપર ખુટો દાટીને બેસે છે અને અમારી તરફના હજારો કાંસાણમોરાના ચાળા છતાં અમારી મુશકેલી સમજી જવાને ના પાડે છે, તે જ્યારે સઘળું મને યાદ આવ્યું ત્યારે આ "ટાગો બ્લાટ" ના અભાગ્યા અધીપતીની મુશકેલી અને બહાર મુકેલી ચેતવણીનો ખરો અર્થ હું સમજી શકયો. મેંબી તે વાર ઝેનદાર ઠરાવ કીધો કે બસ હુ બી મુંબઈ જઈને એમજ કરૂં. પણ ચાર માસ પછી વળતી સફરે સ્ટીમરનાં ડેક ઉપર એકલો ઉભો રહી વીચાર કીધો કે "જા જા બચ્ચા, એવાં કાંઈ ઘેલા કહાડનો ના–હીંદુસ્તાન કાંઈ જર્મની નથી; અહીં તો મી૦ કારાંમાય સાથ પા કલાકબી ધુળ

જેવી વાત નહી કરી, તો 'જામે જમશેદ'ને મુકીને 'ફ્રાંકા ચગીત્ર' ન્યુસપેપરની આફીસમા જતા કેટલી વાર?"

જ્યારે મહાન અધીપતીની સનમુખ ઉભો ત્યારે હુ શુ જોઉ છુ? ખાસ્સો સાડા છ ફીટ લાબો, બોથી ઉપર મોટી લાબી બાબરી ઉગાડેલી, વચે સુમારે સાડ, આખે ચશ્મા અને દાતે બોખો-જેની આગલ હુ તો એક નાનો બુચો! ઘણીજ મમતાથી બલ્કે ઘણીજ ઇતેજારીથી તેણે મારી મુલાકાત લઇ વાત કરવા માડી. હુ ગભરાયો કે રખે તે મને પણ કારામાય ટાહેલાની ટીપમા ગણતો હોવ' આ બીકે મે હસીને બારણાપર લગાડેલી નોટીસ તરફ આગળી બતાવી અને કહ્યુ કે "સાહેબ, હુ પણ એક અદના અને હાડમાર થયલો અધીપતી છુ ને વખતની કીમત અગત્ય કરીને અધીપતી-ઓના બાબના સારી પેઠે સમજુ છુ માટે આજે તમારી આટલીબી પલે રોકવા માટે દરગુજર ચાહુ છુ"

મારા હનશરીકે મારો હાથ પકડી રાખીને જવાબ દીધો "ચીંતા નહી, આજની સાજના ચાર વાગતાથી પાચ વાગતા સુધી ને મારો ટાઇન તમારા માટે ખાસ ખુલ્લો રાખ્યો છે, કારણ કે છેક હીંદુસ્તાન વેરથી મારા બીરાદર અધીપતીઓ કાઇ દરરોજ આવતા નથી અને તમારાથી હુ વણુ જાણવા અને શીખવા માગુ છુ"

મારગ્યા હાર' બર્લીનના સઉથી ચહડતા પત્રનો અધીપતી 'જામે જમશેદ'ના અધીપતી પાસે શીખવા

માગે! અલહમ દુલઅલ્લાહ, આબી એક જમાનાની તાસીર! પણ વાંચનાર બીરાદરો, અંદેશો કરશો ના. બંદાએબી તોડ એવો રાખ્યો હતો કે જાણે કહેવા માગતો હોઉં કે 'બચ્ચા, તારા રોજના ત્રણ લાખ છે તો અમેબી કંઇ ત્રણ મીડાં બાદમાંથી જઈશું કે?' "ટાગે બ્લાટ" ના અધીપતીએ મને સેંકડો સવાલો પુછીને ચુંથી પીખી નાખ્યો. જાપાન, રશીયા, તીબેટ, આસ્રાખાન, બલુચીસ્તાન વગેરે સંબંધી પુછપરછ કરીને જેમ એક જુની દગલીનું ગજવું હાથ ઘાલીને અવળું કરી નાખ્યે તેમ મારી બધી અક્કલ હુશીયારીની પરીક્ષા લેઈ લીધી. ઇંગ્રેજી સલતનત બાબે દેશીઓનું શું મત છે તે જાણવાને આ અધીપતીરાજ બહુજ બારીક સવાલો કરતા હતા, પણ બાપુ મારે તો આંખને ઠીગડા લગડાવીને પાછું ઘરે આવવું હતું—કંઈ આડો અવળો જવાબ અપાઈ જાય અને બીજે દીન "ટાગે બ્લાટ" માં ઉકમાઈથી પ્રગટ થાય તો ઉમરખાડી જેલમાં ચાંચડ મારવાનો સોદો થાય. એવો ડર દીલમા સદા રાખી ઘણીજ સંભાળથી જવાબ આપવાની સેવકે હુશીયારી રાખી હતી.

કલાકેક સુધી ગુફ્તેગો કીધા પછી અધીપતીએ અચબુચ પુછ્યું, "હું તમોને મળવાથી બહુજ ખુશી થયો છું. પણ બોલો, હવે-તમારે શું જોવું છે અને જાણવું છે? તમારેથી હું કાઇ છુપું રાખીશ નહીં."

મેં જવાબ દીધો કે "મારી સર્વથી મોટી અજાયબી

એ છે કે કઈ મહાભારત બનાવના તાગ આનતાજ ચીત્ર સાથે બે ફ્લાકના તમે લાખ્ખો કાપીઓ કેમ કહાડી શકો છો તે જોવાની મારી બહુ ખુશી છે”

આ અસાધારણ માગણી સાંભળી એડીટર ખડખડ હસી પડયા અને જવાબ દીધો “માગ દોસ્ત, જે તુ માગે છે તેવી અરજ મને આગળ કોઈ વારબી થઈ નથી પણ હુ તુને માઉ વચન આપી ચુકો છુ એટલે હુ તારા મનની ઉમેદ પુરી પાડીશ અરી મુશ્કેલી એ છે કે એ આખો ‘પ્રોસેસ’ આ બોહોળા કારખાનાનો એક અનુક માણસ કોઈબી જાણતુ નથી અહીં દશ બાર જુદા જુદા ગુપ્ત ખાતાઓ છે ને એક ખાતાનો વડો બીજા ખાતામાં દાખલ થઇ શકતો નથી તેમજ એક ખાતાના માણસો બીજા ડીપાર્ટમેટના શુ થાય છે તે જાણતા નથી માટે હુ તને માગ એક વીશ્વાસુ મેનેજરના હાથના સોપુ છુ અને તેને એક લેખીત હુકમ આપુ છુ, જેથી તને એક ખાતાના વડા પાસેથી બીજા ખાતાના વડા પાસે ખટકે ખટકે મોકલવનાના આવશે”

હુ રજા લઈ ઉઠયો અને મારી તપાસની મજલ શરૂ કરી આહાહા! ભીંડી બજારના “હાખ શુ પ્રકાશ” અને કોટના “માગ તોપ વચન” કરતા કેટનુ મોટુ? ફક્ત પેલામા પાચ બીબા ગોઠવનારા, તો આમા માત્ર હજાર! કાઇ ઘણો ફરક નહી એક મોટા જબરદસ્ત દીવાનખાનામા ટાઈપ ગોઠવવાનુ કામ સાચાથી ચાલતુ

હતું. એક ઘાંટરડી વાગે તે સાથે ઉપરથી "ન્યુમેટીક" નળી મારફતે અધીપતી ખાતાંની લખેલી કોપી આવીને ઉભી રહે. ટાઈપ પોતાની મેળે ગોઠવાય એવાં સુમારે પચાસેક મશીનો વીજળીથી ચાલતાં હતાં. બીબાં ગોઠવવાનું કામ એટલું તો ઝડપથી ચાલતુ હતું કે બીજી ઘાંટરડી વાગે એટલામાં તો પહેલો ફકરો તૈયાર થઇને સ્લાબ ઉપર પડેલો! બધા કંપાઝીટરો એવા હરેલ અને ઉંચી કેળવણીવાળા કે પરૂફ, કે ચુક, કે ફેરફારની જરૂરજ નહીં હોય. લખાણ ટયુબ વાટે નીચે આવ્યું કે પા કલાકમાં તો સઘળું તૈયાર! મોટી મોટી ભઠીઓમાં તેની પ્લેટો બનાવીને ચાર ગંજાવર મશીનો ઉપર પાચ મીનીટમાં નાખેલુંજ છે. આ દરેક મશીન કલાકની ૨૪૦૦૦ નકલો છાપે, વાળે અને ટાકો મારે એટલે ચાર મશીનો મળીને કલાકની લગભગ એક લાખ કોપીઓ તૈયાર કરીને ફેંકી દે! બહાર ઘોડાની ટૂકો ઉભેલી તૈયાર એટલે એક કલાકમાં તો બધું સાફસુફ. પણ ઝડપની બાબદમાં લંડન જર્મનીને બી ટક્કર મારે છે અને તેનું બ્યાન હું આપનાર છું, એટલે આ ઠેકાણે વધારે લંબાણ કરવાની જરૂર નથી. જે નવાઈ જેવું છે તે બે કલાકમાં તૈયાર થતા ચીત્રોની બાબદમાં છે.

કંપોઝ ખાતું જોઈ ખલાસ કીધું કે ત્યાનો વડો મને છાપખાનાના દરવાજા સુધી લઇ ગયો. આ બે ખાતા વચ્ચે લોહોડાંની તીજોરી જેવું બારણું હતું. ત્યાં પ્રેસ

ખાતાના વડાએ આવીને મારો ચાર્જ લીધો. તેણે આખું છાપવાનું ખાતું બતાવ્યું અને ત્યાથી ચીત્રો બનાવવાના ખાતામા ગયા, જ્યાંના વડાએ મને 'રીસીવ' કરીને છાપવાના ખાતાંના વડાને વીદાય કીધા. એકને બીજાંના ખાતામા પગ વટીક મુકવાનો હુકમ નહી.

પહેલા દાખલ થયા તે મુમારે ત્રણસે ફીટ લાંબો ઓરડા હશે તેમા દેવાલે લગાડેલી કબાટો હતી અને તેમા હજારો ખાના સીવાય બીજું કાંઈ ન હતું એક વડો અને તેના આઠ દશ આસીસટંટો કામે વળગેલા હતા. મોટા એડીટર સાહેબનો લેખીન હુકમ વાચી તેણે ભવાએ ચીલ્લો ચહડાવ્યો અને બોલ્યો કે "ઘણુંજ અજબ જેવું. અમારા માલેક અધીપતી તરફથી આવો હુકમ તમને પહેલોજ મળ્યો છે. તમે ઘણા નસીબદાર છો. હું હવે તમને બધુ ખુશીથી દેખાડીશ"

મે પુછયુ કે "તમે આ મહાન પુરૂશોના ચીત્રો કેમ મેળવો છો?"

"અમારી સીસટમ ઘણી નવાઈ જેવી છે ઇંગ્લંડ, ફ્રાનસ, અમેરીકા, જર્મની, હીંદુસ્તાન, જાપાન, આસ્ત્રેલીયા વગેરેના સઘળા નામાકીત ફોટોગ્રાફરો સાથ હમારો બંદોબસ્ત છે કે કોઈબી મહાન પુરૂશ અથવા બનાવનો ફોટોગ્રાફ લીધો કે તેની એક નકલ અમારી ઉપર મોકલી આપવી આ ફોટોગ્રાફો આવતાજ તેને નંબર આપી

એક જુદાંજ ખાતાંમાં ગોઠવી રાખ્યે છીયે. તેનો ઇનડેક્ષ નંબર આ ઓરડામાં આ ખાનાંઓમાં છે. તમે કોઈબી જાણીના પુરૂશનું નામ હમણા દેવો અને હું દેખાડું કે અમારી ગોઠવણ કેવી છે."

મેં વીચાર કીધો અને પહેલુંજ નામ મારા મોહો ઉપર મારા ઈશ્ટ મીત્ર પ્રોફેસર પાજેનસ્ટેચરનું આવ્યું. પેલો તુરત એક ખંગ આગળ ગયો. P નાં સેંકડો ખાનાં હતાં ત્યાં Pag નો ખંગ ઉંચાડી ચપ ચપ કોરા કારડો રચેલા હતા તેમાંથી પાજેનસ્ટેચરનું નામ અને નંબર એક સેકંડમાં ઉંચકી કહાડયું અને પછી સ્પીકીંગ પાઇપ આગળ જઈ બોલ્યો Section P— નંબર ૯૯૩૭૨"

તુરત ઉપરથી એક નાની લીફ્ટ મારફતે એક ફોટોગ્રાફ ગરરર દેતો નીચે ઉતરી આવ્યો, જે મારા હાથમાં મેળતાંજ તુરત મેં મારા મેહેરબાન મીત્રને ઓળખ્યો.

"આએજ તમારો પાજેનસ્ટેચર કે?"

"હા એજ"

"કોઈ બીજું-નામ ટ્રાઈ કરો."

મારા મીત્ર મી૦ વાચ્છાએ બર્લીનના એક નામાંકીત ઉસ્તાદ ડાકટર કોહનનું નામ ઠોકયું. ઉપલીજ રીતે ડા૦ કોહનનો ફોટોગ્રાફ આવી ઉભો. કહેવાની કાંઇજ જરૂર નથી કે આ સંપુર્ણ સીસટમથી અમે બહુજ

હેરત રહ્યા. આ ઓરડામાં લગભગ બે લાખ ફોટોગ્રાફના કાર્ડ ડીક્ષનરીના અનુક્રમે ગોઠવેલા હતા. જેમ નવા આવતા જાય તેમ તેના નંબરનો કાર્ડ બનાવીને ઘટતી જગાએ ફેસવવા જાય અને તેજ નંબર આપીને ફોટોગ્રાફ બીજા ઓરડામાં ગોઠવાય આ પછી અમે ખુદ ફોટોગ્રાફના ઓરડામા ગયા તો ત્યાબી ઉપલાનીજ પેઠે હજારો ખાનાઓ ગોઠવી મેલેલાં. જેવો એડીટરનો હુકમ તાર મારફને આવ્યો કે અનુક ફોટોગ્રાફનુ છાપવા યોગ્ય ‘બ્લાક’ (બીબુ) બનાવવા માટે એક બીજાં ખાનગી ખાતામા જાય. આ ખાતામા પચાસેક ફેમેગ હતા અને સંખ્યાબંધ હુનરમંદો તેની મદદથી પીક્ચરના ‘બ્લાક’ બનાવતા હતા. અમે ક્લાકેક ફરયા હોઈશું એટલામા તો મારા જોયલા ફોટોગ્રાફનો ‘બ્લોક’ બની લાકડાપર ચહડાવી તેનો પ્રુફ છાપી કહાડી મારા હાથમા મેળવાને આવ્યુ. હુ આફ્રીનના ઉમંગ સાથે નીચે ઉતરયો. આહ! હીંદુસ્તાન એ નોકે ક્યારે પહોચશે?

---

## પ્રકરણ—૨૧ મું.

મેહેરબાન મીત્રો, જેમ વીસમેસનમા ચુંથીને ચાટું પાડ્યુ તેટલે દરજ્જે બર્લીનને ભાજીને મુકો કરવાનો મારો ઇરાદો નથી. પણ બર્લીન કાઇ તમારું બરૂચ કે જહાંગીર્ નથી આખા યુરોપમાં લંડનથી ઉતરતુ

શેહેર બર્લીન છે—એટલે તેની થોડીક વીગતવાર ઓળખાણ આપવાની જરૂર તમે પોતેજ સમજી શકશો. હું ખાસ આમંત્રણ કરૂં છું કે વીલાયતને પ્રવાસે જાઓ તો બર્લીન જોયા વના પાછા ફરશો ના. એ શેહેરનો વીસ્તાર એટલો મોટો છે કે ડાહેલા થઈને ભાડેની ગાડી કીધી તો જીવતું ચામડું નીકળશે. પણ ભાડેની ગાડીની જરૂરજ નથી. આખાં શેહેરની આસપાસ એક "રીંગ" ટ્રેન સારો દહાડો ફરતી રહે છે અને તેમાં થોડે પૈસે જ્યાં માગો ત્યાં જવાઇ શકાય છે. આ ટ્રેન બર્લીનની ચો દશાએ ચક્કર ચક્કર ફરતી રહે છે. અને તેનો દેખાવ જોવાજોગ છે. નીચેથી ગાડી ઘોડા ને ઉપરથી ટ્રેન—અને તેબી મેલના મેલો સુધી.

બર્લીનનાં સ્ટેશનપર આવી પુગ્યા કે ભાડેની ગાડી કરવાની અફાડફુટ કરશો ના. દરેક મોટા સ્ટેશન ઉપર એક ચાંદવાળો પોલીસનો અમલદાર ટેબલ ઉપર દરવાજો રોકીને બેઠેલો મળશે. તમને તે જોતાંજ પુછશે કે "ગાડી જોઇયે છે?" હા કહેતાંજ તે તમને એક પીતળની નંબરવાળી ટીકીટ આપશે. આ ટીકીટ તમારે પોરટરને આપવી એટલે તે તમારો સામાન સુમન ઉપાડીને તેજ નંબરવાળી ગાડીમાં મુકી આવશે અને તેજ નંબરવાળી ગાડી તમને તમારે હોટેલ લઈ જઈને ઉતારશે. ગાડીને પૈસા કેટલા આપવાના તે ગાડીમા જડેલાં યંત્રમાં જોવું. જેટલા પૈસા કાંટો બતાવે એટલા આપવા. બર્લીનની

પોલીસની મેં ઘણી ઘણી વાત સાંભળી છે. એ પોલીસની હકુમત એટલી મોટી કહેવાય છે કે તેની આગળ ખુદ શેહેનશાહનું વટીક ચાલતું નથી. બર્લીનની પોલીસ "બરો"માં ૨૦૦૦ કલાર્કો છે. તમે જેવા હોટેલમા દાખલ થયા કે તમારૂં નામ ઠામ, આવવાનું કારણ, ઉમર, દેખાવ, કયાંથી આવ્યા, કયાં જવાના, કેટલું સુધી રહેવાના તે બધું એ 'બરો'ની ગુપ્ત આફીસમા નોંધાયેલુંજ જાણવું. તમને કોઇ આદમીની ખબર કહાડવી હોય તો ફકત આઠ આના આ છુપી આફીસને ભરો તો પા કલાકમા તમને જોઇયે તેની ભાળ મળે. એક ઘણી નવાઈ જેવી બીના એવી છે કે બર્લીનની પોલીસનો એક સાદો કાનસટેબલ નજીવા વાંક માટે કોઇબી ગુનેહગારને ત્રણ માર્ક સુધીનો દંડ કરી શકે છે!! આ વાત મેં પહેલા માની નહીં પણ તે ખરી છે. ને કોઇ ધણી આ દંડથી નારાજી થાય અને માજીસ્ટ્રેટ પાસે જાય તો બે માંહેની એક વાત—જો કાનસ્ટેબલ ખરો હોય તો ત્રણગણો દંડ આપવો પડે અને જો કાનસ્ટેબલની ભુલ હોય તો તેને તરત નોકરીપરથી બરતરફ કરવામા આવે આ કારણથી કાનસ્ટેબલો બહુ હુશીઆરીથી કામ લે છે. સારાંશ કે નાના ગુનાહો માટે માજીસ્ટ્રેટોને તકલીફ આપવાની જરૂર નથી. પણ બાપુ, આ અખતરો મુંબઇમા ન ચાલે. અહીં તો "આનરરી" માજીસ્ટ્રેટોને અત્યારથીજ "અનનારી" માજીસ્ટ્રેટ કરી અજાણેલ લોક બોલવા મંડયા છે તો પછી સીપાઇદાદાને

દંડ કરવાની સતા આપી હોય તો કોણ જાણે કેમ તાલીયારોળ પડે.

બર્લીનમાં હોટેલોની ખોટ નથી. બને ત્યાં સુધી મોટાં આબરૂદાર હોટેલમાંજ જવું. કારણ કે ત્યાં ચીરાવાનો સોદો જરા અંદાજાસર છે. પહેલાંથી નક્કી કરવું કે રોજના જે માર્ક પડયા હોય તેમાં લાઈટ, નોકર, બાથ, લીફ્ટ, ઓરડામાં આતશ એ સઘળું ગણાશે કે નહીં. નહીં તો પછવાડેથી ઉંદરડીની પુછડી એવી ઉગશે કે તમે જનમ સુધી વીસરશો નહીં. મોટાં હોટેલમાં ખાણાં પીણાં વગર દરરોજના ૬ થી ૭ માર્ક (બાર આનાનો માર્ક)માં ઉપલું સઘળું મળી શકશે અને સારો ઓરડો મળશે. ખાધા પીધાનું ફરજ્યાત નથી. તમારે ગમે ત્યાં ખાવો.

ત્યારે હવે સમજો કે હોટેલમાં ઊતરયા અને હરીકામ થયા કે પછી બહાર નીકળી પડયા. માર્ગામાં જેવી પહેલી ઇલેક્ટ્રીક ટ્રામ મળી તેમાં ચહડી બેઠા કે સેહેજ પૈસામાં શેહેરનું આખું ચકરડું ફરી અવાશે. પહેલા એકાદ બે દહાડા મ્યુઝીયમો અને એવા મહાભારત દેખાવ જોવા કરતાં શેહેરની આવજા અને ધમક જોવાની ઘણી જરૂર છે અને તેમાં ખરી મજાહ છે. આ માટે સર્વેથી મોટો સ્ટ્રીટ જેનુ નામ ઈનટર ડેન લીનડન સ્ટ્રીટ છે ત્યાં જઈ બેસવું. આ સ્ટ્રીટ ઓછામાં ઓછો ચારસો ફીટ પોહોળો હશે અને વચમાં બેસવા માટે એક સફીલ રાખી છે ત્યાં હજારો ખુરસી હારોહાર ગોઠવી છે. ફકત બે પૈસા

ફ્રી ભરી ગમે તો આખો દહાડો બેસીને તમાસો જોયા કરો. માથે ગીચ ઝાડોની ઘટા, ચારસો ફીટ પોહોળો રસ્તો, ઉપર ઇલેકટ્રીક લાઇટના ઝુમર અને આસપાસ હજારો ગાડી અનેલખો લોકની ભીડ જોતા તમે થાકરો નહી

અવબતા મારૂં આ લખવુ જો જર્મન ભાષામા તરજુમો થાય તો મારી ઉપર ત્યાના લોક કદાચ નાખુશ થશે પણ મને કહેવા વીના ચાલતું નથી કે બર્લીનની મોટી પીડા ત્યાના ગાઇડો છે હોટેલોની પડસાળમા આ અભાગ્યાઓ ડમકતા ફરે છે અને તમને ઝંપીને બેસવા દેતા નથી. પણ એઓથી બીહો ગાજોજ મુકજો, કારણ કે એ લોક તમને બેહેસ્તનો દરવાજો તો દેખાડશેજ નહી દીવસના આઠ દશ માર્ક માગશે અને દશ માર્કનુ જોખરી જશે તમો રસ્તો ચુકયા તો ગભરાસો નહી. જર્મન ગ્રહસ્થો બહુજ ભલા આદમી છે, અને તમારી મુશ્કેલી જોશે તો બે મૈલ પોતાનો રસ્તો મુકીને તમને ઠેકાણે પાડશે રાતના ખાણુ લીધા પછી કયા જશુ તેનો વીચાર કરવાનુ તો હોયજ નહી, કારણ કે આખા શેહેરમા લગભગ બે ડજન મોટા મોટા થીએટરો છે અને ત્યા રાતના દરરોજ આપેરા, બાલો, ડાન્સ, નાટક વગેરે થાય છે નાટક જોવાની ગમત તો પડતી નથી કારણ કે આપણને ભાષાની સમજણ નહી પણ જર્મન આપેરાની જોડી આખી ધર્થીમા નથી એમ કહુ તો ચાલશે

બર્લીનમા જેટલા મહાભારત કાસાના અને આર-

સપાહાણનાં પુતળાંઓ છે તેટલા કોઇ યુરોપનાં છ શેહેર મળીને નથી એમ કહેવાય છે તે ખરૂં હશે. અકેકા સ્ત્રીટમા વીસ વીસ પચીસ પચીસ મસ મોટાં બાવલાંની હારોહાર ગોઠવી દીધી છે. કોઇ વાર તો જાણે એવું લાગે છે કે બચારાઓએ દેવદારના બાકસો ખુલ્યા હશે અને તેમાથી બધાં બાવલા વેરાઇ પડયા તે કયાં રચીને મુકવાં તે સમજાયું નહીં એટલે જ્યાં ત્યા મુકી દીધા છે. આ બાવલાંઓની ખુબસુરતી અને કદનું વર્ણન કરવું મારી શકતીની બહાર છે અને તેમાં વાચનારને રસ પડે એમ હું ધારતો નથી. પણ એકજ 'મોન્યુમેંટ' જે માટે બર્લીનવાસીઓ ઘણા મગરૂર છે તેની નોંધ અત્રે લઇશ. ૧૮૭૩ મા આ સ્તંભ ઉભો કરવામા આવ્યો છે. એનું નામ મોન્યુમેંટ ઓફ વીકટરી—એટલે જે ફતેહનો સ્તંભ. કાળા પાલીસ કીધેલા પથરની આઠ સીડીની ઉપર તે ઉભો કરેલો છે અને ૨૦૦ ફીટ એટલે જે આપણા લગભગ ૧૬ માળ જેટલો ઉંચો છે. તળીઆમા બ્રોન્ઝના નકસીદાર ફુલો લગાડેલાં છે જે ઉપર ટનના ટન બ્રોન્ઝ ખપ્યું હશે. આ મીનારાના મથાળા ઉપર ડેનીશ, આસ્ત્રીયન, અને ફ્રેંચ લડાઇઓમા પકડેલી ૬૦ તોપ ચહડાવી છે અને તે તોપો ઉપર એક ૪૮ ફીટ મોટો ગરૂડ વાંકો વળીન ચોકી કરતો બનાવ્યો છે.

જેમ બર્લીન ગંજાવર છે તેમ ત્યાનું ટપાલખાતુંબી એક નાની જેવી દુનીયા છે. આપણું મુંબઇ આટલુંક

ખીસામા સમાઇ જાય એટલું છતા તેની પોસ્ટ ઓફીસનો મહીમા આપણને અજાયબીમા નાખે છે તો પછી બર્લીનનો કેવો હશે? સમજવાની તસદીબી લેવાની જરૂર નથી, કારણ કે સાધારણ સમજમા આ સઘળી ધમાધમી ઉતરી શક્તી નથી. સઘળો બદોબસ્ત એવો સરસ છે કે પૈસાનો પોસ્ટ કાર્ડ અરધા કલાકમા શેહેરના કોઇબી ભાગમા જઈ પુગે છે. જર્મનોને ક્રીસ્ટમસ કાર્ડો અદલબદલ કરવાનુ ઘેલું લાગેલું છે. મને કહેવામા આવ્યું કે નવા વરસને દહાડે એટલા બધા કાર્ડો ટપાલમાથી પસાર થાયછે કે તે મોહોલે મોહોલે વહેંચવા માટે ફરનીચરના ગાડા ભાડે રાખવા પડે છે અને સોલજરોની રીજમીટની રીજમીટો કામે લગાડવામા આવે છે.

---

## પ્રકરણ—૨૨ મું.

હું મારી કબુલાત પાળીશ. બર્લીન વગેરે શેહેરનું વર્ણન વાચવુ હોય તો જાઓ કોઈ બુકસેલરને ત્યા ને લઈ આવો એકાદ ગાઈડ બુક ને તેમાથી બધું મળી આવશે. શેહેરની ઇમારતોનુ વર્ણન કરવાનું મારૂં કામ નથી. પલહે વહેલી ઇલેકટ્રીક અંદર-ગ્રાઉંડ રેલવે મે બર્લીનમા જોઈ ત્યારે મારા મન ઉપર શું છાપ પડી, તે કહુ ? જાણે દર બબે મીનીટે એક ઉદર ચૂપ દેતો દરમા પેશી જતો હોય ને પાછો આવતો હોય!

હું ધારૂં છું કે જર્મન લોકોના પેટમાં પરમેશ્વરે ચાર પાંચ ગજનો કરમ બેસાડયો છે–કેમ જે નહીં તો આ લોક આવડું ખાધરૂં કેમ? ખા ખા કરે તે એટલી હદ સુધી કે આપણે હીંદવાસી તો ડંગ થઈ જઈયે. મારા બ્હાલા સાંજના ૯ વાગ્યાથી શરૂ કરે તે રાતના દશ વાગ્યા સુધી અંધારી કોટડીમાં ગજક સેરવવાનો છેડોજ ન આવે. લાડુ ભટ તો કોણ જાણે કયાં એ લોકની ખાધાની પ્રકૃતી આગળ સમાઇ જાય. ઘણાંક ઘરમાં તો બાવરચીખાનું હોયજ શેનું? જગેજગ હજારો માણસો ચોગાનમાં બેસીને ખાય એવાં પીંચખાનાં અને પાવલાથી તે પાંચ રૂપીઆ સુધીનું ભોજન તૈયાર મળે, એટલે મેહેરુતાઉને લાકડા લીલા પડયાં ને મીઠું વીસરી ગયો ને માછલીમા ચાંસ મારી એવી એવી કડાકુટ શીદને માથે લીયે? બર્લીનમા જેવા રાક્ષસી રેસટોરાં છે તેવાં આખા યુરોપમાં નથી. એક માહાભારત જગામાં દર રવીવારે ૧૬૦૦૦ માણસો જમવાને ભેગા મળે છે. હવે વીચાર કરો કે આટલા બધા માણસોને સેહેલથી સમાવવાને જગા કેટલી મોટી હશે ને નોકરો કેટલા હશે, ને ગડબડ સડબડ કેટલી હશે. પણ કાંઈ નહીં, જાણે પચીસ માણસ જમવા બેઠા હોય એટલું સઘળું શાંત રહે છે વીકટોરીયા ગાર્ડન કરતા મોટી જગા ને ચીજમીટોની પેઠે ગોળ ટેબલો કાઇ હજારો નાખેલી. મેં આ ટેબલો થોડી ઘણી ગણવાની તજવીજ કરી

પણ નીશફળ થયો. ઢગ ઢશ ઢશ ટેબલ અકેક વેટરના સ્વાધીનમા સોપેલી તમે દાખલ_ થયા કે જે ટેબલ ખાલી નજરે પડે તેપર બેસી જાઓ કે લાગલો તેનો રખેવાળ આવીને તમારી વર્દી પુછે અને એક નોટબુક ઉપર લખી લીએ તમારે જોઇયે તો આખુ ડીનર મગાવો કે જોઇયે તો ફકત એક બીરનુ ટંબલર મંગાવો—પણ ગમે એવી ધમાલ છતા બે ત્રણ મીનીટમા તમારી વર્દી આગળ આવીને પડેલીજ છે જ્યા સોળ હજાર માણસ એકીવારે ખાય ત્યા ધણી હીસાબ કેમ રાખતો હશે? પણ તેમી ઘણુજ સેહેલ કીધેલુ દરેક વેટરને સહવારના પોહોરમા ધણી ચોકસ રકમ આપે અને આખો દહાડો તેમાથી રોકડા પૈસા આપીને બીર ખોરાકી વગેરે વેટર અમુક સ્ટાડોપરથી લઇ આવે આટલી ગજાવર ભીડ છતા એવુ ચુપાચુપ કે જાણે દેવળમા બેઠા હોઇયે રાજ્ય શીથી તે ચાકરડી સુધા ત્યા ભેગા મળે શોક હોય તો તેને ધેરનો! આખા કનપાર્ટમા લખો ઇલેકટ્રીક લાઇટ કીધેલી અને જગેજગા બેડ વાગે તે જુદા ખરેજ એ લોક નસીબદાર છે શેહેર ઘણુ ગીચ એટલે મોટા ધોરી રસ્તાઓ ઉપર જગા નહી મળે ત્યારે કાઇક ઠેકાણે ભોયરામા રેસ્ટોરા ઊઘાડેલા. એના એક "ક્રયનર સેલર"મા મને મારો મીત્ર લઇ ગયો તો દીસાદીસ ઇલેકટ્રીક લાઇટ લગાડેલી અને ભોયરામા પણ એક હજાર માણસ ખુદવા બેઠુ!

ખાધાપીધાનો એ લોકનો અનખરો અજબ જેવો છે. સહીઓ મીટ્રીઓને ટીપર બોલાવવાનું ચેટક જે હમણા ચીકાસદાર અને તેની નકલ કરનારા, પારાની સુઝે પોપલીઆ પારસીઓમા દાખલ થયું છે તે આ બર્લીનમાથી લીધું હશે. પણ અહીની રીતજ જુદી છે. ગરીબમા ગરીબ છોડી પણ પોતાની બે ત્રણ સહીઓને સાજના ચા પીવા બોલાવશે પણ પેલી સહીઓ ખાલી હાથે આવશે નહી. પોતાની સાથે પોતાને ભાગનુ કેક કે પાઉ ને માખણ અથવા થોડી ઘણી ફ્રૂટ બાધીને એક નાનુ પારસલ લઇ આવશે અને પછી આપણે નાના હતા ને મેદાનમા ભાણા કહાડીને જમતા હતા તેમ બધી સહીઓ સાથે મળીને ખાઇ પીને મજાહ કરશે. આપણા તરફ શુ છે? ટી પર ગયા તો બધા જણાઓ અને બધી જણીઓ ટેબલપર બીરાજશે, ત્યારે નાકના ટીચકા આસમાનપર ચહડી ગયલા. બચારી ઘરવાળી બધાને કાઇબી ખાવાને આગ્રહ કરી ઠાકશે–પણ જેમ ચલ્લીની પેઠે ઓછુ ચ ચેરીને ખાય તેમ વડાઈ! પીરોજાના આણકા જોઇને શીરા મનમા ગાઠ વાળશે કે 'રાન અમથી ઇતરાઇને વાજ વરેછ,' ને ગુલા બધાને દેખાડવા ઇંગ્રેજીમાજ પ્રે કશે એટલે જરબાઇનુ પાકીને પલેકાર થઇ જશે આવી વેળાએ સર્વેથી વધુ રમુજ તો એક બાજુએ બેસીન સવળો તમાશો જોવામાજ છે. પણ ચાલો, હવે એ વાત સર્વે કોઇ જાણે છે એટલે લબાણ કરવામા સાર નહી.

બીચારી નોકર અને દુકાનદાર છોડીઓ પણ આ મોજમાંથી ખાલી નથી. ઘરડી મા કે માસી હોય તે કાંઇ સુક્કું પાક્કું બનાવીને એક ટોપલીમાં નાખીને પોતાને હાથેજ ઉપાડીને આવાં એક રેસ્ટોરાંમાં પાંચ સાડા પાંચ વાગે આવીને એક ટેબલ રોકીને બેશે. થોડીવારમાં નોકરીથી છુટેલી છોકરી તથા તેણીનો ધણી અથવા ભાઇ અથવા અદરાયલો અથવા સહીઓ નાચતી કુદતી આવી પુગે અને સઘળા ટેબલપર બેસીને પાંચ છ આનાના ખર્ચમાં ઇવનીંગ પાર્ટી ગુજારે.

મુંબઇનું કોઇબી ગુજરાતી વર્તમાન પત્ર બર્લીનમાં આવતું હશે કે? આ ખ્યાલ ઘણીવાર મારા મનમાં આવ્યો અને તે એટલી હદ સુધી પહોચ્યો કે તે એક જાતનું દીવાનાપણું થઇ લાગ્યુ. આખરે ઘણી ખોળ કરતાં મારી જીજ્ઞાસા તુપ્ત થઇ. હા, ત્યા ફક્ત એકજ રોજીંદું ગુજરાતી વર્તમાનપત્ર આવે છે ખરૂં અને તેનો રંગ——સમજી લ્યો. પ્રેક્ટની જીકરી ઉડાડવાની જરૂર નથી. અત્રેનાં હોટેલોના સંબધમા એક પાઇંટ હું લખનાં ભુલી ગયો છું. દરેક મોટા હોટેલમા કાગલ પત્રો લખવાના ઓરડા જુદા છે જ્યાં જઈને લખવાના સાચા ઉપર તમારા ગમે એટલાં કાગલો લખવાની તમને છુટ છે. વળી બીજું શું? કોઈ કોઇ હોટેલોમાં તો ટાઇપ રાઇટીંગ મશીનાથી લખનારી છોકરીઓ તૈયાર હોય છે અને તમારે જેબી કાંઇ લખાવવું હોય તે સેહેજ દામમાં કરી આપે છે.

રીવાલ્વીંગ ઇલેક્ટ્રીક જાહેરખબરો પણ મે પહેલીજ વાર બર્લીનમા જોઇ એક મોટા ઉંચા મકાનને છેક મથાળે નજર કરીએ તો લાલ ઈલેક્ટ્રીક અક્ષરમા વાચીએ કે "ઓવરીલ" બે મીનીટમા તેજ ગમ નજર ફેરવ્યે તો લીલા અક્ષરમા હોય કે "નામીચી સીગારેટસ" વળી બે મીનીટ રહી જુઓ તો પીળા અક્ષરમા કાઇ ત્રીજુ જ. આ પ્રમાણે રીવોલ્વ થયા કરે અને તેમાથી જાહેર ખબર ચાલુ ને ચાલુજ રહે

બર્લીનનુ' એક બીજુ ખાતુ મને બહુજ રમુજી અને નવાઇ જેવુ લાગ્યુ. એ ખાતુ આયાઓ સાથ સાટા ઠોકવાનુ ખાતુ છે જેમ ભીંડીબજાર આગળ દાવની નામનુ બેસ ખરીદવાનુ ખાતુ છે તેમ આ સ્ત્રી નોકરો પસંદ કરવાનુ ખાતુ છે બર્લીનમા—બલકે આખા જર્મનીમા અને ખુદ ઈંગલંડમા પણ સ્ત્રી નોકરોનો જુલમ ભારી છે આ દેશમા જેમ લાકડી ગોવાકરી આયા સેહેજમા ઓછુ' પડતા પેલી નામીચી ગાસડી બગલમા મારીને નોકરી છોડવા નીકળી પડે છે, અને ઘડી ઘડી ધોભીના વાગા બદલાય છે તેમ અહીની મેડો પણ એક ઠેકાણે પાચ છ મહીના થયા કે નવી જગામા જવા માટે આભરી ગોધામા પડે છે તે લોકને એક જગાએ ચેન પડતુજ નથી ઘરના ખટલામા શેઠ તો કબુ વચ્ચે પડે નહી સઘળો સંસારી કારભાર મેમસાબ ચલાવે છે પણ મેમસાબની મગદુર નહી કે મેડને 'તુ'' કરીને કહે

બધુ "પ્લીઝ"ને જી હોથી કામ લેવાનુ, નહી તે આ હુ ચાલી દરરોજ સાજના આ સ્ત્રી નોકરોનુ બજાર એક મોટી ઇમારતમા ભરાય છે આ ઇમારતનો "આયા હોલ" ખાસ્સો આપણા બ્રોકર્સ હોલ જેટલો મોટો છે ત્યા બે પુરૂષો મોટા મોટા ચોપડા ઉઘાડા રાખીને જુદી જુદી ટેબલ ઉપર તૈયાર ઉભેલા જણાય છે આ બે છે તો ભાગીયા—પણ એક શેઠાણીનો જાણે વકીલ અને બીજો નોકરીની ઉમેદવારનો વકીલ સાજના જાત જાતની પોટ્રીઓ ત્યા આવે છે અને સાથે લાગી નોકરોની શોધમા નીકળેલી શેઠાણીઓ પણ ત્યા જમાવ થાય છે છ વાગતામા તો ત્યા ખાસ્સુ બજાર ભરાય છે બાઇઓ આમ તેમ ફરીને ઉમેદવારોના ચેહેરા જોય છે અને કોઇ ચેહેરો ધ્યાનના ઉતર્યો તો તેની સાથ વાત કરવા માડે છે જો કોઇ ગોર ગાલનડેની ભોળી ભટાક છોકરી નોકરી શોધતી આવી પહોચી હોય તો શેઠાણીઓ તેની આસપાસ કકડી જાય છે અને દમપરની દમપર કર્યા કરે છે કે ક્યારે પેલી વાત કરી રહે કે હુ અન્જમાવુ આ શેઠાણી અને નોકર જ્યારે પહેલા સોદો કરે છે ત્યારે રચના જેનાજેગ છે આપણા વરમા નથી આયા સાથ પશ્ન કરતી વખતના ભાવટા કયા તમોએ જોયા નથી? "જો, પહેલાથી બધુ કહુ છુ, મારી ચોત્રા ધોમાના—કોણને ત્યા ચાકરી રહીતી—કેટલુ મુધી ચાકરી ઉતી, કાય ચાકરી છોડી—બધુ કહે તે કામ કરવાનુ, તુ કહેશે આય કરૂ

ને આય નહીં તે મારે ત્યા ચાલશે નહીં, બચ્ચાનું બધું કામ કરવુ પડશે.” ઇત્યાદીની આબેહુબ નકલ અહીં છે પણ બર્લીનની આફીસમા સ્ત્રી નોકરો એવી ચોરયાસાર આવે છે કે સામી બાઇની પરીક્ષા લે છે. “મારા કામની વચમા નહી આવે, રાંધણીમા એકથી વધારે વાર પગ નહી મુકે, કોઇ મને મળવા આવે તેને ના નહી કહે, આઠ દહાડે એક આખો દહાડો મને છુટ્ટી જોઇશે, ધોભીના કપડા નવા ચાર દહાડે જોઇશે.” વગેરે સરતો પહેલાથી નોકરડી કરવા માડે અને ગરજાઉ શેઠાણી બધુ હા કહે. જો સોદો જમીઓ તો બેઉ જન પેલી ટેબલ આગળ જાય અને નોકરના વકીલના ચોપડામા શેઠાણી સહી કરે અને શેઠાણીવાળા ચોપડામા દાસી સહી કરે આ ચોપડામા અરસ પરસ શુ સરતો થઇ છે તે લખી લેવામા આવે અને પછી બાઇ પેલીને આગઉપર બે માર્ક ધીરે એટલે સાટુ નક્કી થઇ ચુકયુ આફીસના ધણીઓની ફી ભરીને બેઉ જણ ખુશાળ ચાલતી પકડે જ્યારે બાઇ ને દાસી મરાઇ પડે અને વરઘોડો પોલીસે ચઢે ત્યારે આ ચોપડામા સરતો વાચીને પોલીસવાળા ઈન્સાફ કરે આ લીધે આ દાસીઓની આફીસને સતાવાળાઓ ઘણુ ઉતેજન આપે છે કા નહી એવુ કાઇ આ મુંબઇ શેહેરમા થાય? જેઓના અભાગ્યા નસીબે છોકરાઓની અલગાર લાગી હશે અને જેઓના તેથીબી અભાગ્યા નસીબે આયાઓ રાખવાની ફરજ પડતી હશે તેઓ આ મારી સુચનાનું વાજબીપણું એક પળમા સ્વીકારશે.

---

## પ્રકરણ—૨૩ મું.

બધા મીત્રો કહેવા લાગ્યા કે બર્લીનથી જાઓ તે અગાઉ ત્યાંનો મોટો સ્ટોર્સ જોવાને ચુકતા ના. ત્યા ઘણું શીખવાનું છે. ચાલો ભાઈ, પરવારતાને કામ ને ધંધો. મેં અહીંનો આરમી એંડ નેવી સ્ટોર્સ જોયલો તે મેં જાણ્યું કે–હશે પણ જ્યારે દાખલ થયો ત્યારે તો ડોળા આસમાનપર ચહડી ગયા. આ શું સ્ટોર્સ કે સ્ટોર્સનો બાપ. હું સેહેલથી કહી શકું છ કે ઇમારત આપણી ટાઉનહોલથી દશેક ગણી મોટી હશે દાખલ થતાંજ બાનુઓના કપડનો ઓરડો જોઇ મેં મન સાથ ગાંઠ વાળયો કે જો ફરીથી બર્લીન આવવું તો હરગીઝ થઇ સાથે કોઇ ખર્ચાળુ બાનુને લાવવી નહીં–નહીં તો શેઠનું માથું મુડાઇ જશે. આખ્ખા સ્ટોર્સમા કેટલી વેચનારી છોડીઓ હશે ? શું ધારોછ ? ચાર હજાર ! ! દર બારણે બારણે એકસો કેશીયરની ટેબલો મુકેલી અને તે ઉપર બાનુ કેશીયરો બેસીને પૈસા ગણી લે. એક ઓરડામાથી બીજામા અને બીજામાથી ત્રીજામા આમ ખાડી દશેક ઓરડા પસાર કીધા કે હું તો થાકી ગયો પણ મારા મીત્રે હસીને જવાબ દીધો કે હજી તો આપણે પચાસમો ભાગ ફરયા નથી, હજુ તો એવા એવા આઠ માળ ચહડવાના છે પ્રીય વાચકો, ખરૂ માનજો કે આ જગી સ્ટોર્સ નથી, પણ નાનું જેવુ શેહેર છે.

હજારો માણસો, બાનુઓ અને બચ્ચાંઓ જાણે મેળામાં ફરતાં હોય તેમ ત્યાં ફરેછે. ચામડાંના ડીપાર્ટમેંટમાં એટલા બધા તો પોર્ટમેંટો, હારનીસો અને બીજી જણસો મારા જોવામાં આવી કે જે આખાં મુંબઇની દુકાનો ભેગી કરે તોબી ઉપજાવી ન શકાય. દરેક જણસ ઉપર ભાવની ટીકીટ માંડેલી એટલે કોઇને પુછવાની જરૂર ન રહે. ચોથે માળે જઇ પહોંચ્યા—પણ જરા સબર—કેમ પહોંચ્યા તેનું વર્ણન આપવાની જરૂર છે. ખુણે ખુણે ઈલેકટ્રીક લીફ્ટો છે તે મારફતે હજારો લોક ચાહે તેમ ઉતર ચહડ કરે છે પણ ભોય તળીએથી પહેલે માળે જવાનો ધસારો એટલો મોટો છે કે એકસો લીફ્ટ હોય તોબી પુરો પડે નહીં. એટલા માટે ભોંયતળીએ એવી ગોઠવણ કરી છે કે એક દશ ફીટ પોહોળો રબરનો પુલ સદા ભોંયતળીએથી પહેલે માળ સુધી રીવોલ્વ થયા કરે છે.




આ પ્રમાણે ક આગળ ભોંયતળીએ ઉભા કે ઝડપમાં રબરના પુલ ઉપર પગ મુકીને ચાહડી જવું કે લાગલા તમે પેહેલે માળ સુધી તણાઇ જશો અને ખ આગળ

આવ્યા કે કુદી પડવાનું.' આ રબરની ચકર ચકર ફરતી ગગરડી ઉપર એકી વારે પચાસ પચાસ જણ ચહડી બેશે અને મજેહથી સર્વેને ઘસડી લઇને પેહલે માળે નાખે. નાજુક લેડીઓ ઝીણી ઝીણી ચીશ પાડે અને પડી જવાના ડોળ ઘાલવાથી દયાળુ જવાનયાઓ તેઓને કમરમાથી ધરીને સલામત ઉતારે ! ઓ મા બાપ ! સારૂં છે કે આ સુધારો મુંબઇમાં હજી દાખલ થયો નથી. દરેક ખાતાઓનું શું બયાન કરૂં. એકેકું ખાતુ જાણે એકેકી મોટી રાક્ષસી વખાર. પીઆનો, મ્યુઝીક, વગેરેના ખાતામા બસેથી ત્રણસે પીયાનોજ રચી મુકેલી. લોહોડાકામના ખાતામા મોટા મોટા ઇનજીનથી તે ઝીણી ખીલીઓ સુધા. ફરનીચરવાળા ખંગમા કાંઈ નહી તો દશ હજાર દાગીના હશે. દવાઇનું ખાતું, ફલાનલનુ ખાતું, કોરીકામનું ખાતું, એવી કાઇબી ચીજ નથી કે જે ત્યા ન મળે એક જબરદસ્ત ખાતામાં કાપીને સોહોરી સારીને સાફ કરેલા બતક મરઘા અને તેબી હજારોથી વાત. આ ખાતામા ઓછામા ઓછી ત્રેસો કામદાર સ્ત્રીઓ હશે. પાસેજ ખંગમાં વાલ વટાણા, તરતરકારી, તાજી માછલી, જામ, જેલી, બીસકોટ, તાજી દુધ, ખાંડ, સાકર, હમા ચીજો. ને એટલા બધા ખરીદનાર કે છોડીઓને દમ ખાવાની ફરસુદ નહીં. દરરોજની પચાસ હજાર રૂપીઆની વકરી !! શું ધાર્યું મીસીઅરસ શરાફ બ્રધર્સ, ચીનાઇ બ્રધર્સ,

બેહેરામ રામ ગુવાદ બ્રધસ ? અહીં તાજી માછલી જોઇયે તો છે, તાજી ફ્રુટ જોઇયે તો છે, વાઇન છે. જે માંગો તે છે. ચાલતાં ચાલતાં ઠાક ચહડે અને તરસ લાગે તો લીફ્ટમાં બેસીને ચોથે માળે જતાજ બસો ટેબલો બીછાવેલી જ્યાં તમારે માટે બીઅર, વાઇન, ખાવાનું તૈયાર છે. પેલીમેર બેંડ વાગે છે, બીજી મેર ફુવારા ઊડે છે, હજારો કુંડાંઓ આસપાસ ઝુમી રહ્યાં છે અને તેની વચમાં તમારી નોકરીમાં સેંકડો ખુબસુરત નાઝનીનો અદબથી ઉભી છે. ફક્ત પૈસા જોઇયે. જાણી જોઈને ખાધા પીધાનું એટલું સસતું મુકી દીધેલું કે તેની લાલચે લોક આવે તો કાઈ ને કાઇ ચીજમા ઝટકાઇ જાય. આ બોહોળાં ખાતામાં જેબી નાટક કે આપેરાની ટીકીટો જોઈતી હોય તે તૈયાર. બહાર જવાનું કે પુછપરછ કરવાનું કામ નહી. નાટકની ટીકીટોની આફીસમાં જઇ પુછો કે શું શું નાટકો કે આપેરા થવાના છે તો તમારી આગળ લીસ્ટ મુકવામાં આવશે અને એક મીનીટમા તો તમને ટીકીટ પહેરાવી પણ દેશે. રેલવેમાં મુસાફરી કરવી હોય તેની ટીકીટો પણ અહીંજ મળે. મયુઝીયમમાં જવું હોય, પાદશાહનો મેહેલ જોવા જવું હોય, ઝેર જોઈતું હોય, જર જોઇતું હોય, જે જોઇયે તે બધું અહીં મળે છે. આ સ્ટોર્સ એક નાની જેવી દુનીયા છે. હું ગયો ત્યારે આશરે બે હજાર લોક ખરીદી કરવા ગુતાયલું હતું ને ચોથે માળે

સુનારે પાચસો જન જોબરવા બેઠેલા પચાસ હજારની રોજ વકરી, બાપા પચાસ હજારની વકરી ! પાઉ, તાજા ઇડા, તરકારી, ચીજરૂ, સુક્કી માછલી, આસ્ટ્રેલીયન બરફના બાધેનુ ગોસ, ખરા મોતી, બીલીઆન, કરોડો રૂપીઆનો સામાન જાણે ધણી ધોરી વગરનો પડેલો એક ખાતાના બ્હો રમકડાજ વેચાય એ બર્લીનના મેળા ! અહી મે એટલાં રમકડાનો સગ્રહ જોયો કે એટલા દુનીયામા હસ્તી પાનતા હશે એવોબી મને ખ્યાલ ન હતો આખી ઇમારતના ભોયતળીઆના સેકડો મગ મોટ્રી કાચની બારી અને તેના રોજ રોજ નવી નવી તરેહથી સામાન રચીને નુકનાર પચાસ અમલદાર ! ! મે એક બર્લીનની ચીત્રની ચોપડી ત્રણ માર્કે વેચાતી લીધી ખરી પણ હાથના લઇને એ પીડા કોણ કરે એના વીચારના હતો એનાના તે સ્ટોલની છોકરીએ મારો કાર્ડ માગી લીધો આખના પલકારાના ડીલીવરી બોય સાઇકલ ઉપર સવાર થયો અને હુ હજુ તો ફરીને નીચે ઉતરૂ એટલામા તો સેત્રવ હોટલનાથી રસીબ લાવીને મારા હાથના મુકી ઉદયન તે એ પણ હુ આ બર્લીનના સ્ટોર્સની વધુ વીગત આપીશ નહી, કારણકે વળી એના કાન કાપે તેવુ એક ખાતુ લડનમા છે તેનો જ્યારે હેવાલ આપીશ ત્યારે જોશો કે આ બર્લીનનો બુચો તો તેની આગળ કુચ બીસાદમા નથી

બર્લીનની એક નામીચી જોવા લાયક જગા સ્ત્રી મરદ નોકરોનો આતવારનો જાહેર "બૉલ" છે. આ નાચ એક મોટી ઇમારતમાં થાય છે. ત્યા જવું તો ભપકા સપકા અને નાકના ટીચકાંને ખીસામાં મુકીને જવું કારણકે તે દીવસે ત્યા આવનારા ભલા ધનેતરની દરકાર કરશે નહીં. દર રવીવારે આ "બૉલ" નાચ થાય છે અને ત્યા કોઈનેબી જવાની છુટ છે. એક મોટા દીવાનખાનામા બેએક હજાર લોક એકઠું થતું હશે. તેમાં મુખ્ય ભાગ નાના પગારના કલાર્કો, દુકાનની પોરીઓ, કુકો, સરવંટ ગર્લસો વગેરે જાણવું. વચ્ચો વચમા એક મોટો લાકડાનો ડાનસીગ પ્લાટફૉર્મ છે ત્યાં એકીવારે બસોથી ત્રણસો જોડા બેંડના સરોદપર નાચે છે. આ નાચનારા જોડા એક બીજાને ઓળખતાં હોવાં જોઇએ એવી કશી ખાસ જરૂર નથી—આપરા જેવા તરાહેત ધાણીબી દાખલ થયા કે લાગલી બે ચાર છોડીઓ દોડી આવી તમને ખેચાખેંચ કરશે કે ચાલ મારી સાથે નાચ. આ જગાએ વળગાવળગી અને મોહોબત ગીરફ્તારીનો પાર નથી. અજાણી છોકરીઓ બીર અને ધુમાડાપર એવી ઉશકેરાઇ જાય છે કે તેઓ કોણની સાથ જાય છે, કોણ સાથ ઘેલા કહાડે છે તેનું તેઓને ભાન રહેતું નથી. વંત્રીઓની પેઠે તેઓના બાલ છુટા થઈ જાય છે, કપડા ખોરાઇ જાય છે, ચેહેરો લાલ થઈ આવે છે અને નાચી નાચીને આખરે એક બે

વાગતાં લથડતા પથડતા ઘર જઇ બીજે દહાડે દોર બાંધ્યા પાછા ચાકરીપર

## પ્રકરણ—૨૪ મું.

શુ વર્ણન કરૂ ને શું ગખુ! જ્યા રોજ રાતના એકસોથી ઉપરે નાટકો, આપેરા અને ડાન્સ ચાલે ત્યા પેલા મીઠાઈગર બરફીને જોઇને સુગાય તેમ જીવ ધરઇ જાય છે ફક્ત રસ્તામા ગુપચુપ ચાલીને લોકના ઢણક જોવા માટે ઓછામા ઓછા ત્રણ મહીના જોઇયે ડાકટરી વીદ્યામા પણ બર્લીનની તારીફ છે. જ્યારે હું પહેલા યુરોપ જના નીકળ્યો ત્યારે લંડનમા ઓપરેશન કરાવવુ કે પારીસમા, વીસબેડનમા કે વીએનામા એવી તકરાર હતી ઘણાક તબીબોને મનથી બર્લીનની યુની-વરસીટી આખ અને વહાડકાપની બાબદમા કોઇબી થાણક કરતા ઉતરતી નથી એનો પુરાવો જલદીથીજ મને મળ્યો મારી આખના ઓપરેશનને બરાબર બે મહીના થયા હતા જ્યારે મને એક માસ ફરવા હરવાની રજા મળી ત્યારે પેહેલાથીજ પ્રોફેસર પાજેનસ્ટેચરે ચેતાવ્યુ હતુ કે અગર બહાર ફરતા હરતા કાઇબી આખમા ખટકો મારે અથવા અડચણ જણાય તો તુરત કોઇ નામાંકીત નેત્રશાસ્ત્રી પાસે જવુ જો બર્લીનમા હોઉ તો ડાકટર કોહેન બહુ જાણીતો છે તેની સલાહ લેવી અને ખરેખર તેમજ બન્યુ. થોડાક દીવસ પછી

જમણી આંખની જમણી બાજુએ જાણે ઝીણા ઝીણા આગીઆ કીડા ઉડતા હોય તેમ ચમકારા દેખાવા માંડયા. બંદા ગભરાયા અને લાગલા મારા મીત્ર મી૦ વાછા સાથ ગોઠવણ કરીને બર્લીનમાં સર્વેથી જાણીતા ઉસ્તાદ ડા૦ કોહેનના કનસલટીંગ રૂમમાં ગયા. માણસ બહુ ભલો-ખોદા એને સલામત રાખે. મારી આંખ જોતાંને વાર, મારા મોહોંમાથી એક શબ્દબી નીકળ્યા અગાઉ, હસીને પુછયું. "આ તમારી જમણી આખનું ઓપરેશન કોણે કર્યું? વીસએડનવાળા પાજેનસ્ટેચરે હશે?"

મેં અજાયબી સાથે હા પાડી; ત્યારે આ વીદ્વાન ડોકું ધુનાવીને બોલ્યો "હું પહેલાથીજ પામી ગયો કે તેના સીવાય આ કારીગરી બીજા કોઇની હોયજ નહીં— હું તમને મુબારકબાદી આપું છું—ઓપરેશન ઘણુંજ ઊમદા થયલું છે અને હવે તમારી જીંદગી સુધીની ખોડ ગઇ, તમને આ તારા સેતારા દેખાય છે તે કાંઇજ નથી પણ બદહજમીને લીધે છે. બે દહાડા જરા અરધી ભુખે ખાજો અને બધું નાહસી જશે—સાહેબજી."

આ સધીઆરાથી મારા મનની ચીંતા કેટલી દુર થઇ હશે, તે તો જીવજ જાણે છે. પણ એક વાત સીદ્ધ થઇ કે આ તરફના વૈદ મહારાજોની પેઠે ત્યાંના વીદ્વાનો એક બીજાની પુઠ એક બીજાની ઘોર ખોદતા નથી અને પ્રોફેસર પાજેનસ્ટેચરની કીર્તી ખુદ બર્લીનમાં પણ જાણીતી છે.

પણ જેમ વીસ્રમેકનને ચીટકી રહયો તેમ બર્લી-નમા ટકી રહેવાનો મારો વીચાર નથી. હવે તો રડે ગડ રોટલો ને બાઇ મારૂં ધ્યાન. એકના એક વખાણ કીધાથી કાઇ તમારેથી ત્યાં જવાયું ? ઊનટો બળાપો ફ્રાવવામા મને હાસલ શી ? જવા દયોની ભાઇ, બર્લીન ઘણુ ખરાબ છે, કાઇ વાતમા દમ નથી. નરૂં જાણે ડુમ્મસ ! મીત્રોએ સલાહ આપી કે અહીંની પાર્લ્યા-મેંટ, રાજ સભાનું મંદીર, જોયા વગર જવું નહી. ચાલો, આ મંદીર જોઇયે ઇમારત બહુજ ખુબસુરત, બેઠકો મોરોકો ચામડાની, હૉલ ગંજાવર મોહોસમ નહી એટલે અલબતા બધુ ખાલી હતું પણ દારૂ પીજીએ નહી તો વાસથી રાજી થઇયે ઊમરાવોવાળા દીવાન-ખાનામા મને શાહાનશાહની બેઠક દેખાડવામા આવી. રૂપીઆ સોએકની ખુરસી હશે હું તો જાણુ કે જર્મન શાહનશાહના તખ્ત ઉપર કેવાક હીરા મોટી જડયા હશે અને કોઈ ન જોય તેમ એકાદ બે ઉપાડી જઇશ. પણ બાખ રાખ મળે નહી. મેહાગનીની સાદી ઉંચી ખુરસી અને તે ઉપર બ્રાઉન રંગનું રવાદાર ચામડુ જડેલુ. એના કરતા તો આપણા કોરપોરેશનના ચેરમે-નની ખુરસીનો ઠરો ભારી છે. પણ આખર કરે તે મહાન શાહનશાહની ખુરસી એટલે સાથે આવેલા રાખ-નદારને પાણીનુ ગલાસ લાવવાને મસે બહાર કાઢીને મે ઉપર બેસી જોયુ. કોણ જાણે વખને બેયથી તેની

મોટાઇ અને અક્કલ મારાં ભેજાંમાં ઉતરીબી જાય. પણ મેહેનત બરબાદ ને ગુનાહ લાજમ. લાકડાં જેવી કઠણ અને અરધો કલાક બેસીએ તો બરડાની બેવડ વળી જાય એવી આ નામાંકીત ખુરસીને હું ભુલીશ નહીં.

ત્યાંથી નીકળ્યા તે મોટામાં મોટું આપેરા હાઉસ જોઇ વળ્યા. અમથું નાનું કરચલાં જેટલું. દશ હજાર માણસ તો કોણ જાણે કયાં ખુણામાં માઈ જાય. બહાર ઉંચા વરંડા ઉપર સેંકડો ગોળ ટેબલો ગોઠવેલી કે વચમાં વીસામા વેળાએ ખાધા વગર જીવ ફરી આવે તો જરા વળી ચાસની કરી આવે. ખાધાપીધા વગરનું જીવતરજ બળયું! ઉપર જવાની સીડી આપણી 'ટૉંડાલ' જેવી અને સંગેમરમરની તેમજ થાંભલા સઘળા સંગેમરમરના. અંદર ફરવા હરવાની જગાએ કુંપીલી મખમલ અને સોનેરી નકસી તથા હજારો ઈલેક્ટ્રીક ઝુમરો ઉપર બધો ધુજારો જોઇ જીવ વીસમય પામ્યો કે આ શું નાટકશાળા છે કે પાદશાહનો મેહેલ? મને ખબર મળી હતી કે આવા મોટાં પ્લે હાઉસમાં જે નામીચી ગાનારીઓ આવે છે તેઓના સ્ટેજ ઉપરના ખાસ ઓરડા જોવા લાયક છે. મુંબઈની નાટકશાળાઓમાં ગંધ મારતી ભવૈયા છોકરાઓની બનેલી પરીઓ કેમ રહે છે અને સાબુની કેવી મારામાર છે, તે હું અંગત અનુભવથી જાણું છું. એટલે આ બર્લીનના સર્વેથી મોટા સ્ટેજ ઉપર કેવો મામલો હશે તે જોવાને

કુદરતી ચીને મારું મન લલચાયું. પણ રુએવાસ કહે ને લેડીઓના પ્રાઈવેટ રૂમસ દેખાડવાનો હુકમ નથી અરે બાપુ, અમે તો ઇનડીઆના રહેવાસી છેએ અને લેડીઓના ઘાઘરા કેવા હોય તે પણ સમજતા નથી પણ પેલાની નાથી હા થાય નહીં. આખરે ખીસામાંથી એનમતી રૂપેરી ચાવી કહાડીને ગાખનદારની હથેલીને લગાડી જોઇ તો તુરત દરવાજા ખુલી ગયા. કોઈને કહેતા ના—આમ નાકે જીભ લગાડીને આ ક્રીસ્ટનાઈ ખસલતના ગાખનદારે અમને સ્ટેજ ઉપર દાખલ કીધા. હવે શું લખું ભાઈ ખરસેદજી બાટલીવાલા અને કાવસજી ખટાઉ—દયાશંકર અને જયશંકર? જોટી મખમલ ઉપર સરસથી વળગાડેલા ચક્ચકાત દેખાવો અને એડી આગલથી મેલા અમનગ થઇ ગયલા મોજાંનો તમારો અનુભવ કહી સમળાવો. અકેકી નાટકી સ્ત્રીના ઓરડા ખાસ્સા અમારા હોટેલના ઓરડા જેવડા મોટા અને તેમાં મોટી આરસીઓ અને કબાટો જહેલી! કોઇ મળવા ભેટવા આવે તે માટે નોગેડો રામદાની ખુરસીઓ અને ફ્લાવરપાટો અને સેંટ બાટલી અને પાઉડર પફ્ફો—અને બીજી હમા ચીજો જેનું લીસ્ટ પણ મારી પાસે નથી હું ધારું છું કે આપણી તરફના નાટકના માલેકોએ પોતાની સુગ્રાભીત પુરૂષ પત્રીઓને વહાણ ભરીને વીલાયત લઈ જઈને આ નાટકશાળા દેખાડી આણવી જોઈએ ને અહીં જોવું

કે પુરૂશ એકટરોના ઓરડા સઘળા એક બાજુએ અને સ્ત્રી એકટરોના ઓરડા તદન બીજી બાજુએ છે અને તેઓ એક બીજાના ખંગમાં જઈ શકે તેવી ગોઠવણજ નથી. તેઓ પોતાના ભાગ બજાવવા સ્ટેજ ઉપર મળે તેટલોજ વાર—બાકી પછવાડે ગ્રીન રૂમમાં તેઓ જાણે એક બીજાને ઓળખતાંજ નહીં હોય તેમ રહે છે અને વર્તે છે. તે છતાંબી આ નાટકશાળાની પછવાડેની જીંદગી યુરોપમાંબી ઘણી વાંધાભરેલી છે એમ કહેવા વગર મને ચાલતું નથી.

બર્લીનના સતાવાળાઓએ ખાંડી દશેક મારબલ અને કાંસાના પુતળાઓ શેહેરમાં ભરી મુકયાં છે તે પણ મારી નાજુક ચશમોને અનુકુલ લાગતું નથી. અવારનવાર છુટા છવાયા હોય તો શોભે પણ જયારે જાહેર રસ્તા ઉપર બતીનાં ફાનસોની પેઠે સેંકડોથી લાઈન લંબાય ત્યારે તે પુતળાં વેચનારની દુકાન જેવું લાગે છે.

જર્મનોનો હમણા નવો અભખરો એ છે કે લશકરી દોરદમામમાં ઈંગ્લંડથી ચઢીયાતા થવું. આ કારણથી તેઓ પોતાની આવકનો મોટો ભાગ લશકર ઉપર ખરચી નાખે છે, અને તે લીધે સમજુ રઇયત પોકાર કરતી રહી છે. એ લોક બબડે છે કે જે પૈસા દેશને આબાદ કરવા સારૂ વાપરવા જોઇયે તે સઘળા લશકરને મોટું કરી ઈંગ્લંડપર સરસાઇ કરવામા ઘસડાઇ જાય છે તે

અમારે કબુલ નથી. પણ રાજ સુભા સમજતી નથી. તેઓ ધારે છે કે જમીન ઉપર તો અમે ઈંગ્લંડની બરાબર થઇ ચુક્યા એટલે હવે તેઓ પોતાનું દરીયાવર્દી ખાતું વધારવા પડ્યા છે અને વરસે દહાડે કરોડો રૂપીઆ ખરચી નાખે છે. શું 'જર્મન સોલ્જર'નો ઠસ્સો! અકેક આફીસરના ઠેસ જોઇયે તો આપણી આંખે ચીત્રી આવી જાય. કામન સોલજરથી ઉંચી બનાતના ડગલામાં સજ થયલો અને ખાસ્સો પોખાયલો યાને ઉંચો ગગાર જેવો. હલકી મંડળીઓ કે હલકાં પોચખાનામાં જવાનો આફીસરને હુકમ નહીં. દરેકે ગ્રહસ્થની પેઠે વરતવું જોઇયે. વળી ચાલતા ચાલતામાં ડ્યુએલની ધાક. જરાબી આફીસરને ઓછું પડ્યું કે પીસતોલ અને તલવાર તૈયારજ છે તે તરફ સતાવાળાઓ ઘણા આખ વીચામણ કરે છે.

પણ જર્મની આમ વધી કેમ ગયું? એ મેં અગાઉ સમજાવ્યું છે. ઇતીહાસનો દરેક અભીયાસી જાણે છે કે હાલનો જર્મન એમપરર તે ફક્ત પ્રશીયાનો રાજા હતો. હવે તેની પડોશમાં સાક્સની, બેવેરીઆ, વરટેમબર્ગ, હોયનઝોલરન, વગેરે નાના રાજવાળાં હતા અને પોતપોતાનું હાણીઆ કરતા હતા. અવારનવાર લડતાથી, વઢતાથી અને પોતાનું રાજ ચલાવતા. એવામાં ફ્રાન્સ સાથેની ખટપટ જાગી—ત્યારે ચકોર બીસમાર્કે એક અચ્છી બાજી રમ્યો. તેણે આ જુદા જુદા રાજવાળા-

ઓને સમજાવ્યા કે 'તમે પોતપોતાનામાં નકામા શા માટે લડી મરો છો? તમો કોઇ દહાડે સાથે મળીને પ્રશીઆને તો હફાવી શકો તેમ છે નહીં, બલકે લાગ ફાવવે કોઇ કોઈ બહાને પ્રશીયા તમારૂં એક પછી એક ગામડું ખાઇ જશે. માટે આપણે બધા ભાઇઓ એકઠા થઇ જઇયે. સઉ સઉ પોત પોતાના રાજ ચલાવે પણ જ્યારે આખાં જર્મનીની સામે કોઇ આવે ત્યારે આપરે બધા ભાઈઓએ એકઠા મળી જઈને સાથે લડવું. આપણી રાજસભા વધતાં મતથી જે ઠરાવે તે સર્વેને કબુલ.' બીસમાર્કની એક તો આ મીઠી મીઠી સમજાવટ, તેમાં વળી તે વાર ઘરડા વીલીયમ ત્રીજા ઉપર જર્મનોની કુરબાની, એટલે બધા રાજવાળાઓ શીશામાં ઉતરી ગયા. એટલામાં ફ્રાંસ સાથની ખટપટ જાગી. રાજ સભા મળી અને તે માટે પ્રેસીડંટ તો ઠરાવવો જોઇયે. અલબત્ત એકમતે વીલીયમ ત્રીજાને સરનશીન ઠરાવ્યો અને તેવણ જર્મન એમપરર દાખલ ચીટકી બેઠા તે આજ સુધી. હવે આ સઘળા નાના રાજવાળા પોતાની ચુક જુવે છે. તેઓ કાંઈ આ ગોઠવણથી રાજી નથી. આ તો લાકડાંના રાજાજીને બદલે દેડકાજી આવી બેઠા. પણ કરે શું? પથર તળે હાથ આવી ગયો એટલે કળવકળે કહાડવાનો. બચારો આસ્ત્રીઆવાળો આ સમજુતમાં સામેલ થવા ના પાડી બેઠો તો પ્રશીયાએ તેનો લડાઇમાં આટો કરી નાખ્યો.

જર્મનીનું આ લશકરી બંધારણ સમજાવી હવે

હું ત્યાની આરમરીનો થોડોક ખ્યાલ આપી બર્લીનને છેલ્લી સલામ કરીશ આ લડાયક ઓજારોનુ ખાતું અથવા પ્રદરશન દુનીયામા સર્વથી મોટું કહેવાય છે. દાખલ થતા એક ઉઘાડા ચોકમા કાઇ હજારો ફ્રેંચ તોપો લાઇનની લાઇન ગોઠવીને મુકી છે ફ્રેંચ સાથની લડાઇમા પકડેલી આ તોપો છે તેમા મીત્રેલ્યુર, દર સેકંડે અકેક ગોળી છોડે એવી સો ગોળીવાળી રીવાલવી ગ ગનો વગેરેનો હેરતભર્યો સંગ્રહ અહી જોવામા આવે છે માળ ઉપર લખ્ખો ફ્રેંચ બંદુકો, લખ્ખો ફ્રેંચ આફીસરોની લુંટેલી તલવારો નામવાર ભેગી કરી મુકી છે. આ તલવારોનો સંગ્રહ એટલો મોટો છે કે ખુદ સીલીંગો ઉપર સુરજના આકારમા તલવારો જડી લીધા છતા તેમની જગા થતી નથી અકેકી અસવારોની એવી બંદુકો મુકી છે કે જે ઉચકવાને માટે ઓછામા ઓછા આઠ માણસો જોઇયે. તે આસરે બારથી તેર ફીટ લાબી અને ઓછામા ઓછી વીસેક મણ વજનમા હશે એટલે તેને ખભે કેમ ચહડાવતા હશે તે મને હજી સમજ પડતી નથી તે ઉપાડવાને આપણો રૂસતમ પેહેલવાન જોઇયે. મારશલ બાઝે અને મારશલ મેક મેહોન તથા માર્શલ બુરબાકી વગેરે મોટા મોટા ફ્રેચ સરદારો જે ફ્રેંકો—જર્મન લડાઇ વખતે શરણ થયેલા તે સઘળાના યાદ અને લેબાસોના અહી સંગ્રહ ટીકીટો મારીને કરેલા છે તેમજ લોહોડાંના બખ્તરો જે અસવારોના મોટા મોટા જોધાઓએ પહેરેલા અને

જેરૂસેલમ ખાતે ક્રોસને માટે લડવા ગયલા તે ઘોડા સ્વારી સાથે અહીં સેંકડોની લાઇન કરીને ઉભાં રાખ્યાં છે. આ બખતરો જેનું વજન વીસથી ત્રીસ મણ હશે તે પેહેરનારનું શું કૌવત હશે તે જ્યારે આપણે નજરે જોઇયે છીયે ત્યારે સમજ પડે છે. બર્લીનની સર્વેથી જોવા લાયક જગા હું આ સંગ્રહસ્થાન સમજુ છું. આગલી તવારીખ ગોયા જાણે આપણી આંખ આગળ આવીને ઉભી રહે છે. આ સંગ્રહ કરોડોથી નહીં પણ અબજોથી ગણાતો હશે. જ્યારે નેપોલીયનને જર્મનોએ છેલ્લી લડાઈમાં હરાવ્યો અને તેની પાસેથી રાજ તજી દેવાનો કરાર લખાવી લીધો તે કરાર ખુદ અહીં જોવા મુકેલો છે. અને તેની એક નકલ હું મારી સાથે લાવ્યો છું પણ તેનો બલોક હું મારાં પારીસના વર્ણનમાં આપીશ.

---

## પ્રકરણ—૨૫ મું.

કાંહાંને કાંહાં આ યુરોપની રખડપટીનું કમથાણ માથે લીધું! જરા સુવાનો કરાર નહીં, જરા ખાધા પીધાનો સકાર નહીં. બસ, ઘરડા હો કે જુવાન, સાજા હો કે માંદા, પાતળા હો કે જાડા, ચાલ બે ચાલ બીજી વાત નહીં. એ તો ઠીક છે કે ત્યાંની હવા ઘરડાને જુવાન બનાવી નાખે છે, બાકી હીંદુસ્તાનનો ઉકળાટ અને આપણી તરફના પરસેવાની પીડા હોય તો કોણ

જાણે કેમ ગલેલી જેવા ગીલા બની જઈયે બર્લીનથી આર્જેન્ટ થયલો ઉઠયો કે સવારી ચાલી લાઈપઝીક તરફ સવાલ ઉઠશે કે યુરોપમા બીજાં મોટા મોટા શેહેરો છે, મૈલના મૈલ વીસ્તારના સરોવરો અને જંગી પહાડો છે તે છોડીને લાઇપઝીક કા પસંદ કર્યુ હશે! હુ તેનો ખોલાસો આપુ છું. ઝાડો અને પાહાડો જોવાનો મને ઝાઝો શોખ નથી હીંદુસ્તાનમા એવા દેખાવો કયા ઓછા છે કાશ્મીર તરફ જાઓ તો આપણો હીમતે બહાદુર હીમાલવા તમારા આલ્પસને ખીસામા મુકે તેવો ઓસ્તવાર ઉભો છે. સાભળ્યુ છે કે આખા યુરોપમા છાપાકળા માટે લાઈપઝીક સરદારી ભોગવે છે એટલે કહેવત છે કે સુથારનુ મન બાવળીઆમા તે મુજબ જે ધધો મારી બચગીથી મને દાળ રોટીથી સુખી રાખે છે તે ધધાની શેકાણી ગણાતુ શેહેર ન જોઉં તો અજીમ ગુનાહ કહેવાય વળી જાણ્યુ કે આ શેહેરે કેતાબમા એક જરથોસ્તી બીરાદર જાહોજલાલીથી રહી પોતાનો વેપાર ચલાવે છે અને સાથે તેમના નેકનામ બાનુ પણ ત્યા છે અને જર્નન ભાશા બોલે છે એટલે હુ મારા જાતભાઈઓને ઘણી મુદતે જોવાની લાલચ થોભાવી શકયો નહીં અરે દોસ્તો, જર્મની કે આસ્ત્રીયા કે ફ્રાન્સમા તમો બે ત્રણ માસ એકલા ફરો અને તમને ન આવડે તેવી ભાશામા મુગા બેહેરાની નીશાનીઓથી તમારી ગરજો જાહેર કરીને દહાડા કહાડો અને પછી જુવો કે તમારૂ

ઘર, તમારી માનીતી ગુજરાતી, તમારાં સગા સ્નેહી, તમારી માનીતી સાડી અને હાફરો આવતી વાડી કેવી યાદ આવે છે. આ મુદતે આપણા જાતભાઇને મળીને તેની સાથ પ્યારાં વતનની ખુશ ગોફતેગોથી છાતી કેવી ભરાઇ આવે છે. "હોમ સ્વીટ હોમ." ઓ, આ ક્વેતના લખનાર, તારી મગજ શક્તીને ધન્ય છે. તારી આ લીટી-ઓમા સચ્ચાઈનો કેવો સમુદાય થયલો છે તે આજે જાણ્યો. પાંચ કલાકમાં એક્સપ્રેસ ટ્રેનમા લાઇપઝીક આવી પહોચ્યું. પણ બાવા મારા, હાડકાનો ખુરડો અને ગોસ્તનો ગબરડો ખમવાનુ ખમીર હોય તો આ એક્સપ્રેસમા જજો. બને તો સાથે એકાદ લેપ અને જાડો જેવો પાટો રાખજો. કેમ જે આ એક્સપ્રેસ ટ્રેન કાઇ સાધારણ ઘોડાની ગાડી નથી પણ દેવેનામ દેવ છે. કલાકની એકસો માઇલની ઝડપ આગળ ધીરજ તે કયાથી રહે. બહારનો દેખાવ જોતા તો ડોસા થયા કેમજે આખ આગળથી ઝાડો અને બંગલાઓ પસાર થઇ જાય તે ટ્રેનની ઝડપને લીધે એવા એક બીજામા લપેટાઈ જાય કે એક લીલા પાટા સીવાય બીજું કાઈ જણાય નહીં. વળી ઝડપને લીધે ટ્રેનનું 'ઓસીલેશન' એટલું કે પુરૂં ઉભું ન રહેવાય તો ચલાય તે કયાથી. કામ પડે ને ચાલવા જઇયે તો જાણે ખુબ દારૂ પીને પેંગા ચેંગા ચાલતા હોઇયે તેમ ગાડીની એક બાજુ પકડીને ડોળા ખાતા ખાતા ચાલવું પડે. વળી ઠંડી તો કેહેજે મારૂં કામ, કોલસાના ધુમાડા

કહે કે લેશો ના મારૂં નામ. બારીઓ બંધ, બહાર સઘળું કાળું અંધ ને બસ આંખ મીચીને ચાલ, ચાલ, ચાલ બસ ચાલ. આ ટ્રેનમાં ડાઈનીંગ કાર હોવાથી બીજી વાતે તો અડચણ નહીં પણ ડાઈનીંગ કાર છેક નાકે જોડેલી ત્યાં જતાંજ પા કલાક જોઇયે. જેમ તેમ ધરી પકડીને લથડતા પથડતા આપણી સીટ ઉપર ધબ દઇને બેઠા કે વેટર બાપડાઓનોબી એજ અવતાર. હાથમાં ખાણાની રકાબી લાવે તેબી પગ પોહોળા કરીને બંને બાજુની ટેબલને બદન ઘસડતા ઘસડતા આવે ત્યારે. ગાડીનો ઠપકો એવો કે જરા અલગ જો ચાલવા જાય તો આ કસાયલા કામદારોબી જમીન માપે. કેમ, હવે ગાડીની ઝડપ અને આંચકો સમજ્યા? હું બહુ અચરત થાઉં છું કે આવી ઝડપ અને આટલી બધી ટ્રેનો આમનસામન દોડવા છતાં તેમજ આવા અંધારામા અકસ્માત થતા કેમ ન હશે. લેજ્યું લેજ્યું, બીજ્યું કાંઈ નહી. ત્યાના અકેક પોઈંટસમેન તે આપણી તરફના ટ્રાફીક મેનેજરો જેટલી લેજાંની ચાલાકી ધરાવે છે. અહીંના બચારા કાચી બાજરીનો રોટલો ખાઈને નવ રૂપીઆમા પેટ ભરનારા ઘાટી પોઈં-ટસમેન અને પોરટરો જે કામ કરે તે કરવા માટે ત્યાં બાર રૂપીએ બારની બનાતના ડગલા અને કિરમ્બી પટ્ટી-વાળા અમલદારોને દર માસે સવાસોથી દોઢસો માર્ક મળે છે એટલે પછી અહીંના ઓચીયાં કરતાં ત્યાંના ગોરા પોરટરો ને કામદારો પચીસ હીસ્સે સરસ કામ બજાવે

તેમા કાંઈ નવાઇ છે! પણ ખરૂં લખવામા કાંઈ પ્રાન નથી ટ્રેન જ્યારે ફુંફરા મારતી એક જાલમ દેવની પેઠે અંધારામા દોડતી હતી, ત્યારે ઘણીવાર મેં ઈચ્છયુ હતુ કે મંજલનો છેડો આવે તો સારૂં. ઘણીવાર મને વીચાર આવ્યો કે સમજો કે અહીં કાંઈ કાટાનું કટેસર થાય તો! મારા જેવા એક ફોરેનરની કોણ ખબર લેનાર છે, મને ઓળખનાર કોણ છે, અકસ્માતની ખબર લાગત વળગતાઓને કોણ પહોચાડનાર છે અને— પણ ચાલો જવા દયો. જેને ખોદા રાખનાર છે તેને કશી પાતીનુ બીવાનુ નથી

આહ! જ્યારે સ્ટેશન આવ્યું અને ગાડી થંભ ઉભી રહી ત્યારે મે એક સંતોશનો દમ ખેચ્યો. પણ યાદ રાખવુ કે લાઇપઝીકની ટીકીટ લીધી એટલે તમને બરાબર ઠેકાણે ઉતારશે એવી ગણત્રી રાખવી નહી. એ શેહેરમા તો ચાર પાચ જબરજસ્ત સ્ટેશનો છે અને તે અહીથી વાદરે સુધીના છેટાએ હોવાથી ખોટા સ્ટેશન ઉપર ઉતરયા તો હાડકા ઠેકાણે પડતા બીજા બે ચાર કલાક નીકળી જતાબી ઠર પડશે નહી. મને આ વાતની ખબર નહી એટલે આપરે તો 'લાઇપઝીક'ની ટીકીટ લઈને બેઠા. સારૂ થયુ કે મારા મેહેરબાન શેઠ હોરમસજી બી. ખાનને મે આગળથી તાર કીધો હતો કે હું ફલાણે કલાકે નીકળતી ફલાણી ટ્રેનમા આવુ છું. તેવણ લાઈ-પઝીકની ભુલ ભુલામણી સમજે એટલે પામી ગયા કે

આ બચારો જરથોસ્તી નકામો રખડી પડશે તેથી પોતેજ ઘણી સભાળથી ખબર કહાડી કે બર્લીનથી રાતના નવ વાગે ઉપડેલી 'એક્સપ્રેસ'મા એક પાસીનજર જો લાઈપઝીકની ટીકીટ લઈ પાધરો આવે તો તે કયા સ્ટેશન ઉપર આવવો જોઇયે મારા સારા નસીબે ખાનસાહેબ આબાદ સ્ટેશનપર આવી ઉભેલા અને મારો હાથ પકડી ગુજરાતીમા ખબર અતર પુછી ત્યારે મે જાણ્યુ કે આ તો બસ્તે કુસ્તીઆન છે બાકી સઘળા ચેન ચાળા ઘાટ વટમ, મરોડે મુસતાશીએ ઈમપીરીયાલ, સઘળુ જર્મન ઘણી ઓઝરખવાહીથી સેવને પોતાને ત્યા ઘસડી ગયા અને જે આગતાસવાગતા કીધી તેનુ હેશાન હુ ભુલીશ નહી મારે બા, ફોકટમા નાકે જીભ શા માટે લગાડુ આપણા ટાટીઆબી મરઘીવાળા જેવાજ હતા અને મારા હુનજાતી સાથ મન મુકીને વાત કરવાનો જીવ વખ વખ થતો હતો એટલે વણી જીદ કીધી નહી મી૦ હોરમસજી ખાન અથવા તેમનુ જર્મન નામ આપુ તો હેરન એચ બી કહાન, ના૦ ૮ આર્ટીલરી સ્ત્રાસેમા ઘણા ભપકાથી પોતાના નોહોરદાર સાથ રહે છે ઘરનો ઠાઠમાઠ ભારી છે કારણ કે ખાનવાળા સાહેબો એક તો પૈસે આબાદ અને વળી મી૦ હોરમસજી લગાર શોખીન જીવડા છે અને ચાઈકાન અને ચીનીકાનનો ગલબો ગાઝો છે એઓ ત્યા એજનસીનુ વેપારી મન કરે છે અને શેહેરમા ઇજ્જત અને આટ સારી છે એઓ કોન્દબો અને વીલાયતવાળા

મી૦ ભીખાજી ખાનના જમાઇ થાય છે અને પરણીને પોતાની પ્રીયાને લઇને લાઈપઝીક સીધારયા પછી હું અગીઆર મહીને ત્યાં જઇ પહોચ્યો. એટલામાં તો ચતુર અને ભલાં મીસીસ ખાન (જર્મન, ફ્રાઉ કહાન) જર્મન ભાશામાં ઠીક વાત કરી શકે છે અને આ નાનકડા સુખી પારસો —જર્મન કબીલામા એક ત્રીજો ઘણો નાનકડો મુશાફર પરવરદેગારની બક્ષેશથી જર્મનીમાંજ તવલુદ થયો છે.

આખરે હાડકા ઠર પડયા ખરા. હાકેલો હોકાયલો પહેલે દીવસે હું જેવો બપોરના ચાર કલાક ઉંઘયો તેવો મારા જનમમા બેખબર ઉંઘેલો મને યાદ નથી. લાઇપઝીક નાનું જેવું બર્લીન છે પણ યાહ, તોબાહ એલાહી. કોઇ વખત જો એકાદ ચંડાલ માખ ખતે પડી તો તમારાં નાક આગળથી કલાક સુધી ખસે નહીં—જાણે ઘું ઘું કરી પુછવા માગતી હોય કે બા તું કોણ છે, કયાથી આવ્યો, તારો ચેહેરો મારી ઓળખમા આવતો કેમ નથી, ઇત્યાદી. એક તો આ દેશમા મચ્છરદાણીનો ચાલ નહીં ને તેમા આ માખની બેજારી ઝાઝી એટલે વીચાર પેદા થયો કે ટકાશે તે કેમ. પણ હકીરને વળી પાછી નવી શોધની વ્યાધી થઇ આવી અને પેટંટ મચ્છરદાણીનો એક તોર શોધી કહાડયો છે તે હું વગર ફીએ તમને બક્ષીશ કરૂં છુ. ઘણો કામનો છે. કેથે જવું તો એક નેટનો સદરો લેતા જવું પણ તેમા ગળામા ઓળવવાનો ગાળો કાપવાની જરૂર નથી. ફકત ગુણના કોઠળા જેવું

ખોલું હશે તો ચાલશે. જ્યારે કામ પડે ત્યારે આ ખોલું માથા ઉપરથી કમર સુધી ઓળવી દઇ ખુશાલ થુઇ જાઓ. માખનો ઘુંઘવાટો સંભળાશે પણ તે બેસીને તમને કાયર કરવા પામશે નહીં. આ સીવાય બાકી લાઇપઝીક બેહેસ્તખાનું છે. દરેક મોહોલે મોહોલે હજારો ઇલેક્ત્રીક ટ્રામ ફરે છે એટલે તમને ગાડીના પૈસા ખરચવાની જરૂર નથી. હોટેલો અગણીત છે. હું ધારૂં છું કે હોટેલ ને પાંથીઆ ને કાંઇ મળીને સુમારે દોઢસો ઉપર હશે. નાહવાની તકલીફબી હોટેલમા કે ઘરમા લેવાની જરૂર નથી. જગેજગ ટરકીશ બાથ, વરાળનો બાથ, ઉની હવાનો બાથ વગેરે તૈયાર મળી શકે છે. રાતના જાગ્યા પછી ઉંઘ ન આવતી હોય તો ગલીએ ગલી કાનસર્ટ અને થીએટર. પૈસા ખરચવા ન ગમતા હોય તો 'ગીવેનડ હાઉસ' કરી એક રાક્ષસી બગીચો છે ત્યા જઇ બેસો ને ત્યા એવો કોનસર્ટ મુફત સાભળસો કે તમારો જીવ બાગ બાગ થશે. કહે છે કે આ નામીચા કાનસર્ટ છેક ૧૭૪૩ ના સાલના સ્થાપેલા છે અને તેનો પહેલો કનડકટર આપણી પારસી બાનુ પીઆનીસ્ટોનો વહાલો પ્રોફેસર મેનડલસ્હોન હતો. મ્યુઝીઅમો અને પીકચર ગેલરીઓનો અહીં ઠાગ નથી. તે જોતા જોતા તો હું થાકી ગયો છું અને હજી તો ઘણું આગળ ચાલવાનુ છે.

લાઇપઝીકમા સુમારે પાચ લાખની વસ્તી છે. તે સાક્સનીનું પાયતખ્ત કહેવાય છે અને બધા જર્મન

રાજવાળાની સમતીથી આખાં જર્મન સંસ્થાનોની વડી અપીલ અદાલત અહીં સ્થાપી છે. એટલે જે બધા રાજવાળાઓએ મળીને એક જ્યુડીશીઅલ કોરટ બનાવી છે અને તે આપણી પ્રીવી કાઉનસીલની પેઠે કામ કરે છે અને તેનો ચુકાદો સેવટનો ગણાય છે. આ ધરખમ ઇમારતબી તેની મોતેબરીને લાયકનીજ છે. તે ઉપર ફક્ત પચાસ લાખ રૂપીઆ ખરચ થયો હતો. આ જબરી ઈમારતને ચાર મજલા છે. તેમાંથી સર્વેથી ઉપલા મજલામાં કીમતી ઓચરીઆં રાખવામાં આવે છે અને તેને બારીજ નથી. સઘળું ઉજરડું ઉપરથી પડે છે. આ ઉપરથી જણાય છે કે લાઇપઝીકમાબી બચારાં ભલાં માણસો ઘણાં હશે, પણ તેના કાન કાપે તેવા ભલા અમલદારોબી છે. જે વડી કોર્ટનું દીવાનખાનું છે તે ઉપર ૨૨૪ ફીટ ઉંચો, એટલે આપણા લગભગ ૨૦ માળ જેટલો ઉંચો ગુંબજ ચહડાવ્યો છે અને વળી તેનીબી ઉપર 'ઇનસાફ દેવી'નું પુતળું ઉભું કરેલું છે. આ નામીચી ઈમપીરીયલ કોર્ટના બીજા ખંગમા યુનીવરસીટી લાઈબ્રેરી છે જેમાં પાંચ લાખ વાલમ રચીને મુકેલા છે. ૬૦૦૦ હસ્ત લેખો —તેમાં લેટીન, અરબી, ઈજીપશીયન, સંસ્કૃત, ક્યુની-ફોર્મ વગેરે—જે અકેકની કીમત લખ્ખો રૂપીઆથી થાય તે જોતા જોતા મગજ ચકભમ થઇ જાય છે. હવે બસ—આજે તો મારૂં માથું દુખી આવ્યું.

---

## પ્રકરણ— ૨૬ મુ.

કેમ? હજી લાઈપઝીકની વધુ ઓળખ કરવી છે? તમારા હીંદુસ્તાનમા મોટામા મોટ્રી યુનીવરસીટી કઈ છે? કલકત્તા કે મુબઈમા હશે અત્રે કાલેજોમા ઘણા ઘણા તો છસેથી સાતસો વીધાર્થીઓ હશે પણ નારા માનીતા લાઈપઝીકની ફક્ત એકજ કાલેજમા ૩૭૦૦ સ્ટુડ ટો છે આ કોલેજની જગી ઈમારતના મોટા હોલમા એક મોટો સ્થભ ઉભો કીધેલો છે ૧૮૭૦–૭૧ ની જીહાગાર લડાઈમા જે સ્ટુડ ટોએ સોલજરો દાખલ ખુશીથી કામ કરીને પોતાનો જીવ પોતાના વતનને માટે આપ્યો, તેઓની યાદગારીમા આ મીનારો ઉભો કીધો છે આસપાસ મરણ પામેલા વીદ્યાર્થીઓના શીક્ષા ગુરૂઓના મા બલના પુતળા ગોઠવી મેલ્યા છે આ મીનારો જ્યારે મે જોયો ત્યારે આપણી કાલેજોના બરમુછીઆ, છાતી બેસી ગયલા, “વાકી ડોકી સટ્ટે” જેવા ખોખાઓ યાદ આવ્યા; અને તેમની સરખામણી આ બહાદુર લટરૈયા જર્મન છોકરાઓ સાથ કરતા અફસોસનો દમ ખેચ્યા વગર ચાલ્યુ નહી, કે એ પરવરદેગાર, આપણે રાજદવારી હકો માગયે છીયે, ગનગજના ભાષણો કરયે છીએ પણ વતનની ખરી દાઝવાળા આ લડાયક છોકરાઓની પ કતીએ આપણે કયારે પહોચીશુ? આએજ યુનીવરસીટ્રીના રાક્ષસી મેહે-

લના એક ખંગમાં મ્યુઝીકલ કાલેજ છે તેમાં ૯૦૦ છોકરાઓ સંગીત શાસ્ત્રની તાલીમ લીયે છે. ભુલ કરશો ના. તે લોક "બંગાલી બાબુ"નો રાગડો કે "સૈયાં કે ચીત્ર બીન પ્રીતમ પ્યારે"નો ખીચડો વગાડી તેને મ્યુઝીક સમજતા નથી–પણ મહાન ઉસ્તાદોના હાથ તળે વીબર અને ડોનીઝેટી, મેનડલશોન અને ગુબેર જેવા જગ પ્રસીધ્ધ કવી મ્યુઝીશીઅનોના 'ક્લાસીકલ' પાઠોની તાલીમ લીએ છે. ગોયા મ્યુઝીક તેઓની કેળવણીનો એક જરૂરી ભાગ છે. હલકામા હલકો નાચીઝબી ત્યાં મ્યુઝીક વગર ખાલી નથી. જો કોઈબી પુરૂશ અથવા સ્ત્રી ત્યાં થોડું ઘણુંબી મ્યુઝીક ન જાણે તો તે આપણા દેશ તરફનો કકો ખખો લખી ન જાણનાર હેલકરી જેવો અભણેલ અણઘડ કહેવાય.

નામાંકીત નેપોલીઅન બોનાપાર્ટ જે ફ્રાંસથી નીકળી જીતનો જીતતો છેક એશીઆને નાકે સુધી આવી પહોંચ્યો હતો અને જેણે એક વાર આખાં યુરોપને જીતવાના સોગંદ લીધા હતા તેની મોટામાં મોટી લડાઇ લાઇપઝીકનાં ખુદ શેહેરમાં થઈ હતી. તે મેદાન જોવાજોગ છે. ઇતીહાસના અભ્યાસીને આ મેદાનમાં ઉભું રહી વમાસણ કરતાં એક જાતનો અજબ જેવો હાંફરો ચહડી આવે છે. ૧૮૧૩ ના અકટોબર માસની ૧૬ મી તારીખથી આ લડાઇ શરૂ થઇ તે ચાર દીવસ સુધી ખડે પગે ચાલી. આ વાર નેપોલીઅન બોનાપાર્ટ દોઢ લાખ માણસનું

લશ્કર મેદાનના ઝીપલાવ્યું તેની સાને જર્મન, આસ્ટ્રીઅન અને રશીયન રાજાએ ૩ લાખ માણસ ઉભા કીધા આ લડાઇના મેદાનનું જે વર્ણન હું લખું છું તેના તે વાગ બધી મળીને ૨૦૦૦ તોપ હાજર હતી એટલે તે વાગની ખુનરેજીનો કાઇક ખ્યાલ આવશે મેદાનને નાકે એક નાહની ટેકરી દેખાડવામા આવે છે ને ઉપર ઉભા રહીને હાથમા દુર્બીન સાથે બોનાપાર્ટે લડાઈનો મહુીના નીહાળયો હતો, ત્યા એક યાદગાર મીનારો ઉભો કરવામા આવ્યો છે ચોથે દહાડે સાંજના નેપોલીઅન હાર્યો અને ચાર દહાડાના લગભગ ૬૦ હજાર માણસના મડદા મેદાનના નાખીને પાછું હઠવા માંડયું સેનટ દોઢ લાખના લશ્કરમાથી ફક્ત ૯૦૦૦૦ માણસો સાથે ને રાહાઈન ભણી છટકવા પામ્યો આ પ્રમાણે ફ્રેંચોએ ૬૦૦૦૦ માણસો ખોવા ઉપરાત આ ચાર દહાડાની લડાઇમા પ્રશીયન, રશીયન અને આસ્ટ્રીયનોએ ૫૧૦૦૦ માણસો ખોયા એટલે જે ચાર દહાડામા એક લાખ માણસ ઉપર માર્યું ગયું ઉપલા ત્રણ રાજ્યોના જનરલો જે ટેકરી ઉપર ઉભા હતા ત્યા જ્યારે બોનાપાર્ટની હારની ખબર પહોચાડવાના આવી ત્યારે તેઓ તુરતજ ગુરણ ઉપર ત્યોના ત્યાન પડ્યા અને તે દાદારનો ઉપકાર માન્યો જે જગાએ તેઓએ આ સેઝદો કીધો ત્યા પણ એક યાદગાર સ્થળ ઉભો કીધેલો છે

પણ લડાઇને એક કોરે મુકી હવે આપણે લાઇ-

પત્રીકની જે મોટામાં મોટી ખુબી છે તે જોઇ લઇએ. હું અગાઉ કહી ગયોછું કે છાપાકળામાં અને કેતાબીના સંગ્રહના બાબમાં આ શેહેર આખા યુરોપનું સરદાર છે. જેમ મોહોલે મોહોલે મુંબઇ શેહેરમાં ડાકટરોના પાટીઆં ઉભાઇ જાય છે તેનાથી ચાર ચાશણી સરસ ત્યાં છાપખાનાં અને કેતાબખાના ઉભાઈ જાય છે. જેટલી કેતાબો લાઇપઝીકમાથી દર મહીને આખા યુરોપને પહોચતી હશે તેટલી હું ધારૂં છું કે પાચ વરસમા આખા હીંદુસ્તાનમાં છપાતી પણ ન હશે. તમે દુકાનોપર જઇને રંગબેરંગી ક્રીસ્ટમસ અને પતેતીના મુબારકબાદીના કાર્ડો લઇ આવો છો અને તે ઉપર ભપકાબર્યા ઇગ્રેજી છાપનારાઓના નામો વાચો છો—પણ સુઝમા રહેશો ના. આ સઘળા કાર્ડો લાઈપઝીકમા છપાય છે. ઈંગ્લડમા આ રંગીન શીલા છાપાકળાની આવડતજ નથી. સઘળા આરડરો જર્મની જાય છે અને ત્યાથી તે છપાઈને ઇંગ્લંડ આવે છે. એક જબરદસ્ત કારખાનુ મેં જોયું તો ત્યા લંડનના એક નામાકીત ક્રીસ્ટમસ અને ન્યુઇઅર કાર્ડ છાપનારનું સઘળું—તમામ કામ થતું હતું. મે થોડાક હજાર લગનના કાર્ડના આરડર આપવા માગીઆ તો આ જર્મન છાપનારાઓએ તે લેવાની સાફ ના પાડી, કારણ કે બ્રીટીશ મુલકમાથી કોઈના આરડર ન લેવો એવું પેલી લંડનની નામાકીત પેઢી સાથ એગ્રીમેંટ હતું. આ વાર મારી નજર ખોલી કે જે લખ્ખો રૂપીઆના મુબારકબાદીના કાર્ડો,

પાનાના કાર્ડો, સેંટ બાટલના ઇસ્કી દાબડાઓ વગેરે ઇંગ્લાંડમાં અને મુંબઇમાં ઉભાઇ જાય છે અને જે અત્યાર સુધી હું ઈંગ્લીશ કારીગરી સમજતો હતો તે બધું લાઇપઝીકમાં મુખ્ય ભાગે અને પાણીને મુલે થાય છે.

જ્યારે તમારા નોકરે બેલાર્ડ હાઉસ બાંધ્યું ત્યારે ફીદવીની અવસ્થા પેલા કુવા માહેલા દેડકાના જેવી હતી. દેડકો ઉંચું ડોકું કરીને આસમાનગમ જુએ ત્યારે એમ ધારે કે દુનીયા–દુનીયા કરી જે છે તે આટલામાંજ આવી રહી. પણ આ લાઇપઝીકના છાપખાનાવાળાઓએ મારૂં અભીમાન કેટલું ઉતારી નાખ્યું છે તે હુંજ મનમાં સમજીને રમુજ પામું છું. આખા બેલાર્ડ હાઉસ અથવા આગળ વધીને કહું તો લારનસ અસાઇલમ પ્રેસ કે અત્રેના ઇંગ્રેજી મગરૂર રોજીંદા પત્રોની આફીસો જેટલા તો ત્યાંના કારખાનાના એનજીન રૂમો હશે! ત્યાંના મહા વીસ્તારનાં કારખાનાની સમજ આપવા સારૂં એક ખાતું મેં જોયું હતું તેનું વર્ણન આપવાની તજવીજ કરૂં છું. સમજી લ્યો કે છ મજલાની ઇમારત અને ખાસ્સી આપણી હાઇ કોર્ટ જેટલી પોહોળી હશે. માલેક બચારા ઘણા ભલા માણસ હતા. ઉમર સુમારે ૬૦ વરસની—પરણેલાબી નહીં ને છોકરાં છઇયાંબી નહીં. જ્યારે હું પણ એક ભાઇબંધ છું અને છેક હીંદુસ્તાનથી આવ્યો છું એમ જાણ્યું ત્યારે તેનો હરખ માયો સમાયો ગયો નહીં. પોતે શર્ટની બોહે ચહડાવેલી અને સાધારણ કામદારની

પેઠેજ મારી સાથે સાથે ફર્યો અને હસી હસીને સઘળું દેખાડ્યું. મે પુછ્યું કે 'આવાં ગંજાવર કારખાનામાં આગ લાગે તો શું હાલ?'

"મને તેની ચીંતા નથી—મારો પંચોતેર લાખ રૂપીઆનો ફુલ વીમો ઉતરાવેલો છે." ઠંડે પેટે જવાબ મળ્યો.

ઓ તારો દાદો સ્વર્ગમાં હસે. પંચોતેર લાખ! ઓ, પચાસ પોણોસોનાં ભાડાંની કોટડીમાં પાંચ પચાસ માણસોથી કામ લેતા છાપગરો—વાંચો—વાંચો. જરા તમારાં ઉંફનાઇ જતાં નાકનાં ફીફડાં ઓછાં કરો. જેના કારખાનામાં પ્રીંટીંગ, કમપોઝીંગ અને બાઇનડીંગના મળી ઓછામાં ઓછાં પાંચસો મશીનો રાત દહાડો ધર્યાં ગજાવે, તેના માલેકની લાયકી અને નમનતાઇનો ખ્યાલ કરી તમારી શું બીશાદ છે તેનો હીસાબ કરી ધડ નીચું રાખો. પહેલાં તો બીબાં ગોઠવવાની રીતજ જુદી. આપણી પેઠે બીબાં ગોઠવે તો પચાસ વરશેબી કામ પુરૂં ન થાય. બીબાં ગોઠવવાનાં ૫૦-૬૦ મશીનો ગોઠવી દીધેલાં, તેપર એકેક માણસ બેસીને પીઆનો ઉપર વગાડે તેમ આંગળાં મારયો જાય કે તવાયલાં સીસાની આખી લીટીની લીટીઓ બનીને પોતાની મેળે ગોઠવાઈ જાય સરખામણી માટે કહું છું કે અહીં એક બીબાં ગોઠવનાર આખા દહાડાના સાત કલાકમાં ટાઇમસ ઓફ ઇંડીઆની બે કાલમ કંપોઝ કરે તો ઘણી સરસ કહેવાય. અને ત્યાં એક મશીન સાત કલાકમાં એકવીસ કાલમ બનાવી કહાડે. એવાં તો ચાલીસ

પચાસ મશીનો ચાલે એટલે એક દહાડામાં એક હજાર કાલમ તો સેહેજમા ખખડાવી કહાડે. છાપવાના મશીનોબી એવા કે આપણી આખ ઠરી જાય. કાગળ માડનાર માણસબી નહીં ને છપાઇ રહયા પછી ઉચકનાર માણસબી ન જોઇયે. રીમના રીમ કાગળ એક બાજુ ઢગ કરી મુકેલા અને સાચાથીજ રબરના આગળાં તે કાગલોને બરાબર એક પછી એક ઉપાડીને મશીનમા લાગુ કરી આપે. આઠ આઠ દશ દશ મશીને અકેકો મુકાદમ ફરીને નજર રાખ્યા કરે એટલુંજ. લોયતળીયામા મોટો વાઘ જેવો એક ઇલકટ્રીક ડાઇનમો ગોઠવેલો તે ગુપચુપ આખું કારખાનું ચલાવે. ન જોઇયે એનજીન કે ન જોઈયે એનજીનીયર, ન હોય પાણી કે ન હોય આગ વરાળ. આગળ ચાલ્યા તો એક પાદશાહી કદના ઓરડામા હંસીથી એકસો ફોલડીગ મશીનોની રીજમીટ. દરેક મશીનપર અકેક છોકરી. આ છોકરીઓ કાગળ મુક્તી જાય અને મશીન પોતાની મેળે શીટ ને ચોપડીના જેવા જોઈયે તેવા આકારમા ઘડી વાળીને તૈયાર કરી આપે. તેઓ એટલી તો ઝડપથી કામ કરે કે આપણી તરફ જોવાનો પણ બચારીને વખત મળે નહી. હવે લખો ચોપડીઓ બાધવાની અને તેબી હજારો જણના જુદા જુદા આરડર એટલે ઘાટ્રીના આળસુ પોરયાઓ હોય તો બાધતા બરાબર પચાસ વરસ જોઈયે. મારા અનુભવ ઉપરથી હું કહું છું કે આપણી તરફ એક સરસ બુકબાઇંડર હોય તો

આખા દીવસમા ઘણામા ઘણી પચીસ બુક હાફબાઉન્ડ સીવી શકે અને તેટલું કામ બજાવે તે તો ઘણો સારો બાઇ ડર કહેવાય. પણ અહી તો એવા સીવવાના સાચા ગોઠવી દીધેલા કે એક મીનીટે એક ચોપડી હાફબાઉન્ડ સીવી કહાડે. એટલે દહાડાની ૩૫૦!! દરેક મશીન ઉપર ફક્ત એક નાહની છોકરી. આ જાદુઈ સીવવાના મશીનો જોઈ હું તો દીગ્મુઢ થઈ ગયો. આગળથી ખસવાના પગ ઉપડેજ નહી. કીમતબી બહુ આકરી—એકેક સીવવાના મશીનના રૂ૫૦૦૦. આ માહેનો એક હું મારી સાથે લાવ્યો છું અને વીલાયત વર્દી કરેલો ઇલેકટ્રીક પાવર આવી પહોચતા હુ આપ સાહેબોની ખીદમતમા તે જાહેરમા દેખાડીશ. બીજા કેટલાક સાચા તે ચોપાન્યાને ટાકા મારે. એક સેકંડે એક ચોપાનીઉં. એટલે કલાકના ૩૬૦૦ ચોપાનીયાને વચમા દોરાથી સીવી, ગાઠ મારીને જમીન ઉપર નાખે આ મશીન પણ મે પહેલવહેલો લાઈપઝીકમાજ જોયો અને તે પણ ચદ રોજમા હુ આપને બતાવીશ હાલ તે "જામે" પ્રેસમા ગોઠવાય છે બુક બાઈ-ડીગનુ ખાતુ પણ એજ પ્રમાણે ઘેલુ દેવાના જેવુ. એક બાજુએ પુઠાનો ઢગ, બીજી બાજુ બાઇનડીગ કપડાનું રોલ, વચમા સરસની ગોઠવણ સાચો પોતાની મેળે અકેક પુઠુ ઘસડતો જાય અને કપડુ પોતાની મેળે તેની તળે સરસ ચોપડેલુ તેયાર આવી ઉભુ રહે સાચોજ તેના છેડા વાળે, સાચોજ તેપર તરેહવાર ડીઝાઈનની આકૃતી

દાબે, અને સાચોજ તે તૈયાર પુઠાંને બીજીમેર લઇ જઈ ઢગ કરે. બે સેકંડે એક પુઠું એમ્બોસ કીધેલું, સોનેરી નામ છાપેલું તૈયાર! આઠ કલાકના એક દહાડામાં એક મશીન પંદર હજાર તૈયાર પુઠાં કહાડે અને તેપર ફક્ત એક માણસ! વધુ શું લખું? શું ઉપલું વાંચીને અમો મુંબઈના છાપગરોનો ફારસ જોવા ઇચ્છો છો? જ્યારે બધું જોઇ વળ્યા ત્યારે મારા મેહેરબાન મીત્રે પેલા માલેકને પુછ્યું કે "ભાઇ તારૂં કુટુંબ કે બાળ બચ્ચાં નથી, તું કહેછ કે તારે પરણવું નથી તો પછી આએ હેન્જગારી શા સારૂં કરેછ?"

પેલાએ જવાબ દીધો, "આ કારખાનું મારી સ્ત્રી. આ હુનર મારૂં બાળક. જો હું આ પ્રમાણે બોહે ચહડાવી કામ ન કરૂં તો મારા પૈસાનું શુ કરૂં તે વીચારથી હું બીમાર પડી જાઉં. હું જીવું ત્યા સુધી આએ મારી મોજ છે ને પછીઃ—

આપ મુવે પીછે ડુબ ગઇ દુન્યા

મને મારા મુવા બાદ શું થશે તેની ભલ ફકર છે." હજી તો આ વાત કરૂં છું એટલામા એક કામદાર એક મોટાં કદનું ફુલ ગીલીટનું પુઠું લઈ આવ્યો જે ઉપર મરોડદાર સોનેરી નક્સી પાડેલી હતી અને મારૂં નામ ફુલ ગીલીટમા એમ્બોસ કીધેલું હતું. એ સઘળું અરધા કલાકમા તૈયાર કરી મને મારી મુલાકાતની યાદગારી દાખલ ભેટ આપવામા આવ્યું હતું. મેં પુછતા જણાયું કે આ છાપખાનામાં

આશરે ૩૫૦૦ કામદારો કામ કરતા હતા તેમાં ૨૦૦૦ છોકરીઓ હતી. કારખાનાનો **માસીક** ખરચ સાડાચાર લાખ રૂપીઆ! ચાલો મારા હમશરીક છાપગરો, મારૂં કહ્યું માનીને મુગા મુગા આપરે ટોપલા તળે ઢંકાઇને સુઇ જઇયે!!

---

## પ્રકરણ—૨૭ મું.

બચારાં જર્મન લોક ગમે એવાં વીદવાન છે તોબી ભોળાં તો ખરાં. ઇંગ્રેજ બચ્ચો કાઈ સેન્જમાં શીશામાં ઉતરી જાય નહીં, પણ જર્મન મુલકમાં કાંઇબી હંબગ પસાર થઇ જાય છે. એ લોકને એશીયા તરફની માહીતી ઘણીજ થોડી છે અને તે લીધે કાંઇબી દેશી હંબગ ત્યાં મહાભારત બનાવ દાખલ પંકાય છે. હું એકજ દાખલો આપું.

ખબર મળી કે ફલાણી પબલીક ગાર્ડનમાં જંગલનો એક રાણી ટોળો આવ્યો છે તે જોવા માટે હજારો લોક જાય છે. આ મહાભારત દેશી મેઝરૂં જોવાને બીજા લેગો હુંબી ગયો. જોઉંછ તો પાંચ છ મેલા પગીઆ અરબો, એક સીધી, અને તેમની સાથે ત્રણ હબસન જેવી સ્રીઓ, વાડીના એક ભાગમાં એક સાધારણ તંબુની રાવટી નાખીને બેઠલાં. બે સ્રીઓ રાવટીમાં બેસીને ચપાટી થાપતી હતી, એક અરબ હુકકો ગગડાવતો હતો અને બીજાંઓ એક ઉંટપર બેસીને ગોળ ગોળ ફેર્યા કરતાં

હતા. મેં ડોળા ફાડી ફાડીને જોયું કે પેલા મહાભારત દેખાવ ક્યાં છે? પણ એટલામા તો હુરરે હુરરે, ના અવાજો વચ્ચે સઘળુ તમામ થઇ ગયું અને સેંકડો તમાશગીરો પેલી ચપાટી બનાવતી સ્ત્રીઓ આગળ ભેગું મળ્યું. મેં આતુરતાથી પુછયું કે એ લોક શું જોય છે શું? જર્મનો વાહવાહ કરી જોવા મંડયા હતા. તેઓ ઉશકેરાઈને અકેકને બતાવતા હતા કે "જોયું કે પેલી ઓરત અકડુ કેમ બેઠીછ"—"વાહ વાહ એ લોક કેવી સફાઈથી આએ કેકો બનાવેછ"—"વાહ વાહ આએ કપડાનું ઘર જોયું કે,"—"વાહ વાહ એ લોકના સુવાના પલંગ જોયા કે!" વાતમા કાઇ જાત ન હતી. ફકત કાથાની સાધારણ ખાટલીઓ હતી અને તે ઉપર એક કામન કાળી કામળી નાખી હતી. પેલાઓ ઉંટ ઉપર ફરતાં તેઓ ઓઓ—ઓઓ – ઉઉ—ઉઉં કરી કચરા જેવો સાદ કહાડતા અને જર્મન લોકને જણાવતા કે આ અમારા લોકની શાદીનો તમાશો છે!! તમામ જર્મન લોક, બાયડીઓ અને છોકરીઓ, પુરૂશો અને છોકરાઓ એકકના ઉપર જીપલા નાખી આ માણસાઇ જાનવરોને જોવા તુટી પડતા અને આ કંગાલો પોતે કેવાક માહાભારત લીવીંગસટનો હોય તેમ નાકના ફીફડા ચહડાવી મડમોના ગાલને ચમટી તોડતા, છોડીઓને બેધડક કીસ લેતા અને બીજી રીતે કમકમાટ ભરેલા ચાળાઓ કરતા. આ છતા તેઓ સાથ શેકહાડ કરવાને અથવા તેમનો મેલા હાથ પકડવાને

જર્મન સ્ત્રીઓ એક બીજાને આંચકા ઉચકીઓ કરતી હતી. ચપાટી બનાવી રહી કે પેલી મેલી, ગંધાતી, એબ જેવી હબસનો હાથમાં પોતાના ફોટોગ્રાફ લઇને લોકોમાં વેચવા ફરવા લાગી. "પુસકાટ—પુસકાટ!" એટલે અમારા નામચીન ચેહેરાના પોસ્ટ કાર્ડ! તેનીબી ખરીદી ઉપર શું લુટ? બચારા જર્મનોને ગળે જેબી હોય તે ઝટ ઉતરી જાય. એક ઠેકાણે મેં પાટીઉં વાંચ્યું કે "ચીનાઇ અને ઇન્ડીઅન ક્યુરીઆસીટી બઝાર." જાણે હું બી કોઈ હંગેરીઅન કે અજાણ્યો કેનેડીઅન હોઉં તેમ આ દુકાનમાં દાખલ થયો. જોઉં છ તો ઘણીજ એસ્કી કબાટોમાં સાધારણ ચીનાઇ પીઆલાં, રકાબી, ચપુઓ, વગેરે ગોઠવી મુકેલું. ભાવ ઘણાજ થોડા. અકેક પીઆલુ રકાબી જે અહીં બજારગેટમા કોઇ ચીનાઈની દુકાને આઠ આને જોડી મળે તેના ત્યા ફક્ત પંદર માર્ક! અગીઆર રૂપીઆં!! સસ્તું—બધું સસ્તું—છોકરાઓને રમવાનો નાહાનો રમકડાનો રંગત પલંગ આવે છે જે અહીં અલાહીબાગની પાસે રમકડાની દુકાનમા દશથી બાર આને મળે છે તેના ત્યાં બાર રૂપીઆ—એક ચાર આનાની રંગત લાકડાની ઘંટી તેના ચાર માર્ક!! બસ, કાઇબી નવુ જોઇયે. કીમતની વાતજ નહીં.

હું જોઇને બહુ અજબ થયો કે પીઆનો, આરગન, હારમોનીઅમ વગેરે મ્યુઝીકલ વજનતરો બનાવવાનું લાઇપઝીક મોહું મથક છે. હીંદુસ્તાનમાં જે સુશોભીત

સરસ હોટેલમા ઉતરવું. રોજનો કદાપી એકાદ માર્ક વધારે આપવો પડે પણ સુખ અને સલામતી ઘણી. ડ્રેસડનનુ સર્વેથી નામીચું હોટેલ 'યુરોપેશર હોફ' કરી ગણાય છે, કારણ કે તે એલ્બ નદીની ઉપર ઉભેલું છે અને ઘણું મોટું તેમજ ફેશનેબલ છે.

આ હોટેલના ચાર મોટા રાક્ષસી બ્લાક છે. અને દરેકમાં ત્રણસે ઓરડા હોવાથી બારસો ઓરડાની સામગ્રી ધરાવે છે. ત્રીજે માળ, દામ દરરોજના પાંચ માર્ક, ખાધા વગર. તોબાહ તોબાહ, ડ્રેસડનમાં પણ હોટેલોનો સુમાર નથી. ફર્સ્ટ કલાસ હોટેલો, પાંસીયાં અને રેસટોરાં મળી સુમારે ત્રણસે હશે. ખોદા માલમ એ લોકનું પેટબી કેમ ભરાતું હશે! હીંદુસ્તાનથી નીકળયા પછી આ પેહલવેહલુંજ શેહેર હતું કે જ્યા કોઇ સાથી સોબતી અથવા ઓળખાણ પારખાણ વગર હું એકલો પડી ગયો. વળી એક કલાકના અરસામાજ જોઇ લીધું કે ઇંગ્રેજીના વાખા છે અને જોવાનું ઘણું છે, તેથી ડાહયા થવા જઇશું તો રખડી મરશું એટલે શેહેતાન ડાબો કરીને એક ઇંગ્રેજી બોલનાર કુરીઅરને દરરોજના આઠ માર્ક પકીને સાથે લઇ લીધો. જાણવું કે આવા કુરીઅરો મોટાં હોટેલોની બહાર હમેશ બેસી રહે છે અને હોટેલના મેનેજરની ભલામણથી પસંદ કીધા હોય તો ઘણા કામ લાગે છે. એક કુરીઅર મને મળયો તે મુંબઇનો કાગડો હતો અને હીંદુસ્તાની, ફારસી, ફ્રેંચ, ઇંગ્રેજી, મરાઠી, જર્મન, રૂશીયન,

જાપાનીઝ અને ઈટાલીયન બોલી સફાઈથી બોલી જાણનો હતો. ડ્રેસડનમાં એક ખુબી નોટ્રી છે જો ગાડીના પૈસા ખરચવા ન હોય તો દરરોજ સવારના મુસાફરોને લઇને એક ચાર ઘોડાની "શારાબેંક" મોટરમા ફરવા નીકળે છે એક બેઠકના છ માર્ક, તેના બપોરનુ ટીફીન સુદ્ધા સાથે એક ગાઈડ આવે છે અને સવારના નવ વાગાથી તે સાંજના ચાર વાગતા સુધી સઘળુ જોવાજોગ દેખાડી લાવે છે માત્ર મુશકેલી એટલીજ કે ગાઈડ સઘળુ જર્મનના સમજાવે છે એટલે જેટલુ અવલટપ્પે સમજાયુ તે ખરૂ

ડ્રેસડન બહુ રમણ્ય શેહેર છે સાક્સનીના રાજાનુ તે પાયતખત છે, અને પાચ લાખ માણસની વસતી છે ૧૭૦૦ ના સાલમા આગસટસ ધી સ્રાંગ નામનો તેનો રાજા થઈ ગયો તે બડો શોકીન જીવડો હતો અને તેણે આ રાજધાનીને ખુબ વધારી દીધી હતી એ રાજાનો મેહેલ આખા યુરોપની એક નવાઇ છે તેમા કરોડો રૂપીઆનો હીરા મોતીનો ખજાનો જમાવ કીધો છે અને તે પ્રજાને જોવા માટે ખુલ્લો છે મેહેલના એક ભાગમા દુન્યાના દરેક ભાગની અજાયબીઓ જમાવ કીધેલી છે તેનુ વર્ણન કરવાને હુ અશક્ત છુ "હીંદુસ્તાન" એવા ભપકા ભરેલા મથાળા તળે એના વીભાગમા હુ ઉલટ ભેર ગયો તો ત્યાંનો કચરો જોઇ હુ બહુ નાસીપાસ થયો જુની ઘડીઓ, લાલ કાદવના માટલા, મટોડીના અગાવી હેલ જેવા પુતળા, ઢગ ધડા વગરના બળદની આકરૂતીઓ,



ડરેમડન ચાર ઘોડાની 'શારા બે ક'

રંહેતીઆ, બેસવાના લાકડાંના પાટલા વગેરે જરી પુરાનાવાળાનો સામાન અહીં ભેગો કરી મુકયો છે. આખાં મુંબઈમાં વેચવા કહાડયે તો લીલાંઉમાં પચાસ રૂપીઆ ન આવે તે માટે પચાસ હજારની કીમતના ઓરડા રોકયા છે અને તે છતાં આ કોહેલી સડેલી તલવારો અને બરછી ભાલાને જર્મનો હરખથી નીહાલીને જુવે છે. જે ઓરડામાં ઝવેર કામ છે ત્યાં ચાંદવાળા અમલદારો ચોકી કરે છે અને કશી ચીજને હાથ લગાડવાનો હુકમ નથી. એક હાથીદાંતનું ગાબલેટ મેં જોયું તે સુમારે નવ ઇંચિ દલમાં હશે. તેના ઉપર સોના કામ કરીને આસપાસ મોતી લટકાવેલાં હતાં. લીસ્ટમાં તેની કીંમત ત્રણ લાખ માર્ક લખેલી હોવાથી મારો જીવ તલપ તલપ થયો કે આ બે લાખ રૂપીયાનો દાગીનો તે કેવોક હશે. એક તો ટીકરી ઝાપ ને વળી સાથે ચોકીદાર અમલદારના હાથમાં નાગી તલવાર એટલે કેમ કરવું તેના વીચારમાં છું, એટલામાં સર્વે ઓરડામાંથી બાહાર ગયા પછી મેં અમલદારને રમુજમાં કહ્યું કે હું હીંદુસ્તાની છું અને આ બધી વીગતો લખનાર છું માટે જો બે ત્રણ મીનીટ આ 'ગાબલેટ' મારા હાથમાં જોવા આપે તો ચાર માર્ક એટલે ત્રણ રૂપીઆ બક્ષેશ આપું. આહા! પૈસા! યારો પૈસા! ચાંદ ગયો ઝાહાનમમાં. પેલાએ હળવેથી બારણું બંધ કીધું અને પેલું બે લાખનું 'ગાબલેટ' મારા હાથમાં મુકયું. પણ આગળનો આગળ ઉભો રહયો કે રખે હું એકાદ

મોતી તોડી લેઇ આ કીમતી સગ્રહનુ બયાન કરવા બેશુ તો છેડો નહીં આવે. એટલુંજ કહુ છુ કે કોડી કામના એકેક નમુના જોઇને નજર છક થઇ જાય છે અને આફ્રીનના અવાજ કહાડયા વગર રેહવાતુ નથી કેહે છે કે ડ્રેસડનમા સ્ત્રી જાતીને ઘણુ માન છે સાજ પડી કે માતાઓ પોતાના નાના બચ્ચાને હાથે ચલાવવાની ગાડીમા બેસાડીને પોતેજ ગાડી હડસેલતી ફરવા નીકળી પડે છે. અહીં બચાને કેડે મારવાનો ચાલ નથી. ગમે એવી ગરીબ સ્ત્રીબી માગી ટાગીને કરજ દરજ કરીને "પરેમબ્યુલેટર" બચાની ગાડી વેચાતી લઇ આવશે ત્યારે તેનો જીવ ઠરશે ધધા–ધાપામાથી જરાબી પૈસા બચ્યા કે પેહલી ખરીદી આવી એક ગાડીની થયલી જાણવી. વળી ત્યા બીજો એક એવો ધારો છે કે છોકરો એકવીસ વરસનો અને છોકરી ૧૮ વરસની થઇ કે માબાપ તેને પાળવાને બધાતા નથી તમે તમારૂ ખેડી ખાઓ શુ તમને જનમ આપ્યો તે જીંદગી સુધી અમારે માથે પડવા કે, એવી એઓની તકરાર છે મારો પોતાનો ગાઇડ જે ઘણો આબરૂદાર માણસ હતો તેની એક અઢાર વરસની છોકરી એક દીવસે બાપને કાઇ કહેવા હોટેલમા આવી આ છોડી બહુ રૂપાળી અને હસમુખી હતી તથા થોડુ થોડુ ઇગ્રેજી જાણતી હતી. પીતાએ મારી સાથ તેણીની ઓળખાણ કરાવી અને બોલ્યો કે તે હમણાજ અમેરીકાથી એકલી પાછી આવી છે અને બીજા પદર દહાડામા પાછી જવાની છે

"એકલી ?" મેં પુછયું.

"હા એકલી. એમા શું છે ? જો એ સીધી પાધરી હશે તો આખી ધર્યામા એકલી ફરી શકશે ને નહીં તો હજાર તાળાં ચાવીથી હું તેને સભાળી શકનાર નથી." આ પછી તેણે આ છોકરીની નવાઈ જેવી હકીકત મને કહી સંભળાવી. તે અઢાર વરસની થઈ ત્યારે તેના બાપે કહ્યું કે 'જાઓ હવે, ગમે તેમ કરીને પેટ ભરો. હું કાંઈ તમને વધારે વાર પાળી શકવાનો નથી' આ ઉપરથી આ છોડી પોતાની એક બીજી તેવીજ સહી સાથે પેનસીલવેનીઆ, અમેરીકા જવા નીકળી પડી. બાપે ખરચના ૨૦૦ માર્ક આપીને સદાનો છેડો છોડવ્યો. આ બે છોડીઓ અમેરીકા પુગી ખરી પણ એક અજાણી જગાએ સ્ટીમરના ડેક ઉપરથી પેલી સહી અકસમાત તુટી પડી અને ડુબીને મરણ પામી. જગલની વચ્ચે પારકા મુલકમા હવે શું કરે ? આ બાહાદુર છોકરી ડરી નહીં. પોતાની ડુબેલી સહીની લાસને કફનમા પેક કરાવી તે લાસને લઈને માહા મુશકેલીએ પાછી ડ્રેસડન આવી અને લાસને તે મરનારના સગાઓને સ્વાધીન કરીને પંદર દાહાડામા પાછી જનાર હતી. હું વીચાર કરૂ છ, કે આને બદલે આપણી પારસી નાઝનીન હોય તો શુ કરે ? પેહલા તો તે એકલી અમેરીકા જાય કે અને જવા માગે તો તેના સગાવાહાલા જવા દે કે ? સમજો કે તેની સહીને અકસ્માત થાય તો તેની કારસાજી કરવા અગાઉ પોતે ૧૦૮ ડીગ્રી

તાપે પડે! એવા એ લોક હીમતી અને આપઅખત્યાર છે આ ગાઇડનો એકવીસ વરસનો છોકરો ફરજીઆત સોલજરની નોકરી કરતા પકડાઇ ગયો છે અને ચાર વર્ષ નોકરી કરશે ત્યારે તેનો છુટકો થશે તેટલા તેને સરકાર તરફથી ખાવાનુ પીવાનુ અને દર માસે ચાર માર્ક–ત્રણ રૂપીઆનો પગાર મળશે પખા નીચે બેસીને ચ ગ વગાડી સીપાઇને બોલાવનાર સાહેબજાદાએ ! વાચો–આ વાચો બુચાને જરા સરદી લાગી ને એક ડીગ્રી તાપ થઇ તો અકળાઈ ગભરાઇ જનાર માતાએ ! વાચો. આઠ દાહાડે સુનામખી ને એર ડીઆના ઘુટારા પીનાર જુનાનીઆએ ! વાચો જરા પવન લાગતા ગળે ગળપટો વીટાળનારા અકડકુએ ! વાચો–આ ફરજીઆત સોલજરી જીંદગીનો ચીતાર બહુજ ધડો આપનારો છે

---

## પ્રકરણ—૨૮ મું.

ચાલો હવે ડ્રેસડનને ઝટપટ ખલાસ કરી નાખ્યે— કારણ કે વીએના બહાદુરને મળવુ છે લગેજ તૈયાર છે અને ટ્રેન ખુંખારા મારે છે બચારા સાક્સનીના રાજા ખરાજ ભોલેભીયા હશે કેમકે લોક આગળ તેમનુ ચલણ ઘણું ઓછુ જણાય છે દાખલા તરીકે એક શોભાયમાન ચઉટામા સરકારે એક સાદી ચીનની ઉભી કરી જેમ કરવાનો તેમને હક હતો, પણ લોકોએ એવુ ગોધ્યારૂ

ઘાલયું અને રોજ રોજ એટલું તોફાન મચાવ્યું કે હાલ હાલ સરકારને તે મીનારા ઉપર લખો માર્ક ખરચીને તેને બહુજ શોભીતો બનાવવો પડયો. ડ્રેસડનનું ચાઈના પોરસલેન જે વખણાય છે તે કેમ શોધી કહડાયું તેનીબી નોંધ જાણવાજોગ છે. કહે છે કે રાજા આગસટસ ધી સ્ટ્રાંગને કીમીઆનો બહુ શોખ હતો. એક વાર અખતરો કરતાં કાંઇ મસાલો ઉભાઇને મટોડીના વાટકાની બહાર છલકાઈ ગયો તે જ્યારે ટાઢો પડયો ત્યારે જોયછે તો મટોડીની બહાર એવું તો શોભીતું ચીની પડ થઈ આવ્યું કે તે દહાડેથી કોરીકામ બનાવવાનું સુઝ પડયું. બચારા આગસટસ ધી સ્ટ્રાંગ ઘણા ભલા માણસ હતા. તેવણને એકસો ને સીત્તેર બેટાઓ જનમેલાની તો રાજ—કેતાબોમાં નોંધ છે ને બીજાં ને ઉપરાંત ઘણાક કુટુંબો એ પાદશાહની ઓલાદથી ઉતરી આવેલા પોતાને ગણાવેછે!

મને કોઇએ કહ્યું કે ડ્રેસડનની આર્ટ ગેલેરીમાં "મેડોના" નું જે આઇલ પેનટીંગ છે તે આખી દુનીયામાં સર્વેથી સરસ ગણાય છે અને તે જોવા વગર જવું એ ગોયા હેમલેટ વગર હેમલેટનો ખેલ કીધા બરાબર છે. હું જોવા ગયો તો આખા મકાનમા કાંઈ અગાણીત પીકચરો હતાં. મેડોનાવાળા પીકચરને એક અલાહેદોજ ઓરડો આપ્યો હતો અને ત્યા સોલજરોનો પેહરો હતો. ગામે ગામનાં લોક ત્યા આવે ને સામે બાજઠ ઉપર બેસે અને સવારથી તે સાંજ સુધી પેલાં પીકચરને ટીકીઆ કરે.

એક ક્વાક આએ બાજઠપર બેસે ને ડાવીગમ ડોકુ નમાવે તો બીજો ક્વાક તેની પછવાડેના બાજઠપર બેસે ને જમણીગન ડોકું નમાવે અને જગ જગ વારે પાઉના ટુકડા કરતા જાય આ પીક્ચર સુનારે ચોદ ફીટ ઉચુ છે ને અલબત તેના કાઈક ઘણીજ ખુબી હશે, પણ મારે મનથી તો મને એક સાધારણ ઓલીઓગ્રાફ જેવુ લાગ્યુ ખુદ પીક્ચર જોવાના કરતા પેલાઓ વાકા ટીપ ડોકા કરે તે જોવાની મને વધુ રમુજ પડી હતી પણ આ આર્ટ ગેલેરી દુનીયા વખણની છે રેફાયલ, મુરીલો, રાનબ્રાન્ટ, રૂબેન્સ જેના નામાકીત ચીતારાઓના અસલ પીક્ચરો અહીં બીરાજે છે અને દરેક પીક્ચરની કીમત લાખોથી ગણાય છે પણ હવે ડ્રેસડન—અસ વીએના માર વહાનુ વીએના ખાટી થાય છે—રાતના દશ વાગે ટ્રેન અને સવારના અગીઆર વાગે વીએનાના હોટેલ ડે યુરોપના

આહ—વીએના—બાહાદુર વીએના, રૂપસુદર શેહેર ! તારી યાદ પાછી તાજી થવાથી મોહના કેવા મોળ આવે છે ! અરે, રફીકો, ચાલો મારી સાથે અને વીએનાની તમારી સાથ એવી તો ઓળખાણ કરાવુ કે કાલના કાલ ગાસડા પોટલા બાધીને મેન સ્ટીમર ઉપર ત્યા જવા સારૂ ચઢી બેસશો એનુ માનુ ખરાબ થાય—વીએના આસ્ત્રીયાનુ પાયતખત શેહેર છે અને ત્યા જવા માટે ફ્રાનગીઅર પસાર કરવુ પડે છે, એટલે વળી પાછા ગાસડા પોટલા છોડવાના અને સામાન તપાસાવવાનો ખબર નથી કે

રાતના બે વાગે 'થેચન' નામનાં સ્ટેશન આગળ પ્રશીયા અને આસ્રીયાના મુલકો જુદા પડે છે અને ત્યાં બધા પાસીનજરોને ઉતરીને એક ઓરડામાંથી બીજા ઓરડામાં પસાર થઇ જવું પડે છે. એટલે જાણે પ્રશીયન મુલકમાંથી આસ્રીયન મુલકમાં દાખલ થયા. રાતના "થેચન" સ્ટેશન આવ્યું કે બધા પાસીનજરો હાથમાં પોતપોતાના બેગેજ લઇને ધડાધડ ઉતરી ચાલ્યા. ઠંડી તો કહે મારૂં કામ, ને ઉંઘ કહે તને નહીં જવા દઉં. મન સાથ વીચાર્યું કે આસ્રીયન હોય કે પ્રશયન-દમણ હોય કે રાજદવારી-જ્યાં જોઇયે ત્યાં સગવડનો સુતરો માર્ગ પૈસા બહાદુર છે. સવારના બે વાગાનો ટાઈમ એટલે—ખોદા માફ કરે—પણ આ અખતરો અજમાવવાની લાલચ થઈ. ટ્રેન તો તદન ખાલી થઈ ગઈ પણ નોકર તમારો ઓઢીપોઢીને મીનીઝો થઇને સુઇ રહયો. આખ ઢાંકેલી હતી, પણ કાન બારણાં ભણી હતા કે રખે કોઇ નવમો ઘડો પોતાનાં સુવાંની ખબર લેવા આવે. ને થયું પણ તેમજ. દશેક મીનીટમાં એક આસ્રીયન આફીસર તલવાર સાથે ખડંગ ખડંગ કરતો, સઘળા દબ્બાઓ તપાસતો આવ્યો. મને સુતેલો જોઇ તે બોલ્યો, "મોશીયુ, થેચેન, થેચેન! બગાઝ, બગાઝ-" ઓ તારો બાપ સુવો! જોઈયે, હજુ જરા ચીંગા થઈને પડી રહેવામાં હકતેખાન પસાર થાયછે? પણ નહીં. કાકાએ તો આવીને મારૂં ખભું હલાવ્યું ને મોટે સાદે ઘાટું પાડી બોલ્યો, "મોશયુ, બગાઆઆઝ." હવે સુઇ

રહેવામાં કાંઈ સાર નહી, એમ જોઇ જાણે કેવીક કુંભકરણની ઉંઘમાંથી ઉઠયા હોઇયે તેમ ઉઠી બેઉ આંખો જીંઠી જીંઠી ચોળવા માંડી. પેલો લાંબા લાંબા હાથ કરી કસ્ટમના ઓરડા તરફ બતાવે, અને એકનો એક બોલ બોલ્યા કરે "બગાઝ, બગાઝ," પણ આપણે સમજ્યે શું કામ! હવામાં બે હાથ ઉચ્ચા કરી પવન ચક્કીની પેઠે આગળા હલાવી ઈંડ્યાટીક ટાચું કરી હું બોલ્યો, "નો ઈંગલીશાઈ, નોશયુ—નો અનડરસ્તેસાઉં નોશયુ—પુરમેન, પુરમેન, સીક, સીક," આમ બોલી ખભાં ઉંચા નીચા કરીને જાણે કેમએક ગમાડ હોવું તેમ ચાળા કીધા.

પેલાએ પુછયુ, "ઓ! નો ઈંગલીશ? હા,—"

આપરે પામી ગયા કે કાકા પસરયા. "નો ઈંગ્લીસાઈ માસતર, આઈ નો હાવન ઘેહ—પનેન પસેમાની ઇનડીયા, ઇનડીયા થાન સાખ."

પેલાએ મારા બે "પોર્ટમેન્ટો" ગમ આગળી બતાવી મોહોડા તરફ અંગુઠો કરી જાણવા માગ્યુ કે મારી પાસે કાંઇ દારૂ છે કે? મે આશમાને ડોળા ચહડાવી દીધા, "દારૂ! જો પીયે તો તું મરે તારો બાપ મરે! છીટ, છીટ, ફુ—નાઉ નોશયુ, ઈનડીયા વીન નો, ફુ!" આટલા શબ્દો બોલી ખીસામાંથી કુચી કાહાડી આગળ ધરી અને ખીસામાંથી બે ક્રાક કાહાડીને દેશી રીત પ્રમાણે બે હાથે પગે પડયો. અને ગુજરાતીમાં બોલ્યો, "તારો બાપ મરે ઢેડાના ખાધા, જરા મને સુવા દે."

"મેરસી મોસીયુ" કહી પેલા ઓફીસર સાહેબે બે ક્રાંક ખીસાંમાં દસવી દીધા અને મને સુખેથી પોઢી જવાની ઇશારત કરી પોતાના શાહનશાહની "ડ્યુટ્રી" કરી પરવારયા. અરધેક કલાકે બધા પેસીનજરો અકળાતા ઝીકાતા, પોતાનાં બોચકાં ઘસડતા, કાંસતા કરાંઝતા, પાછાં ફરી ટ્રેનમાં પોતાની જગા લીધી અને ટ્રેન આગળ ચાલી. થોડી વારે એક અમેરીકન ભાઇબંધ ઉતારૂ ચકીત થઇને પુછવા લાગ્યો,

"કેમ મી૦ મરઝબાન, તમારો લગેજ કસટમમાં તપાસાવયો ?"

મેં ભરમમાન જવાબ દીધો કે "હા, સઘળું બરાબર થયું."

પણ ચંડાલ અમેરીકન ભાઇ એમ કંઇ ટુંકામાં પતે ? જબરો ચાવાચીવીવાળો બા !

તે ફરીથી પુછવા લાગ્યો, "પણ તમારો સામાન ત્યાંથી ખસ્યો નથી તે હું ખાતરીથી કહી શકુંછ."

મેં હસીને પુછયું. "તે કેમ જાણ્યું ?"

પેલાએ ઉતર દીધો કે "તારો "હેન્ડબેગ" સરીને પડી જતો હતો તે મેં એક સુતળીથી ઉપરની જાળી સાથે બાંધ્યો હતો તે તો એમનો એમ છે !"

મુવા છુટા ! હવે તો સપડાયા એટલે ખરો એકરાર કરવા સીવાય છુટકો રહ્યો નહીં. સઘળી વાત સાંભળીને તે પેટ પકડીને હસવા લાગ્યો અને બોલ્યો કે "એવું હું

જાણતે તો ચાર ફ્રાંક આપતે. આજ લગણ હું તો એમજ સમજતો હુનો કે અઈયાશી મુસાફ્રી કરવામાં અમારા અમેરીકનોની જોડી નથી, પણ તેં તો આજે મને એક કીમતી કળા શીખવી છે."




મેં નાચું મેરા પીયુ ઘર આઈ,
બન્યા નાચે ઠેલી પાઇ.
તું કયું નાચે અમેરીકનભાઇ,
મેને એક જાફ઼ા પાઈ.

જાફ઼ા એટલે શીખામણ. આ વાર મને મારૂં બચગીનું દમણ યાદ આવ્યું. દમણથી વાપી જતાં ઉંગાડે પગાયા ફ્રરંગી ક્સ્ટમ બાસતાઉઓ હમારી ગાલી તપાસતા અને દમણથી મુજની ચારસા ચાંઉ કરી લાવવાના એટલે બધું ખોલી પોચીને બહુ કાયર કરતા. પણ સીનોર બાસતાઉની નબળાઇ જાણી રહેલા એટલે હમેશ સાથે એક બેવડાની બાટલી લેતા આવ્યે. મુજની અને ચારસા ગલિફમાં પોઇને તેના તકીયા બનાવ્યે અને તેને અડંગીને કરારે બેસ્યે. પણ પેલી બાટલી એવી રીતે છુપાવ્યે કે સીનોરને તેની ડોકી ખાસ્સી મજેહથી દેખાય. સીનોર કોસતાંસ પહેલી બાટલી પકડી ક્હાડે અને ઇ–ઉ કરીને ધાંધલ મચાવે. આપણે કાલાવાલા કર્યે કે 'ફ્રક્ત એકજ બાટલી છે—માફ કર. જોઇયે તો તું લે.' ચા-આઆલો—ગુનાહ માફીસ! મુજની ચારસા ઈત્યાદી પસાર. તે વાર અમે બીચારા ગરીબ ફ્રરંગીઓની મશકેરી કરતા હુના, પણ

આય આસ્ટ્રીયન બાસતાંઉઓ અને ઇટાલીયન કોસતાંસો કોઇબી રીતે ચીકણા હાથથી ખાલી નથી. પૈસા–પૈસા–યારો પૈસા. બાવા પૈસા. જ્યાં જુવો ત્યાં પૈસાની વાહ–વાહ છે!–કેમ બોલ્યા નહીં ?

વીએના ટ્રેન પહોંચી ત્યારે સુમારે સવારના અગીયાર વાગ્યા હશે. શાબાશ શેહેર—પહેલી નજરેજ જાણે બીજુ બર્લીન. બાપરે, શું હવેલી ને શું ધધુખર! કાંઇ ચોમેરથી વીજળીની ટ્રામ દોડે તો પહેલાં તો એવી ગુચવણ થાય કે રસતો કેમ પસાર કરવો તેબી સમજ પડે નહીં. બર્લીનની પેડ લાંબી એકની એકજ મોહોકાણ દેખું. ટ્રામ કંડકટરને દશ ફેનીંગ ટીકીટના પૈસા આપ્યે તેની સાથે એકાદ બે ફેનીંગ તેના પોતાના મરી મીઠાંના ટપકાવવા જોઇયે, નહીં તો બીજી વાર તમારી ગમ જોયજ શું કામ! કહે છે કે આ અકેકા કનડકટરને દર માસે રૂપીઆ બસો સુધીનો પગાર પડવા જાય છે. તેઓ ખરેખર બહુજ ચપળ તો ખરા. ડ્રાઇવરોની સખ્ત પરીક્ષા લીધા વગર રાખવામાં આવતા નથી. વીએનામાં પણ હોટેલોની ખુટ નથી. એક માગો તો એકસો અને તે દરેક એવાં મોહોટાં કે મુંબઈનાં તમામ હોટેલો તેમાં સમાઈ જાય. અહીં ખાધાપીધાનું નક્કી કરીને ઉતરવામાં ફાયદો છે કારણ કે અજાણ્યું શેહેર એટલે ક્યાં જમવા જવું, ક્યાં ચીરાશું ને ક્યાં રાજી થશું તેની સમજ પડતી નથી. જો ટેબલના કાર્ડપર લખ્યું હોય કે "ફુલ ડીનર"

ના પાંચ "ફ્રોનેન" તો ખાણું ખાધા પછી બીલ આવે તો પાંચ ફ્રોનેન ને બે ફ્રેનીંગનું! આ બે ફ્રેનીંગ શેની તો કહેશે, "પાઉનો હમેશ છુટો ચાર્જ કરવામાં આવે છે!" બે ફ્રેનીંગ એટલે એક દોહોડીયું! આસ્ત્રીયન ક્રોનેન, જર્મન માર્ક અને ચેલાતી શીલીંગ એ બધાનો ભાવ સરખોજ—બાર આના.

વીએનામાં તો એટલું જેવાનું છે કે ચાર મહીના રહીએ તો ઠાગ લાગે નહીં. પણ ત્યાં કાંઇક એવું છે કે જે યુરોપમાં નથી તેનું જ માત્ર વર્ણન આપીશ. પહેલાં તો ત્યાં મહાન પાદશાહોની લાસનો સંગ્રહ જેવા જોગ છે.

રજા મેળવવાથી આ ભોંયરાંમાં એક પાદરી લઈ જાય છે. યા ખોદા, શું ત્યાનો ગંભીર દેખાવ! દરેક પાદશાહને જુદી જુદી પીતળની, ચાંદીની, કાંસાંની પેટીમાં પુરી મુકેલા. કાંઈ અજબ દેખાવ. મોટા મોટા પાદશાહોનાં "હાર્ટ" કહાડીને સોનાની સંદુકમાં મુકીને અભરાઈ ઉપર હારબંધ ગોઠવેલાં. એકકી સંદુક કાંઇ નહીં તો લાખ લાખ રૂપીઆની હશે. રસ્તાની તળે ભોંયરૂં એટલે અંધારૂં ઘીલ પડે તે સારૂં પાદરી હાથમાં મસાલ લઈને ચાલે અને એક ટાંચણી પડે તેબી સંભળાય એવી ચુપકીદી વચ્ચે આ પાદશાહોની હારોહાર પડેલી તે આપણા અંગમાં કાંઈ ચમતકારીક અસર પેદા કરે છે.

---

## પ્રકરણ—૨૯ મું.

"તકકુબર મકુન જીનહાર અય પસર" શાયરાન શાયર કહી ગયો છે કે "એ બેટા કબુ તકુબરી કરતો ના." ના ભાઈ નહીં કરૂં. મારાં મોદીખાનાથી મારસેલ્સનાં લખાણને જોઈએ તો લુખ્ખાં કહો, જોઈએ તો દમ સાહાસ વગરનાં કહો—પણ જો આમ કહો કે આ ચીત્ર ખરાં નથી તો હું જીવ પટકી નાખું. અલબતાં ભાશા લગાર મસાલેદાર છે, કેમ જે મોળી દાળમાં જરા મરચું ન ભભરાવ્યે તો ગળે ઉતરે નહીં. મારા ચોકસ હીતાર્થીઓ જેઓને કુદરતી રીતે મારાં અદના લખાણોની સુગ છે તેઓ અવાર નવાર અણકા કરતા જણાયા છે કે આ પત્રોમાં સરાહજાત ઘણી છે અને કેટલાક સાહેબો જે વીલાયત ફરી આવ્યા છે તેઓના જોવામાં કાંઇ એવું આવ્યું નથી. હશે બા—તેઓની આંખ ને મારી આંખ કાંઈ સરખી નથી. હું પહેલાંથીજ કહેતો આવ્યો છું કે હું કાંઈ દેશ પ્રદેશની બારીક વીગતો આપવાનો એરાદો રાખતો નથી. મારી યથાશકતી મુન્જબ ખુશ વાંચન પુરૂં પાડી, થોડી શીખ, થોડું વીખ, રજુ કરવાની મારી મતલબને હું વળગી રહયો છું. પણ કર ને જો અહીંનું અહીંજ છે. તે દાદગર દાદારના હું હજારો હજાર શોકરાના કરૂં છું કે મારાં આ લખાણને ટેકો આપનારૂં

કાગળ ગઈ કાલેજ મને વગર માગરે મેલ સાથે મળ્યુ છે અને ને મગર કરવાનો લાભ હુ કેને કરી અટકાવી શકતો નથી વાચો—પ્રીય દોસ્તો—વાચો આ વગર માગેલી સરટીફીકેટ:—(તરજુમો કીધો છે)

વીલીઅમસ હેવન ઞાસે ના૦ ૩૪ બર્લીન એન ડબલ્યુ

૩૧ મી આગસ્ટ ૧૯૦૫

પ્યારા મી૦ મરઝબાન

તમોએ અનાથ તથા બચ્ચાઓના બ્લાક ઉપરથી છાપી કેટલીક નકલો મોકલી તેના ઉતરમા આજ સુધી લખાયુ નહી તેની માફ માગુ છુ ફોટોના પારસલ મળનાજ હુ અનાથી તરફની ઘણી ઘણી ઠેકસ લખવાનોજ હતો પણ અઠવાડીયાઓ સુધી વાર જોઇ કે જોઈયે હવે પછીના તમારા જાણીતા જામેમા આ પીકચરોના સબધમા શુ લખાણ આવે છે મારી ખાત્રી હતી કે તમારૂ વર્ણન વણ વાચના જોગ આવશે તમોએ વીસબાડનની બાબદ એટલી તો રસીલી બનાવી દીધી હતી કે બર્લીન માટે શુ મ્હો છો તે જાણવાને અને સાંભળા તલપી રહયા હતા વણા અઠવાડયાઓ સુધી વાર જોવરાવી આખરે તમારૂ વૃતાત શીઘ્ર થયુ હુ ખુલ્લા મનથી કબુલ કરૂ છુ કે અહીની જોના લાયક જગાઓનુ તમારૂ દાસ્તાન અને જર્મન જીદગી અને

રીતભાતોનું તમારૂં વર્ણન એટલું તો રસદાર અને સંપુર્ણ રીતે બારીક છે, તેમજ એવું તો આબેહુબ છે કે તમારૂં આ વર્ણન વાંચ્યાથી તમારા બીજા વાંચનારાઓ જેટલું શીખ્યા અને રાજી થયા હશે તે કરતાં અમે—જેઓ આ જર્મનોને ઓળખ્યે છૈયે અને તેમની વચ્ચે વસ્યે છીયે તેઓને ઘણીજ ખુશી અને મોજ મળે છે. જરૂર—બા—જરૂર આ લખાણ કેતાબના આકારમાં છપાવજો, કારણ કે એ સંગ્રહ રાખવા લાયક છે.......પ્રોફેસર પાજેન સ્ટેચર વીશેનો હેવાલ અને ત્યાંની આસ્પીટલની વીગત 'જામે જમસેદ' માં છપાયા પછી કેટલાક પારસી બીમારો તેમની સલાહ લેવાને વીસબાડન આવ્યા હતા. બેએક બીમારો થોડુંક સુધી તેમનાં 'ત્રીટમેંટ'મા રહયા. તેઓ અવારનવાર કાગળ લખીને મારી સલાહ પુછાવતા હતા. આ લોકમાંથી એકાદ બે નાસીપાસ થઇને પાછા ઈંડયા ફરયા છે પણ તેઓને માટે પ્રોફેસર કાંઇબી કરી શકે એ બનવુંજ અશક્ય હતું, કારણ કે તેમના કેસ કોઈ કાળે સારા થાય એવા હતાજ નહીં. આ માંહેથી એક જણ તો જાણતોબી ન હતો કે તેને શું દરદ છે અને તે સારૂં થશે કે નહીં તે અગાઉથી જાણવાની તેણે તસદી પણ લીધી નહતી. એટલાં માટે હું સુચના કરૂં છું કે અત્રે આવતા બીમારોએ પહેલાં

પોતાના ડાકટરો પાસે આખ તપાસાવી બીમારીનું થોડુક વર્ણન લખાવીને આવવા અગાઉ પ્રોફેસરને પુછાવવું. પ્રોફેસર એવા છે કે જો સારૂ થવા જેવું ન હશે તો જરૂર આવવા ના લખશે .. ... ...

લા૦ ફુવાગીર,

**અરદેશર વાચ્છા.**

(ઓરીયેંટલ ભાશાના પ્રોફેસર યુનીવર્સીટી બર્લીન)

કબીર કહી ગયો છે કેઃ—

"આપહી ખાતર મેહેલ બનાયા
આપહી આખર જંગલ સોયા
કહત કબીરા સુન મેરે ભૈયા
આપ મુવે પીછે ડુબ ગઇ દુન્યા "

ભાઈ, આ ધર્થીમા લખોના લેખા લખો ને કરો-ડોની મસ્તીમા ગુલતાન બનો પણ સાથે કોઇ એક દમડો લઇ જવાનો નથી. માત્ર ચાર બીલ્લસની જગાના તમે ધણી આ ખ્યાલ બહુ મજબુત આકારમા મારા ચીતમા વીએનાના પાદશાહોને નીચે ભોયરામા પડેલા જોઇને બરપા થયો આહા! ૧૩૦ મહાન રાજપતીઓ, કરોડોની વસ્તી ઉપર અમલ કરનારા, અબજોની આમદાની ખાનારા, લખ્ખો સીપાઇઓના સરદાર કેવા મુગા મ તર ફકત એક પાદરીની રખેવાળી તળે એકલા સુતા છે! છાતીમાનુ સુસ્ત દીલ કહાડીને સોનાના દાબડામા મુકો કે હીરાની સ દુકમા પુરો પણ 'આપ મુવે પીછે ડુબ ગઇ દુન્યા "

વીએના શેહેર બે ચીજ માટે આખા યુરોપમાં પ્રખ્યાત છે. એક ત્યાંની યુનીવર્સીટી અને બીજું ત્યાંની નગ પ્રસીદ્ધ ઇસ્પીટાલ. શું ધારો છો રફીકો, આ યુનીવર્સીટીમાં આખા યુરોપ અને અમેરીકાથી, એશીયા અને આફ્રીકાથી વીદયારથીઓ શીખવા આવે છે. આ ઇમારત જેમાં પચાસ મોટાં જબરદસ્ત દીવાનખાનાં છે તેમાં ૭૦૦૦ સ્ટુડંટો જાત જાતની કેળવણી લે છે. પણ ત્યાંબી બે ભાગ છે. એક ભાગમા જર્મન અને બીજા ભાગમાં સ્લાવ, હંગેરીયન, વગેરે મુલકના પોટટાઓ છે. તેઓમાં કોઇ કોઇ વાર એવી ગુમબેસ ચાલે છે કે રશીયા જાપાનીસ લડાઇને પણ વીસરાવે.

મારા કોઇ મીત્ર કોઇ વાર વીએના જાય તો હું ખાસ ભલામણ કરૂં છું કે ત્યાં એક લુહારનું ઘર છે તે જરૂર જોઇ આવવું. આ ઘર પુરાણું છે પણ તે એવા તો પાદશાહી રસ્તા ઉપર છે કે તેના એક ચોરસવારના ૨૧૦૦૦ આપતાંબી સસતું કેહવાય. આ મકાન સદીઓની વાત ઉપર એક લુહારનું હતું. તે સદીઓ થઇ બંધ છે અને તેના બાહારના દરવાજા ઉપર એક લોખંડનું તાળું મારેલું છે. ઓટલા ઉપર એક તખ્તી કોરીને મારી છે જે ઉપર લખેલું છે કે જે કોઇ આ તાળું ઉઘાડે તેને આ ઘર મફત આપી દીધામાં આવશે. અને જો તજવીજ કીધા પછી ઉઘાડવા ઈચ્છતો ધણી નીશફળ થાય તો તેણે દીવાલમાં એક ખીલો મારી જવો. લખો રૂપીઆની

કીમતની આ મીલકત હાથ કરવાના એગદાથી હજારો ફીસબીઓ દેશ દેશાવરથી આવીને માથું ઝીકી ગયા છે અને દેવાલમાં હજારો ખીલાઓ મરાયા છે પણ હજી સુધી આ જાલમ તાળું ઉઘાડવામા કોઈ ફાવ્યું નથી.

વીએનાનું પારલ્યામેંટ હાઉસ પણ યુરોપની એક નવાઇ છે. એનો મુખ્ય હૉલ આખો સગેમરમરના પીલરો ઉપર ટેકવેલો છે આ પીલરો દરેક ૨૫) ફીટ ઉંચા છે અને ખુબી શુ છે કે આ દરેક પીલર એકજ પથરના ટુકડાનો છે—સાંધો નથી આવા પચ્ચીસ ફીટના પથ્થર લાવ્યા ક્યાથી હશે, ઘડયા કેમ હશે અને ઉભા કેમ કીધા હશે તે હજી મારા ખ્યાલમા ઉતરતુ નથી. કહે છે કે આ દરેક પીલર ઉપર વીસ હજાર રૂપીઆનો ખરચ બેઠો હતો. ફક્ત વચવા હૉલમાજ ૨૫ એવા પીલરો છે એટલે તેનીજ કીમત પાચ લાખ રૂપીઆ થઈ. જ્યારે એક હૉલના ફક્ત પીલરના પાચ લાખ ત્યારે આખી ઇમારતનો શુ ખરચ થયો હશે તે વીચારી લેવું.

વીએનાની નાટકશાળાબી આખા યુરોપમા સર્વેથી મોટી કહેવાય છે તે જોવા હુ ગયો હતો આવાં એક મકાનમા નાટક જોવાને ધકબી કેમ લાગતુ હશે? એ તે શું નાટકશાળા કે પાદશાહી મહેલ! કોણ જાણે કેટલા હજાર માણસો ઘુસી જાય તો તે માલમબી નહી પડે. મારબલથી પાલીસ કીધેલી સીડીઓ ચહડીને માહે જવાનું. મોટા નકસીદાર પથ્થરના પાચ ભાગોળ જેવડા દરવાજા.

એક ખાસ એમપરરને માટે, બીજો ડયુકો અને લાર્ડોને માટે, ત્રીજો ગાલેરી ઉપર ફરવા જવા, ચોથો માતબર રૈયતને માટે અને પાંચમો એકટરોને માટે. ફરવાની ગાલેરીબી અમથી જીણી મઇ જેવી—૧૦૦૦ ફીટ લાંબી! અને મખમલ જડેલા સોનેરી નકસીવાળા પીલરો અને કસબી ઝાલરોથી ઝગઝગી રહેલી. ખુણે ખુણે ઝાડપાનના છુપા માંડવા કીધેલા અને તેમાં જીણી ઈલેકટ્રીક બતી મુકેલી. જેને ગમે તે ત્યાં જઇને હસે, વમાસે કે પોતાની પ્રીયા અથવા સહી મીતી સાથે વાત કરે. એકટરો અને એકટ્રેસીસ માટે અલાહેદા ઓરડા સણગારેલા તે જોતાં વીચાર આવે કે આ કોઈ રાજાની માનીતી રાણીઓનો મેહેલ હશે.

આ નાટકશાળા જોઇ બહાર નીકળ્યા કે પાસેજ ટાઉનહાલ. ઉપર દીવાનખાનામા પ્રજાને ખરચે ટાઉન કાઉન્સીલરોને માટે વાઇન અને રીફ્રેશમેંટ બીછાવેલું. હું પુછુંછું કે કા તે પ્રમાણે મુંબઇમાં પણ કરવામાં ન આવે? લાલા લાખ તો કહે સવા લાખ. લખો રૂપીઆનો વહીવટ કરતા ગળું સુકાઇ જાય તેઓને તૃપ્ત કરવાને દર માસે બસો પાચસોનો ખરચ થાય તો શું મુઝાકો છે? વીએનામાં ઝોકવણ નવાઇ જેવી છે. ઉપર ટાઉન કાઉન્સીલરો માથું ઝીંકે અને નેમનીજ તળે ભોંયરાંમાં એક જબરદસ્ત રેસટોરાં સારો દીવસ ચાલે તેમાં કોરપોરેશનનેજ હીસાબે આસ્ત્રીયન વાઈન વેચાય. આ ભોંયરૂં ટાઉનહા-

લની તળેજ છે અને તે એટલું અંધારૂં છે કે તેમા સારો દીવસ હજારો ઇલેકટ્રીક લાઇટ જાથુક બળે છે.

વીએનામા જેટલુ જોર યાહુદીઓનું છે એટલું યુરોપના બીજા કોઇ ભાગમા નથી. વીએનાનો લગભગ આખો માતબર વેપારી વર્ગ યાહુદી ધર્મ પાળનારો છે. સર્વેથી વધતા પૈસા યાહુદીઓ પાસે છે, સર્વેથી મોટી દુકાન યાહુદીઓની છે. બેરન રાથશચાઇલડનુ નામ તો જગપ્રસીદ્ધ છે. એ પણ યાહુદી છે અને આસ્ત્રીયન સરકારને ૨૫ કરોડ રૂપીઆ વીઆનુકા ધીરયા છે!! અરર, વીએનાની ધધુખર જોવી હોય તો સનીવાર અને રવીવારે સાંજ પછી ત્રણ વાગે નીકળો આપણી વીકટોરીયા ગાર્ડન છે તેમ ત્યા પ્રટેર ગાર્ડન છે. તેનો વચ્ચેવચનો મોટો "વાક" ૪ મૈલ લાબો! દરરોજ સાંજના ત્રીસ હજાર માણસની ભીડ અને આખા ગાર્ડનમા ત્રણ બાજુએ જુદાં જુદા બેન્ડ વાગે. જગેજગ બીરની ટેબલો ગોઠવેલી અને ત્રણ કલાકના અરસામાં કાંઈ લાખો ટંબલર બીર પીવાઇ જતો હશે. માછલી, ચીઝ, પાઉં, બાફેલાં ઇંડા, વેચનારા પોરીઆઓ અને પોરીઓબી આમથી તેમ ફરતી ફરે. આ ગાર્ડનમા પહેલીજ વાર મેં હવામા ફરતી ચકરડી સર્વથી મોટી જોઈ આપણા બળેવના મેળામા ઘાટીઓ દોહોડીઉં, દોહોડીઉં લઇ ફેરવે છે તે જમીનથી ઘણું તો ૨૦ ફીટ ઉંચી હશે, પણ આ તો ૧૬૦ ફીટ ઉંચી. પણ એ કરતાબી મોટી મે લંડનમાં જોઇ છે, માટે તેનું

વર્ણન ત્યારે આપીશ. અહીં પણ ડાનસીંગ સલુનના ટોટા નથી. તમારા નાચવા સારૂં પગ ચવડતા હોય તો એકાદ સેલુનમાં જાઓ, તો પોરીઓ તમારી સાથ નાચવા વાર જોતી ઢગલાબંધ બેહેલી. બસ, એ લોકનું સઘળું જીવતરજ ખાધા પીધામાં ભરાયલું છે.

---

## પ્રકરણ—૩૦ મું.

પણ હવે બધું ખાવાનું પીવાનું એક બાજુ મુકયે. હું હવે એક એવા ધડાકા ઉપર આવું છું કે જે મારો દરેક પ્રીય વાચક ખુબ ચીતથી વાંચશે એવી મારી ખાત્રી છે. એ તો જાણીતી વાત છે કે આખા યુરોપમાં સર્વેથી મોટી આસ્પીટલ વીએનાની છે. કહે છે કે વહાડકાપની વીદયામાં વીએનાને લંડન, બર્લીન કે પારીસબી પહોંચી શકતાં નથી. હું જો ભુલતો ન હોઉં તો આપણાં નામાં-કીત સરજીયન ડા૦ માસીના પોતાના ઉત્તમ હુન્નરને માટે વીએનાને મોટે ભાગે આભારી છે. અરે મીત્રો, એ ઇસ્પીટાલ નથી, પણ મોટું ગંજાવર શેહેર છે. ઘણોક લાગવગ લગાડી મેં આ દુન્યાવર્ણનું ખાતું જોવાની પરવાનગી મેળવી અને ત્યા આખો દીવસ ગુજારી એવું તો શાન મેળવ્યું છે કે તે હું મારી જીંદગીના છેડા સુધી વીસરીશ નહીં. મેં તો બહુ આપદા વેઠીને આ માહાભારત ખાતું જોયું છે પણ તેનો આઇતો લાભ હું તમને આ તકે

ખુશીથી આપુ છુ વાચજો—જરૂર ગોખીને વાચજો

આ વીએનાની આસ્પીટાલ સરકારી ખાતુ છે અને મોહોલાના મોહોલા રોકે છે, તે એટલા સુધી કે માહે ગયા પછી ક્યા જવુ ને કેણી મેર વળવુ તે સનન પડતી નથી માત્ર એક ખ્યાલ આપવા આરૂ જણાવુ છુ કે તેમા આપણા ક્રીકેટના મેદાન જેવડા નન તો ચોક છે આખી ઇસ્પીટાલમા ૨૦૦૦ દરદીના બીછાના છે સઘળી જાતની બીમારીના મકાનો એક બીજાથી અલાહેદા છે તાવનુ મકાન, સ્ત્રી દરદોનુ નકાન, ખહીનુ મકાન, અકસ્માતોનુ મકાન, છાતીના દરદોનુ નકાન, આખના દરદોનુ નકાન, વગેરે મોટી મોટી બીલડીગોથી જબરદસ્ત વીસ્તાર ભરી કહાડયો છે આ બે હજાર દરદીઓ માટે ૧૫૦ સરજ્યનો અને ૩૦૦ સીસટર્સ ઓફ નર્સો તેમજ અગણીત હજુરીયાઓ છક છક થઈ જાય છે આ સખ્યા એટલી મોટી છે કે એક ડીપાર્ટમેંટના સરજ્યન અથવા નર્સ બીજી ડીપાર્ટમેંટના સરજ્યન અથવા નર્સને ઓળખતા પણ નથી અથવા તેઓ એકજ ખાતાના કાન કરે છે એવુ જાણતા પણ નથી, તે છતા સઘળી મશીનરી એવી તો સફાઇથી અને ચુપાચુપ ચાલે છે કે જાણે આપણે વીકટોરીઆ ગાર્ડનમા ફરતા હોઇએ વડા ડાકટર જેઓ આખ્ખા આસ્ત્રીઆમા ડાકતર તરીકે મોટા પ્રખ્યાત શીક્ષા ગુરૂ ગણાય છે તેઓ ઘણાજ અગત્યના કેસ સીવાય ઝાઝા નજરે પડતા નથી પણ તેનના જુદા

જુદા આસીસ્ટંટો ઉપર હુકમો મોકલાવે છે અને તે પ્રમાણે સઘળો અમલ ચાલે છે. આ મહાન ડાક્ટરે મોટી નવાજેસ કરી લેખીત હુકમ આપ્યો હતો કે મને દરેક ભાગમા ફેરવીને સઘળું દેખાડવું અને જેબી સવાલો પુછું તેના જવાબ આપવા. પોતાના એક ફર્સ્ટ ગ્રેડ સરજનના સ્વાધીનમા મને મુકયો હતો અને તેને દરેક ખાતામા દાખલ થવા દેવો એવો હુકમ લખી આપ્યો હતો, જે દેખાડતાજ સેંકડો ઓરડાઓના બારણા જાણે કરામત અથવા ગેબી બસારતથી ખુલી જાય એમ ઉઘડી જતા હતા.

પહેલા દરવાજામા દાખલ થતાજ એક મહાભારત ડીસપેનસરી જોવામા આવી શુ તેનું કદ કહુ ! હું ધારૂં છું કે આપણા ટાઉન હૉલનો વચલો મોટો હૉલ છે તેટલો વીસ્તાર હશે. કાઇ લખો બાટલા ને બાટલીઓ, હથીઆરો અને જીણસોથી આ હોલ રેલ છેલ થઇ ગયલો હતો અને વચોવચમા સુમારે એકસો ફ્રીટ લાબી ને લાબી માર્બલ ટેબલો ઉપર ૪૦ અપાથીકરીઓ દવાઓ બનાવીને બીમારોને સારૂં તૈયાર કરતા હતા. આટલા બધા માણસો કામ કરવા છતા એવુ તો ચુપાચુપ હતુ કે જો આખ બધ કરીને ઉભા હોઇએ તો આ કોઇ ખાતું મુગા બેહેરાઓનું સ્ંગ્રહસ્થાન હોય તેમ લાગતું હતું. આ હોલની પાસેજ એક મોટુ દીવાનખાનુ તેમા "સ્ટરી-લાઇઝીંગ રૂમ" મોટા મોટા ચાદીનાં જેવા ચળકતા

બાઈલરો ઉભા કરેલાં અને તેમાં બીમારોને સારૂં કપડ પાટા, ગાદીઓ, વહાડકાપનાં હથીઆરો સરળાં હાઈ પ્રેશ સ્ટીમથી બફાતાં હતાં.

આ ઈસ્પીટાલમા ૧૫૦ સરજ્યનો કામ કરે છે તેઓ દરેક મોટા પંકાયલા શસ્ત્ર વૈદો છે અને અહીં કામ કરવામા મોટું માન સમજે છે. તે દરેકને વાસ્તે જુદો જુદો આપરેશન રૂમ અને અખનરા કરવાનો રૂમ આપેલો છે. તે છતા એક જાહેર આપરેટીંગ હોલ જુદો કાઢ્યો છે, જ્યા જ્યારે કોઈ મોટુ મુશકેલ આપરેશન વડો સરજ્યન કરે ત્યારે બહારના ડાકટરોને અને મેડીકલ સ્ટુડંટોને દુરથી ઉભા રહીને શીખવાની અને જોવાની તક આપવામા આવે છે. આ વહાડકાપના ઓરડાની ગંભીરતા, તેમા રચેલા વહાડકાપના હથીઆરોની સંખ્યા અને સ્વચ્છતા, તેમજ પાટા, રૂ, ક્લોરોફોર્મ આપવાના સાચા વગેરેની તૈયારીનુ બ્યાન કરવાને મારી કલમ અશકત છે એમ હુ પહેલાથી કબુલ કરૂં છું. હું ટુંકમાંજ કહીશ કે પહેલી નજરે હું ફક્ત ગભાઈ ગયો હતો અને સવાલો પુછવાનીબી ફોમ રહી નહીં.

બહાર પડયા કે એક ખાતું મારા જોવામાં આવ્યું, જેવું ખાતું હસ્તીમાબી હશે એવું હુ અગાઉ જાણતો ન હતો આ ખાતાને "વાટર બેડ વાર્ડ" કરી કહે છે. લાબા ને લાબા હોલમાં લોઢાના કોચની હારની હાર મેલેલી અને તેની સાઈડો પણ લોઢાંનીજ. એમ સમજો કે એક

ચળકતી લંબુચી ટાકી ચાર પગ ઉપર ઉભી કીધી હોય. આ ટાકીવાળું બીછાનું ઉપર સુધી પાણીથી ભરેલું અને તેમા એકેક બીમારને ડુબાડીને સુવાડેલો. ફકત ડોકું બહાર, બાકી આખું શરીર પાણીમા નાણું ડુબેલું. કેટલાકો તદન બેભાન હાલતમા હતા અને કેટલાકો અમને દાખલ થવાનો સાદ સાભળીને મચરડાની કાની ડોળા આમ તેમ ફેરવીને જોતા હતા. પાણીમા ડુબાડીને સુવાડેલા આ મનુષ્ય લેવટાઓનો દેખાવ બહુજ વીચીત્ર લાગતો હતો. સઘળું ચુપાચુપ હતુ, ફકત ત્રણ ચાર દયાની બેહનો આમ તેમ ફરીને દર્દીઓની માવજત કરતી હતીઓ મે અચરત થઇ પુછયુ કે આ શુ ? એનુ નામ 'વાટર બેડ કયુર' અકસમાતથી દાઝેલાઓને, ચોકસ જાતની તાવને, કેટલીક જાતના ઝેરને, કેટલીક બીજી નજીસ બીમારીઓને માટે આ ઉપાય મોટી ફત્તેહમ દી સાથે વીએનામા અજમાવવામા આવે છે. બીમારને પહેલા આણતાને વાર આ પાણીના બીછાનામા સુવાડી દે છે. આ વાર પાણી જરા કુકુ રાખે છે કે જેથી તેને 'શાક' નહી લાગે અને પછી એવી કરામત કીધેલી છે કે પહેલું પાણી આસ્તે આસ્તે નીકળી જઇને તાજુ દવાઈ ભેળેલું પાણી આ બીછાનામા દાખલ થાય છે અને તેમા બીમાર દીવસોના દીવસો સુધી પડી રહે છે પાણીમાજ પડયો પડયો તે આખો દહાડો પોતાને યોગ્ય ખોરાક દયાની બેહનોને હાથથી લે છે અને પાણીમા પડયો ને પડયોજ આ

પાણીનાં બીછાનાંમાં આખી રાત ઉંઘે છે. હું એ પછી લંડનમાં અને બીજે ઠેકાણે ઘણી મહાભારત ઇસ્પીટાલો જોઇ આવ્યો છું, પણ આ પાણીનાં બીછાનાં મેં કોઈ ઠેકાણે જોયાં નથી તો નથી પણ સાંભળ્યાંબી નથી. એ વીએનાના જગપ્રસીદ્દ વૈદોનીજ મોટી "સ્પેશીઆલીટી" જણાય છે.

આવી જંગી લોકરક્ષી ઇસ્પીટાલ ચલાવવા માટે અને તેનો બોજો ઉપાડવા માટે આસ્ત્રીઅન સરકારને શાબાશ છે. આપણી તરફ થોડું કરીને ઘણી ધામધુંમ કરનારાઓને આ એક ધડો મીસાલ છે. વીએનાની ઈસ્પીટાલમાં ગરીબ પાસેથી ઓછામાં ઓછો દીવસનો એક ફ્લોરીન (દશ આના) લીધામાં આવે છે. તેમાં દાકતરી મદદ, ખાવાનું, દવાઇ, ધોળાઇ સઘળું. આપણી તરફની પેઠે ત્યાં ઇસ્પીટાલમાં જવાની સુગ અથવા મોટાઈ નથી. ભલો ધનેતરબી લાગલો ઇસ્પીટાલમાં જઇ પડે છે પણ તેનાઓ પાસેથી દીવસના પંદર રૂપીઆ સુધી લેવામાં આવે છે. હું આગળ કહી ગયો છું કે આ ઓર્યબાભર્યાં ખાતામાં ૧૫૦ દાકતરો ઉપરાંત બીજા ૪૨ આસીસ્ટંટ સરજ્યનો પગારદાર છે અને વળી તે ઉપરાંત ૧૫૦ ઓનરરી મેડીકલ આસીસટંટો પોતાની ખુશીથી કામ કરે છે, એટલે કુલ ૩૫૦ દાકતરોવાળી આ ઇસ્પીટાલનો ખ્યાલ સેહેજમાં આવી શકશે.

અલબતાં જ્યા આવું મોટું ખાતું ત્યાં સુવાવડનો મામલો કેવો મોટો હશે? ૮૦૦ માતાઓનો ત્યા સમાવેશ

છે. શું તેમની બરદાસ્ત! શું તેમની ખાતરદારી! આહ! નહીં ભોલ્યામાંજ શોભા છે. ૮૦૦ માતાએ! અને તેમના ફુલ સરીખા બાળકો!! કોઇ કાચના કેસમા, કોઇ નેટના કોથળામાં, કોઇ ગરમ કીધેલી પેટીમા. જેવી જેની કાયનાત અને જરૂર. ૮૦૦ માતા, ૮૦૦ બચ્ચાં, કુડીબંધ ડાકટરો, કુડીબંધ સીસટરો અને સેંકડો દાસીઓ—પણ શું કે ચાની જાત નહીં, ગુચવણની વાત નહીં, લાચ રૂશવતની નીશાન નહીં અને સ્વચ્છતામા મના નહીં. એક જીદુંજ મકાન ચોકસ ગોરચાલના દરદથી પીડાતા સ્ત્રી પુરૂષો માટે છે. અહી ૨૫૦ બીમારોના પલંગોની લાઈનની લાઇન પડેલી હતી આ અભાગ્યાઓ પોતાની ચાલે હાડમાર થાય છે, પણ તે છતા સરકાર મા બાપ પોતાની પવીત્ર ફરજ સમજી તેઓને જીદગીના પાછો ચાન્સ આપવામા પાછુ ફરી જોતી નથી. તાવનો ડીપાર્ટમેંટ બી અહીં અથંગ છે જાત જાતની તાવના રસાયણી પ્રયોગથી ઉપાયો શોધી કહાડવામા કાઇક કીમતી લેજા અહીં રોકાયલા છે. તાવ આવી કે કુઇનીન સલફેટ, ને એપસમ સાલ્ટના ધીચારા આપીને બે રૂપીઆ ખીસામા ચાપીને ઘેર જઇ સુઇ જનારા ડાકટરો અહી નથી. અહીં તો ડાહી માના સપુતો એવા પડયા છે કે પૈસા ગયા જહાનમમા—વીદયા—વીદયા—વીદયા—બસ વીદયાના સુધારા વધારા ઉપર જાનફેશાની કરનારા છે. અમુક તાવ શાથી આવી, તે કઇ જાતની છે, તેના ગુણ દોશ શું

છે, કેમ વધે છે કેમ ઘટે છે તેની શોધ ઉપર આ ઈસ્પીટાલમા ઉમંગી વૈદક શોધકો જીવ પટકી નાખે છે જેવો એક તાવનો બીમાર દાખલ થયો કે તેને તાવ કઈ જાતનો છે તે તુરત તેનુ લોહીનુ ટીપુ કહાડીને તપાસવા વગર પા કલાક ખાલી જતો નથી. અને આ ટીપુ કહાડવા માટે કાઈ ધામધુમ કે ન્યુસપેપરમા ફકરા આવતા નથી કહાડવાનુ હોય એક ટીપુ પણ બે દહાડા અગાઉથી ઘેરેઘેર જઇને ડાકટરો સટાકા મારતા નથી એ વીએનામા કેમ કરવામા આવે છે તેની એક રમુજી મીસાલ કહું. મારા મીત્ર સરજીયને આ સીસટમ મને સમજાવવા માટે પોતાના ગજવામાથી એક તારની ઝીણી ચાપ કહાડીને મારા આગળા ઉપર પહેરાવી આ ચાપ સીતાર વજાડનારાઓ આગળી ઉપર તારનુ નખીઉ પહેરે છે તેવી હતી જયારે ચાપ પહેરાવી ત્યારે આગળાની ટીચકી જરા દબાઇને કાળી લાગતી હતી એમ સમજો કે આપણે રમત કરતા આગળા ઉપર સુતળી તાણીને વીટાળીએ છીએ ડાકટરે તુરતજ આ ચાપ કહાડી લીધી અને પોતાના ગજવામા મુકી દીધી આ પછી અમે થોડોકવાર બીજા ઓરડામા ફર્યા, જે બાદ તે હસીને બોલ્યો "મી૦ મરઝબાન, તમારૂ લોહી ઘણું ચીચ છે ને કોઈબી જાતની તાવથી નીરાળુ છે"

મે અચબત અજાયબીથી પુછયુ કે "તમે કેમ જાણ્યુ ?"

"તમારૂ લોહી મે સાયન્સથી તપાસાવ્યુ અને તેનો મને આ પ્રમાણે રીપોર્ટ મળ્યો છે."

"મારૂં લોહી?" હું સમજ્યો કે આ ડાક્ટર જે લગાર હસમુખા સ્વભાવનો હતો તે મારી ટકોર કરે છે.

"હા, તમારૂં લોહી—મેં હમણાંજ કહાડીને મારાં ખીસાંમાં મુક્યું તે."

હવે મને સમજ પડી. પેલી ચાંપ જે તેણે મારાં આંગળાં ઉપર પહેરાવી હતી તેમા એવી છુપી કરામત કીધી હતી કે તે ઝીણું—ઘણુંજ ઝીણું મારૂં લોહીનું ટીપું લઇને પાછી નીકળી, પણ તે એવી સીફતથી બનાવેલી હતી કે તેણે મને જ્યા સુધી કહ્યું નહીં ત્યાં સુધી મેં જાણ્યુંબી નહીં કે મારા બેમુલા લોહી સાથ આવી છુટ લેવામા આવી હતી! વળી નવાઈ જેવું શું છે કે ૨૦૦૦ જાણની રોજ તાવ જોવાનું કોઇ કાળે પરવડેજ નહીં. એક ડાક્ટર ફ્કત ત્રણસોજ જાણની તાવ જુવે અને સમજો કે નાડ જોતા, થરમામીટર સાફ કરતાં, નાડી માંડી લેતા દર બીમાર દીઠ ત્રણ ત્રણજ મીનીટ થાય તો તેના ૧૫ કલાક નીકળી જાય. આ વીએના ઇસ્પીટાલમાં તેમ નથી. એક સાચો બનાવેલો છે જે ચપ—ચપ ચપ—ચપ દરેક બીમારની મુઠ્ઠીમા પકડાવીને એક ખાસ અમલદાર ઝપાઝપ ટેમપ્રેચર માંડી લઇ ચાલતો થાય છે. તેનું કામજ એ છે. યારો—વળી પાછું હું આપાણી તરફના વૈદરાજોનાં ટેમપ્રેચર જોતી વખતના લાબા ગંભીર ડાચા અને વીચારવંત આખના ડોળાની યાદ કરૂં છું ત્યારે વીએના, બહાદુર વીએના કેવું હૈયે ચહડીને હાંફરો થાય છે.

બધા ડીપાર્ટમેંટ જોતા પગની કઢી થઇ, પણ મન ધરાયુ નહી. દેવસાલી માને ખસ્તીના દર્દીઓ માટે મરહુમ બાહાદુરજીની યાદગારીના જે ખાસ સેનેટરીયમ ઉઘાડવામા આવ્યુ છે તેના આ અદના નોકરનો કાઇક હાથ છે એટલે વીએનાની આ ગમસી નોનેબર ઇસ્પીટાલના એ રોગના સંબધમા શું બંદોબસ્ત રાખ્યો છે તે જોવાની મારી ઉમેદ ઘણી હતી, કારણ કે ત્યાથી બે પાચ નવા ખ્યાલ શીખવાની મારી ખાત્રી હતી મારી આ ઈચ્છા જાહેર થતાજ મારો સરજ્યન લોમીઓ મને તુરત તે ડીપાર્ટમેન્ટમા લઇ ગયો આ જુદીજ મોટી ઈમારત છે અને ત્યા પુરૂષ સ્ત્રી મળીને બસો બીમારો પડેલા હતા. પણ મારે કબુલ કરવુ જોઇએ કે વીએનાની ઇસ્પીટાલમા ખસ્તીના ખાતામાથી નવુ હુ કાઇ શીખ્યો નથી—બલકે મારા કેટલાક અનુભવ ઉપરથી હું તેમને કાઇક શીખવુ એવુ છે. દર્દીઓના બીછાના હારોહાર મુક્યા તેની વચ્ચે ફક્ત છ ફીટનો અંતર જોઇ મને ઘણી અજાયબી પેદા થઇ ખસ્તીની બીમારીનો એકલો ઇલાજ ખુલ્લી હવા છે એવુ આજના જમાનાની શોધે દેખાડ્યુ છે તે છતા બે ઓરડામા બસો બીમારોને સંઘરેલા જોઇ હુ વીસ્મય પામ્યો અલબતે તેઓને સવાર સાંજ બહાર કમપાઉંડમા ફરવા સારૂ કહાડી નાખવામા આવે છે પણ તે કોઈ રીતે ફરજ્યાત નથી તે લોકની લબ, મળ મુત્ર, પડા સર્વે ઘણાજ જુદા હોવા જોઇએ તેવુ અત્રે ગણુ

નથી. જ્યારે આ ખામી વીશે મેં મારા સરજ્યન મીત્રને પુછયું ત્યારે તે જરા ગંઝેટાયો ખરો, પણ મને ખુલ્લાં મનથી જવાબ દીધો કે એના અમે શું કર્યેં? જે રીતે ખડ્ડીની ઇસ્પીટાલ જોઇએ તે માટે પચાસ લાખ રૂપીઆબી બસ પડે નહીં. અમારી સરકાર ઘણી ગરીબ છે અને એટલી રકમ આપી શકે નહીં અને મારૂં પોતાનું મત એવું છે કે ખડ્ડી બીજા દરજ્જા ઉપર વધી એટલે તે ઉપર પૈસા ગુમાવવા ફોકટ છે. થોડું લખવે ઘણું કરી જાણજો.

આ ઠેકાણેથી બહાર પડયા કે સેવટનું ખાતું—બબરચીખાનું—તેનું વર્ણન આપું છું. બબરચીખાનું ખાસ્સું એક મોટા બંગલા જેટલું કુશાદે હતું. બબરચીખાનું કે રાધણીનો દાદો! એક ગમથી ઇનજીન ધરર ધરર ચાલે અને તેમા ખીમો છુંદાય ને આટો મસળાય, કેકો બને અને બીજી મેરથી એક દયાની બેહેનના ઉપરી-પણાં તળે ૪૦ સ્ત્રીઓ ચાલીસ ચુલા ઉપર પકાવવાનું ચલાવે. વાસણો સઘળા રૂપાના પ્લેટ કીધેલા અને ચુહલાબી જાણે હમણા સોનીને તાહથી ચાદીના બનીને આવ્યા હોય. ઘંટ વાગે ત્યારે દરેક ખાતાની વડી સીસટર આવીને પોતપોતાના બીમારોને માટે ડાકટરોએ ફરમાવેલો ખોરાક હાથ ગાડીમા સંભાળથી મુકીને લઈ જાય, અને સઘળો બંદોબસ્ત જાણે કીમતી ટંકશાળ ચાલતી હોય તે મુજબનો પાણીના રેલા જેવો જણાય. બે હજાર જણને માટે રાંધવાનું, દુધ, સુપ, વગેરે તૈયાર કરવાનું. પણ

હુ ધારૂ છુ કે આપણા ઘરમા નન જણુ માટે નાસ્તો તૈયાર કરવામા વધારે ધધુખર થતી હશે!

હવે હુ મારી મુલાકાતના છેલ્વા તબક્કા ઉપર આવુ છુ સૌથી છેવટનો ડીપાર્ટમેંટ તે 'અકસ્માત'નો હતો જ્યારે અમે દાખલ થયા ત્યારે પહેલી નજરે દેખાવ એવો લાગ્યો કે જાણે કોઇ કસરતશાળામા પેસ હોઇયે કોઈને ખુરસીપર બેસાડેલા અને ખભાનાથી કપીએ ટાગેલા, કોઇનો પગ હવામા ઉંચો ટાગી રાખેલો, કોઇના પેટ ઉપર ઉચેથી આઇસનુ પાણી ટપક્યા કરે એવા સેકડો ભાગેલા તુટેલાઓનુ આ સગ્રહસ્થાન જોવાજોગ હતુ રમતીઆળ બચ્ચાઓ ઉચેથી પડીને હાથ પગ ભાજી આવેલાઓ ત્યા બેસુમાર દીસતા હતા પણ શુ તેઓની માવજત! વાહ! દયાની બહેનો, ખરેખર તમારૂ જીવ્યુ પ્રમાણ છે બેહેસ્તનો તોસો તમોએ આ ધર્મીમાન હાસલ કીધો છે આગળ માતાબી નહી ને બેહનબી નહી. દયાની બેહન, મા-બાપ ભાઈ-બહેન-સગાળાની ગરજ સારે હુ ફરીથી કહુ છુ કે આ વીએનાની પાદશાહી ઇસ્પીટાલથી મારા મગજ ઉપર જે છાપ પડી છે તે હુ જીદગીના છેડા સુધી વીસરનાર નથી હવે ઈસ્પીટાલ વીશે બસ ઘણી આનાકાનીથી આ વીશય હુ અત્રે સમાપ્ત કરૂ છુ પ્યારા વીએના, તારી દર્દીઓની માવજત માટે તુ મારે મનથી આખ્ખી પૃથ્વીની સરદાર થવાને લાયક છે કેમ ભાઇઓ, કાઇ વાચવામા સ્વાદ પડયો?

## પ્રકરણ—૩૧ મું.

ઈસ્પીટાલ તો ખલાસ થઇ પણ તોબી વીએનાનો છેડો છોડવો છે કે નહીં ? હજી જરા બાકી છે. આસ્ત્રીઆના શાહનશાહનું ઝવેરાત આખા યુરોપમાં તો શું પણ સારી પૃથ્વીમાં કીમતી ગણાય છે. પણ રમુજ એ છે કે શાહનશાહ તે મોટા તેહેવારોમાં પેહેરી શકે–છતાં તે મતા તેની પોતાની નથી. કરોડો રૂપીઆના દાગીનાઓમાંથી પાંચ રૂપીઆનો એક મોતીનો દાણો તે વેચી શકે નહીં. એ મીલકત પ્રજાની છે અને તેનો અખત્યારબી પ્રજાનાજ હાથમાં છે. છેક ૪૦૦ વરસ ઉપર એમપરર મેક્સીમીલીઅને આસ્ત્રીઆનું રાજ્ય સ્થાપ્યું ત્યારથી આ કીમતી ઘરેણાંનો સંગ્રહ થતો આવ્યો છે. અને તેમાં એકેકી એવી જણસ છે કે જે જોતાં ફીફડી ફાટી જાય છે. આ ઘરેણાં સઘળા એક મોટા પાદશાહી મેહેલમાં મુકયાં છે અને તે ઉપર પ્રજા તરફના રાખનદારોની ચોકી છે. પણ તે કોઇનેબી જોવાની છુટ છે. માત્ર એટલુંજ કે અગાઉથી રજા ચીઠી કહડાવવી જોઈયે અને અંદર દાખલ થતી વેળાએ લાકડી છત્રી વગેરે સોલજરોના સ્વાધીનમાં આપવું જોઇયે. ૧૭૬૫ ના સાલમાં એમપ્રેસ મરાયા થરીસા થઈ ગઈ તેણીને જુએલરીનો ભારી શોખ હતો પણ તેણીનો પતી મરણ પામવાથી તેણીએ સપત લીધા કે હવે હું

કાંઈ જાણુસ પહેરનાર નથી આ સઘળી જાણસો તેણીએ પ્રજાને આપી દીધી હતી તે આ સગ્રહના સર્વેથી કીમતી છે

આ સઘળા હીરા મોતીનુ વર્ણન આપના બેસુ તો નાથુ ચળી જાય માટે તનામ ખ્યાલના સેહેજ સાજ ઉતારના માટે જરા એસારો કરૂ છુ દાખલ થતાજ પાદશાહી તાજ પ્રજાને જોવા માટે મુક્યુ છે આ તાજના પેહેરનારનુ નાથુબી કોણ જાણે થાનુ હશે! તાજ તમામ સોનાનુ છે અને તેપર મીના કામ કરીને નગર કાપેલા મોટા મોટા હીરા જડેલા છે આ તાજની પાસેજ નહાન શાહોના શાહ શારલામેનની તલવાર મુકી છે જેને માટે કહે છે કે તે ખલીફ હારૂન અલ રશીદે શારલામેનને માટે બક્ષીસ મોકલી હતી વાચનારને કહેવાની જરૂર ન હશે કે આ શારલાનેન છેક બારસો વરસ ઉપર ફ્રાંસના રાજ કરી ગયો હતો અને તે એવો તો લડવૈયો હતો કે લગભગ આખુ યુરોપ જીતી લીધુ હતુ આ શેહેનશાહની કબર છે પાચસો વરસ પછી એ-લા-શાપેલના હવાડનાના આવી ત્યારે શારલાનેનનુ મલમુદ બેઠેલી હાલતના નાલન પડ્યુ હતુ અને બહારની હવા લાગતાજ તે તુરત ભુમાઇને પડી ગયુ કહે છે કે તે મારા તેના ખોળા ઉપર એક લાલ ચર્મ પત્રની બાઇબલ હતી જે હમણા આ આસ્ત્રીયન સગ્રહના વાણી ઉકનાઈથી દેખાડવાના આને છે અને જે ઉપર દરેક નવો શાહનશાહ ગાદીએ આવતા

સપત લે છે ખરૂં ખોટું તો ભગવાનજી જાણે! આ સઘળી જણસોની પાસે એક નેઝો છે તેમા એક લોહડાનો ખીલો મારેલો છે કહેવામા આવે છે કે યાહુદીઓએ જ્યારે ઇસુખ્રીસ્તને ખીલા વડે ક્રાસના ઉપર જડીને મારી નાખ્યો ત્યારે જે ખીલા વાપરવામા આવ્યા હતા તે માહેનો અસલ ખરો ખીલો આ છે. ગમે તેમ હોય પણ ભાવકી સેવકો અને સેવકીઓ આ ખીલાને જોતાજ જે રીતે ચુમ્મા ચુમ્મી ચલાવે છે તે જોતા હુ તેની અદેખાઈ કરૂં છુ જબરો નસીબદાર ખીલો બા તેજ પ્રમાણે અસલ ક્રૂસનો એક લાકડાનો કડકો પણ ત્યા મહા ઈજ્જતથી જાળવી રાખ્યો છે આ વાત તો ખરી ખોટી હુ કહી કેમ શકુ પણ એટલુ તો ખરૂં કે યુરોપમા ફરતા તમને અસલી ક્રાસ માહેના લાકડાના એટલા બધા તો કકડા દેવલોમા અને મહોમા પાદરીઓ બતાવશે કે જે સઘળા જો ભેગા કીધા હોય તો આખી એક મનવાર બધાય. પણ આગળ ચાલો એક નાહના બીલ્લસ જેટલા કપડાના કકડા ઉપર સઘળા તમાશગીરો વાકા ટીકા થઇ થઈને જોયછે તે શુ છે? અરે એ તો ક્રાઈસ્ત સાહેબ જ્યારે ૧૯૦૦ વરસ ઉપર પોતાનો છેલ્લો નાસ્તો કરવા બેસા તે વેળા ટેબલ ઉપર બીછાવેલા ટેબલ કલોથનો એક ટુકડો છે આહા, શુ કપડાનુ કુમાસ હશે કે ૧૯૦૦ વરસ થયા પણ ધાડ આવી નથી એટલુંજ નહી પણ હુ કમબખતે, આજે જાણ્યુ કે ૧૯૦૦ વરસ

ઉપરથી અડધા જગાથી યુરોપીયનો નાહાસબાગમા ખાતી વખતે ટેબલ ક્લાથ બીછાવતા હતા પણ હુ આ વાત હુ માનુ છુ, કારણ કે પાસેજ એક બીજો ખાટીનો કકડો દેખાડવામા આવે છે જે વડે હઝરત ઇસુ ખ્રીસ્ત એપોસટલ્સોના પગ ધોઇને લુછના હતા આવી આવી ધર્મી જણસોથી જાણે જીવ ધરાતો ન હોય તેમ સેંટ જાન ધી બાપટીસ્ટનો ૨૦૦૦ વરસનો એક દાત પણ ત્યા સોનામા નઢીને દેખાડવા મુકેલો છે

પણ હુ તો અધર્મી છુ અને આવી આવી ચીજોનો મને ઝાઝો શોખ નથી આપણી નતી તો જરા હીરા મોતી તરફ વધારે ખરી શાહનશાહમાનુ ઇલીઝાબેથનુ તાજ જોઇ મોહના પાણી છુટયુ સહુી ઉપર સફેદ તારા જેના તમામ બીલીઅન જડેલા અને ફક્ત એજ તાજની કીમત ૧૫ લાખ રૂપીઆ આ બાઈ સાહેબજી બડા શોખીન મુએલા હશે કારણ કે તેનની એક હીરાની માળા દેખાડના મુકી છે તેના ખાસ્સા અગધા રૂપીઆથી તે બે આની જેનડા ૭૦૦ બીલીઆનોની સાત સેર લગાડી દીધી છે કીમત? તે તો આપરે શુ જાણીએ, સોરાબજી અને જમશેદજી ખાનને પુછો પણ આ શોખીન શાહાનશાહ-બાનુ આટલા બોજાથી ધરાયા નથી હાથની પોચી અથવા બ્રેસલેટ છે તેના ૨૪૦ સફેદ મોતી છે જે દરેક અકેકુ સુરતી બોર જેવડુ હશે તેની ચાપ ઉપર એક હીરો છે તેનુ વજન ૮૫ કેરેટ! પણ આ ચાઈ ચાઇ સાથ

આપણને શું સ્નાન સુતક છે? છો રહયાં, જે પહેરે તેને ભારી. લ્યો આજને આજ આ કોઈ મને મુક્ત આપી દેવા કહે તોએ બે વાર વીચાર કરૂં. આ સંગ્રહસ્થાન માહેની અકેકી જણસોની કીમત લખ્ખોથી નહીં પણ કરોડોથી ગણાય છે. બલકે કેટલીક ચીજો તો એવી પવીત્ર છે કે કદાપી કામ પડે તો પ્રજા પોતાનું રાજપાટ ને મુલક મુકી છુટે પણ આ જીણસ નહીં છોડે.

શાહાનશાહબાનુ મરાયા થરીસાનો મેહેલ વીએના-વાસીઓની મગરૂરી જણાય છે. જ્યાં સુધી ત્યાં જવાનું મેં કબુલ કીધું નહીં ત્યાં સુધી મારા કુરીઅરે મને ઝંપીને બેસવા દીધો નહીં, ને મેહેલ પણ છે તેવોજ. ફ્રેંચ એમપરર નેપોલીઅન બોનાપાર્ટ જ્યારે યુરોપ જીતતો જીતતો વીએના આવી પહોંચ્યો ત્યારે આ મેહેલમાં ઉતર્યો હતો. આ વાર તે કયા પલંગ ઉપર પોઢતો હતો તેબી દેખાડવામાં આવે છે અને કોઈ ન જોય તેમ ઉપર બેસો તોબી અડચણ નથી. એક પછી એક ઓરડામાં જતાં સોનું અને રૂપું, આરસા અને ઝુમરથી માથું ચરી જાય છે એટલે તેનું વર્ણન આપવાની હું જરૂર જોતો નથી. ફ્રાંસમાં જઈશ ત્યારે તેની વાત.

મને જણાવવામા આવ્યું કે વીએનામાં જેવી મોટી કપડાંની દુકાનો છે તેવી બીજે કેથે નહીં હશે, એટલે હું એક મોટી દુકાન જોવા ગયો. નામ વરધીમ બ્રધર્સ. જાતે વેલાતી જુઉ. મેં પુછયું કે મને એક ફ્રાક કોટ જોઈએ છે તે મળશે?

"હા સાહેબ"

"પણ મને ફીટ કેમ થશે?"

"તેની ચીતા નહી સાહેબ, લગભગ ૫૦૦ જાતના કપડાના દોઢોડ લાખ સુટ અમારી પાસે તૈયાર રાખીએ છેએ તે બાર વરસના છોકરાથી તે લા ફીટ ઉચા માણસને આવે તેવી રીતે અડધો અડધો ઇચ ચહડતા માપના છે તમને ફીટ થવાજ જોઇએ"

દોઢોડ લાખ સુટ! મુના છુટા લીફટમાથી બીજે માળે ગીઆ તો ખરેખાતા ફ્રાક કોટનુ નરૂ જાણે વના લાઇનની લાઇન ડગનાઓની આવ્યા કરે તે નીકેજ નહી. તે ઉપરાત જમીનથી સીલીગ સુધી ડરગ મારેલા તે જુદા હુ કોણ છુ અને મારો એરાદો એક કેતાબ લખવાનો છે, એમ જ્યારે માલીકોએ જાણ્યુ ત્યારે આગ્રહ કીધો કે અમારા બીજા ખાતા જુઓ પાટલુનના ખાતામા દોઢોડ લાખ પાટલુનજ પાટલુન વેસ્ટકોટના ખાતામા લખ્ખો વેસ્ટકોટ બધા અડધા અડધા ઈચથી ચહડતી સાઈઝના ના૦ ૪૫ નહી આવે તો ૪૬ તેબી ટાચો પડે તો ના૦ ૪૭ તૈયારજ છે કોઈ પાછો તો જાયજ નહી. સ્રીઓના ડીપાર્ટમે ટમા બલાઉઝીઝ અને ઘાઘરાબી તેમજ. લખ્ખોથી વાત રોઆલ બલાકેટનો હીસાબ પણ તેમજ અરેરે બાપરે, એ લોક આ બધા ઉપર ધ્યાન કેમ રાખતા હશે, અને હીસાબ કેમ રહેતો હશે? લખો રૂપીઆનો માલ તેનુ વ્યાજખાધ શુ પડતુ હશે? કાઇ સમજ પડી નથી.

નીચે ભોંયરાંમાં ૫૦૦ દરજીઓ બેસાડેલા તેઓ આગળ ૫૦૦ સીવવાના સાંચા ચાલે. આખા દીવસમાં જે ખપ થાય તે રાતો રાત પાછું તૈયાર કરીને સ્ટોક દરરોજ સરખો ને સરખો રાખવાનો. પાટલુન ને ડગલા વેગ્રે, તેબી હાથથી નહીં, પણ દરેક માપના સાચાથી કાપે અને તેબી પચાસ પચાસ નંગની ઢગલી સાથે કાપે. જુદા જુદા દરવાજામાં મળી મેં ચાલીસ કેશીઅરો ગણ્યા. હવે વીચાર કરો કે પાચસો દરજી, ચાલીસ કેશીઅરો, મોટી જંગી ઇમારત, સેલસમેનો, ઇન્સપેક્ટરો વગેરેનો ખરચ શું હશે અને તે ખરચ પુરો પાડવા માટે રોજના કેટલા હજાર તૈયાર સુટ વેચાતા હશે? હું આગળ કહી ગયો છું કે વીએનામા મોટા ઉસ્તાદ વેપારી ઘણા ખરા ઇસરાયલ અથવા યાહુદી પંથવાળા છે. સોટો પંજો કરવેબી હુશીઆર. હું જ્યારે વરથીમ બ્રધર્સને ત્યા ગયો ત્યારે મારા હાથમા મારી માનીતી ગેંડાના શીગડાની લાકડી હતી. જ્યારે તડકામા પકડી હોય ત્યારે તેમાથી રોશની દેખાય જે બારે ડોળે દુકાનના માલેકો જોયા કરતા હતા. આખરે તેમની ધીરજ રહી નહીં.

"સાહેબ, આએ લાકડી શાની છે?"

"ગેંડાના શીંગડાંની."

(તપાસી જોઇને) "ઘણી સુંદર છે. ઘણી કીમતી હશે?"

"હા; સુમારે બસે માર્કની હું ધારૂં છું." માર તોપ બચ્ચા, કોણ પુછે છે. મેં તો અગ્રેની એક દુકાનપર ૨૨૦ આપ્યા હતા.

"અંહ, એ વેચશો ?"

"નહીં, હું દલગીર છું કે મારે એ વેચવાની નથી."

"તમને ૨૫૦ માર્ક આપવા અમે તૈયાર છેએ."

"ના, ઠેંક યુ" સારાંસ કે કાંઈબી નવાઇની ચીજ નજર પડી કે એકના એકવીસ આપવાને એ વેપારી બચ્ચા ડરે નહી. અઢીસો માર્ક એટલે લગભગ ૨૦૦ રૂપીઆ થયા !

હવે વીએના તમામ થયું. કાલે પાછું વીઝબાડન જવું છે. પ્રોફેસર સાહેબે એક મહીનાની મેહેતલ આપી હતી તે પુરી થઇ છે. ચશમા સારૂ આંખ વાર જુએ છે વીએના સલામ—તને છેલ્લી સલામ !"

રાતના ખાઇ પીને નવ વાગે વીએનાને છેલ્લી સલામ કરી. આખી રાત ટ્રેનમા કહાડવાની એટલે જરા બંરડો નાખવાનુ થાય તો ઠીક. પણ આ કાંઇ કાળું હીંદુસ્તાન નથી. મેં વીઝબાડન સુધીની મુસાફરીના પચાસ રૂપીઆ આપવા માગ્યા કે સુવાની એક બર્થ મળે પણ તે મળી શકી નહી. પાચ બોચકા હતા તે તોલાવીને ઠેઠ વીઝબાડન પુગે તેમ બ્રેકમા નખાવી દીધા અને એક ચામડાંનો મધ્યમ કદનો હેડબેગ અને ઓવરકોટ લઇને ખોદાનું નામ લઇને બેઠા. મારી સાથે ફર્સ્ટ કલાસમાં એક અમેરીકન, એક આસ્ત્રીઅન અને બે જર્મનો હતા. આખી રાત બેસી રહેવાનું એટલે પહેલા અગીઆરેક વાગા સુધી સર્વે ડાહ્યા ડોહોરા થઇને બેસી રહયા પણ કાયા

તે ક્યાં સુધી ટકે? મધરાતે સર્વેએ ઝોપરાં જોખવા માંડયાં. કોઇની લાત ક્યાં તો કોઇનું માથું ક્યાં. મારા હેંડબેગમાં મારી સ્ટીમરની પાસીજ, કુકની સરક્યુલર નોટો, મુંબઇથી પેહરામણી થયલી તેની કરનસી નોટો, આ હેવાલ લખવા માટેની ભેગી કરેલી જીવતોડ મેહેનતની યાદી બુક, સર્વે હતું, એટલે બેગને બે પગની વચ્ચે પકડી રાખી મેંબી ઉંઘવા માડયું. દર કલાક કલાકે ઝબકીને ઉઠું કે રખે બેગના પગ થઇ જાય. જેમ તેમ અકૂળાઈ ઝીકાઈને રાત કહાડી. સહવારના છ વાગતે નયુરન-બર્ગ સ્ટેશન આવી પહોંચ્યું. મારી સાથવાળા બે જર્મનો ઉતરી પડયા. ગાડીની બહારજ આશરે દશ ફીટને તફાવતે ગરમ કાફી વેચવાની એક નાહની ટેબલ માંડેલી હતી. મને હાકેલો જોઇ અમેરીકન બીરાદરે સુચના કીધી કે કાફીનું એક કપ પીશું તો હુશીઆર થઇ જશું. અમે બંને જણ ઉતર્યા અને એક મીનીટમાં કાફી ગટાવી જઈને પાછા આવ્યા તો મારો હેંડબેગ ગોબ !! ઓજ્જા! હવે? પેલો આસ્ત્રીયન ગ્રહસ્થ જે અંગ્રેજી જાણતો હતો તે કહે “ગભરાવો ના, પેલા બે જર્મન જેનટ-લમેન ઉતરી ગયા તેઓ સાથ ભુલમાં ચાલી ગયો હશે.” અમેરીકને સુચના કીધી કે “તમે અહીં ઉતરી જાઓ ને ખબર કહાડીને બીજી ટ્રેનમાં આવજો.” પણ ઉતરીને જાઉં ક્યાં ચુલામાં! બધા પૈસા તો બેગમાં હતા. પાંચ મીનીટની વાર હતી તેટલાં ગાર્ડને બોલાવ્યો અને તેને

આ બનાવની ખબર જર્મનમા આપી. તે પેલા બે જર્મનોની પાછળ દોડયો અને બે મીનીટમા હાફ્તા હાફ્તા આવીને ખબર આપી કે તે લોકના અસબાનમા તો કાઇ નથી. ટ્રેનની સીપટ્રી ફુંકાઇ—અરે—અરે - આ વાર હું જેટલો ગુચવાઇ ગયો હતો તેટલો કોઈ વાર ન હશે. પારકો મુલક, પારકી ભાષા, ખીસામા પાચ છ શીલીગ સીવાય બીજુ કાઇ નહી, બેગમા રૂપીઆ ત્રણ ચાર હજારનો અનેજ હવે શુ કરવુ! ટ્રેન તો ચાલી અને તેમા હુ બી આગળ ચાલ્યો પેલો આસ્ત્રીઅન અને અમેરીકન મારી ઘણી દયા ખાવા લાગ્યા તે લોકોએ ખાત્રી આપી કે આ બે જર્મનો આબરૂદાર દીસ્તા હતા માટે "બેગ" કાઈ સજોગથી ગેરવલે ગયો હશે તે જરૂર પાછો આવશે. પણ તેટલા ખાઉ કોણને? લડન મારા મીત્રોને લખીને પચાસ પોડ તારથી મગાવીને હીદુસ્તાન પાછુ ફરવું કે કેમ? મારી તબીયત ખાટી બટ મારીને બગાડી ગઈ અને હુ ઉજળો વાઘ જેવો થઈ ગયો આખરે આસ્ત્રીયને શીખામણ આપી કે બીજા સ્ટેશને પુગતા આપણે ન્યુર-નબર્ગની પોલીસને તાર કરીએ કે "બેગ"ની શોધમા રહે અને કદાચ મળી આવે તો મને વીઝબાડન તાર કરે અને ત્યા પ્રોફેસરની કેરમા મોકલી આપે ભલા આસ્ત્રીયને તાર લખી આપ્યો અને પોતેજ દોડી જઇને તાર આફીસમા લાગુ કીધો મે તો બેગપર પુરો મુકયો અને નીરાશ થઇને બપોરના બે વાગે વીઝબાડન પુગો બાપા, મુછમા

હસો—પણ ચાર હજાર રૂપીઆ કેવા થાયછ તે જાણોછ? અને તેબી વળી ઘેરબારથી હજારો મૈલ દુર દરાજ મુલકમા? નાપાકની ખાધી સ્ટીમરની પાસીનજબી તેમાજ, મારી કીમતી, નોટ બુકોબી તેમાજ. મેં મારી હકીકત જઇને ભલા પ્રોફેસર પાઝેનસ્ટેચરને કહી જેઓએ મહેરબાની કરી બર્લીનની પોલીસપર તાર કર્યો. પણ તાર કરો કે ફાર કરો એ તો સેસ ચોટી. બપોરના ૩ા વાગતે ન્યુરનબર્ગથી તાર આવ્યો! આહ, તે ઉઘાડતા કેવા મારા હાથ ધ્રુજતા હતા.

**"મી૰ મરઝબાન, તમારા બેગનો કાંઈ પતો નથી દલગીર છૈએ."**

તારો બાપ બપાવો મરે એમનો એમ. રદમસ થઈ હું બે દહાડા ફર્યા કીધો. હુ રોજ સ્ટેશન ઉપર ખબર કહાડવા જતો હતો પણ કાઇ ડાગ લાગો નહી. આખરે ચોથે દહાડે મે લડન મારા મીત્રને તાર કરવાનો વીચાર કીધો કે પચાસ પૌડ ઉછીના મગાવુ તો હાડકા ઠેકાણે પડે, તાર લખવા સારૂ હુ મારા ઓરડામા દાખલ થાઉ છ તો આ!! મારો ખોવાયલો 'બેગ' ટેબલ ઉપર મુકેલો!! તેની આસપાસ એક રસી બાધી હતી અને ઉપર સીલ કીધેલું હતુ. એ કોણ લાયુ, મારી ટેબલ ઉપર કોણે મુકયો તેની મે ઘણીબી ખોળ કરી પણ કોઇને માલમ નહીં. હાઉસકીપર કહેજે મે ઉપર મોકલ્યો નથી, મેડ કહે હું જાણતી નથી!! કલીનીકમા પાચ મીનીટમા આ

ખબર ફરી વળી અને ડાક્ટર સ્ટાઇન તથા બીજા દોસ્તો દોડી આવ્યા. "હવે ગમે ત્યાંથી આવ્યો પણ મી૦ મરઝબાન, જરા ચીત ઠેકાણે રાખો ને ઉઘાડીને જુઓ તો ખરા કે બધું બરાબર છે કે?" ખરી વાત. મેં તુરત સીલ ફોડયું અને કુચી લગાડીને કોથળો ઉઘાડયો તો, સરકયુલર નોટ, સોનાના સોવરેન, મુંબઇની નોટ, પાસીન્જ ટીકીટ, સઘળું જેમનું તેમ હતું. શોકર તે દાદારના. મેં કેવો સંતોષનો નીસાસો નાખ્યો હશે તે સમજી લેજો. એ કોથળો પાછો કોણ લાવ્યું અને કયાંથી આવ્યો તે આજની ઘડી સુધી હું જાણતો નથી.

---

## પ્રકરણ—૩૨ મું.

ચાલો ભાઇ, ખાધું પીધું ને પરવારી ગયા. પ્રોફેસર સાહેબ હવે ચસ્માના કાચ 'ફીટ' કરવાની વાત જુએ છે. આઠ દહાડા ચસ્મા બનાવતા થયા કે પછી પ્યારા વીસબાડનને છેલ્લી સલામ. પેલુ જગની બત્રીસીએ ચહડી રહેલુ લંડન મોટી છે. લંડન જવાના બે ચાર રસ્તા છે પણ વીસબાડનથી ઓછામા ઓછી મહેનતે જવુ હોય તો રોટરડેમનો રસ્તો સર્વેથી સહેલો છે. શીપીંગ ઓફીસમાં ગયા અને ટીકીટના પૈસા તોલ્યાકે તમારે માથેથી જ જાળ ઉતરી.યાદ રાખજો—સાથે એક હેંડબેગ સીવાય બીજું કાઇ રાખવું નહીં—યાદ રાખજો —ફરીથી કહુંછું કે યાદ રાખજો. બપોરના બે વાગે ટ્રેનમાં

ઉપડયો કે બીજે દહાડે સાંજના છ વાગે ગાડી રોટરડેમનાં સ્ટેશન ઉપર આવીને ઉભી. ગાડીની બારીમાથી જોયું તો સ્ટીમર પાસેજ ઉભેલી! એક પગ ટ્રેનમાથી બહાર અને બીજો પગ આગબોટ ઉપર મેલવાનોજ વાર. દરેક પાસીનજરને તેની કેબીનનો નંબર આગળથીજ આપવામાં આવે છે એટલે કશી ગુચવણ થતી નથી. આગબોટ ઉપર પગ મેળતાંજ પહેલાં શું નજરે પડે છે? વીહીસ્કી અને સોડા! નાકના દાંડા આગળજ મોટો 'બાર' ડેક ઉપર ઝગઝગી રહયો છે અને ત્યા અત્યારથીજ સટકણનું બાજાર ગરમી ઉપર આવેલું છે. રોટરડેમ આગળથી ચેનલ ઓળંગતાં દરયો ઝાઝો લાગતો નથી પણ આખી રાત નીકળી જાય છે, એટલે બેહેતર પ્લાન એ કે તમારી કેબીનમાં જઇને ગોતું મારી જવું. રાત કેમ પસાર કીધી તે હું જાણતો નથી પણ સવારના છ વાગતામા કેબીનનું બારણું ઠોકાયું કે "ઉઠો ઇંગ્લાડનો કીનારો અરધા કલાકમાં આવી પુગશે." ઝટ ઉઠી, ડગલો ઓળવી લઇને ડેક ઉપર જઈ ઉભા કે આઘેથી નામાકીત ઇંગ્લાડના સફેદ ખડક દીસવા માડયા અને સેજ વારમા સ્ટીમર ડંકામા જઇને ઉભી. અહી પણ ટ્રેન પાસેજ તૈયાર ઉભી હતી તેમા બેઠક લીધી કે ચાલીઆ—કહા? લંડન.

આહા! લંડન લંડન—મારી બચગીનુ સ્વપનુ આખરે ખરૂં પડયું ખરૂં. મેં અગાઉથીજ સાભળ્યું હતું કે લંડન બીજાં બધાં યુરોપના શેહેરોનું સરદાર છે પણ તેનો

ખરો ખ્યાલ મને હવે પછી મળ્યો. મુંબઈથી આઠ ઘણું, બર્લીનથી ચાર ઘણું લંડન આજના જમાનાની એક બેશક નવાઇ છે. કુવા માહેના દેડકાની પેઠે હું આજ સુધી એમજ સુજમા રહેતો હતો કે અમારી મુંબઈ નગરીનું વીકટોરીઆ ટરમીનસ સ્ટેશન આખી દુન્યામા સર્વેથી ઉત્તમ હશે અને એ બાધવા પાછળ ત્રીસ લાખ રૂપીઆ શેકટના શા સારૂ નાખી દીધા હશે. પણ હું ચારીંગ ક્રાસ સ્ટેશન ઉપર આવી પહોચ્યો ત્યારે મારી તો ફીકુડીજ ફાટી ગઇ મારા પારસી બીરાદરો માહેના ઘણાકો લંડન ગયા છે, જાય છે અને જનાર છે માટે લંડન માટેનુ મારૂ લખાણ અનેક ટીકાઓ સાથે વંચાશે અને તે ઉપર જાત જાતની કાહાણીઓ પડશે તે હુ જાણુ છુ અને તે માટે પહેલાથી મારી હુશીઆરીમા છુ પણ કહેવા વના ચાલતુ નથી કે એ તો કોઈ કોઈની બુધ જે આખ્યોથી હુ જોઉ છુ તે બીજાઓની દરષ્ટી શક્તીથી કેવળ જુદીજ હશે તેમા મારો વાક નથી. એકજ દાખલો આપીશ એક વાર લંડનની ફાયર બ્રીગેડનું જગપ્રસીદ્ધ ખાતુ તેના પુર બહારમા જોવાની મને તક મળી આગના પ્રયોગ મને કરી બતાવવામા આવનાર હતા એટલે મે એક મીત્રને ઇજન કીધુ કે આવ મારી સાથ, આવી રીતે જોવાની બીજી તક મળશે નહી તેણે શુ ઉત્તર આપ્યો? શુ ધારો છો? "અરે હવે બ્રીગેડ ને ફ્રીગેડ, એના શુ જોવાનુ—આપુને તો બા કંટાળો

આવેછ. મુંબઇમાં આગ નથી જોઇ કે?" હું આ જવાબથી અને મારા હીંદુસ્તાની મીત્રની બેદરકારીથી ઘણો નીરાશ થયો અને તેના નાસ પર પુરો મુક્યો. જરા વારે મારી અજાયબી વચ્ચે તેણે ઘણી આતુરતાથી પુછયું "આઇસે, આજે રાતના ખાવા કાંહાં જવાનો છે?"

"મેં કાંઇ નક્કી વીચાર કીધો નથી-કાંય વારૂં ?"

"જોની, આજે "ગેટી રેસટોરાં"માં ચંપ ચાપ છપાયલું મેં વાંચ્યું, અને એ લોક ચંપ ચાપ ઘણા સરસ આપેછ. તું માન, બે આંગળ ચરબીનો ઠર—બે આંગળ! બ્રીગેડને કહો આગ લગાડેછ ચાલ મુંગો મુંગો, આપરે આજે તાંહાં જઇએ!!!"

બોલો હવે, શું ધાર્યું? લંડનની ફાયર બ્રીગેડ જેની જોડી આખી દુન્યામાં નથી તે જોવાનું શું બન્યુંછ. તેના કરતાં બે આંગળના ઠરવાળો ચરબીનો ચંપ ચાપ ખાવાનો સવાલ વધારે અગત્યનો કે નહીં? ઇંડીઆથી હજારો મૈલ સુધી ચાપ ખાવા આવનાર બીચારાની લાગણી ઉપર હું હજારો હજાર શોકર કરૂં છું. એવા ચાપ કાંઇ મુંબઇમાં ખાવાના મળે? એવા સાહેબો આગળ મારૂં લંડનનું વૃતાંત વ્યર્થ જરી અને નકામું લાગશે પણ જેઓને કાંઇ શીખવું કે જાણવું હોય તેઓને મારાં હવે પછીનાં દાસ્તાનો વાંચવાની હું ઓજરખવાહીભરી અરજ કરૂં છું.

અરે બાપરે, લંડન તો ખરેખરૂં લંડનજ છે. ચેરીંગ કાસનું સ્ટેશન તેના અઢાર પ્લાટફોર્મે સાથે

આપણને આજી નાખે છે. દરેક પ્લાટફૉર્મ ઉપર ચચાર પાંચ પાચ ટ્રેનો ઉભેલી—એક ટ્રેન લોયનાં તળીઆમા તૈયાર, બીજી તેનાં માથાપર તૈયાર, અને વળી તેને માથે ઘોડા ગાડીનો બહાર. નહીં-તમને એનો ખ્યાલ ન આવે. ફકત એકજ સાઇડીંગનું એક ચીત્ર પાશે આપું છું તે જોતા કદાચ તમને ખ્યાલ આવશે.

સમજવુ કે આ તો ફકત એક સાઇડીંગ છે. એવી તો કાંઈ સંખ્યાબંધ સાઇડીંગો છે, પણ દરેકના દાખલ થવાના દરવાજા આગળ ટ્રેનનો ટાઈમ અને કાહાં જવાની તે મોટા અક્ષરે લખેલું હોવાથી કશી અડચણ પડતી નથી. વળી ત્યાંજ મોટા મોટા જંગી બુકસ્ટાલ, ફ્રુટ સ્ટાલ વગેરે એવા રચી મુકયા છે કે આપણા શેહેરમા તો તેવી એક આખી દુકાનબી નથી. સાંજ પડતા હજારો લોક પ્લાટફૉર્મના પ્રોમનાડ ઉપર આમથી તેમ લટાર મારી મજાહ લોગવે છે. જાણે એજ તેમની પવનચક્કી. આ પ્લાટફૉર્મ ઉપર આશક માશુકો એક બીજાને અમુક ટાઇમે મળવાના બંદોબસ્ત જાહેરખબર મારફતે અથવા પોસ્ટ કાર્ડો મારફતે જાહેર કરે છે. સીધાત—નીચે પ્રમાણેની જાહેરખબર છ પેની આપીને 'લંડન ટાઇમસ' મા છપાયલી તમે સેંકડો જોશો:—

**"એ. લી. પી. આજે સાંજના ચા. ક્રો. બારમો પ્લાટફૉર્મ-છ વાગે."**

તમે જાણે કેવાક ઓડાણી હોવ તેમ ચુપચુપ પ્લાટફૉર્મ ઉપર ફર્યા કરો તો તરેહ તરેહના ભાવટા

જોવાના છે. દુકાનોની પોટીઓ નોકરીથી છુટી કે લાગલું તપનું સંગ્રહસ્થાન જુદા જુદા સ્ટેશનોના પ્લાટફોર્મ પર મળે નું જ છે. ત્યા તેમના સેવકો તૈયારજ છે. બે પેનીની ટીકીટ અને ચાલ્યા હવા ખાવા દસ પંદર મૈલ અથવા બસના ટાપપર બે કલાકની લટાર! યારો, અમદાવાદવાળા કવેશ્વર દલપતરામભાઇ કહેતા હતા કેઃ—

"જેણે ન જોઈ મુંબઈ નગરી,
તેની પ્રકૃતી ગઇ બગડી."

પણ હુ તો કહુ છુ કે

લંડન ન જોય જે કોઇ લાલ,
તેનું જીવ્યું હાલહવાલ.

એનું નફ્ફોદ જાય એમા વસનાર માણસ છે કે રાક્ષસ! કોણ જાણે એટલું પાણી, એટલું જોમ લાવે છે કયાથી! ભાયડાબી તેવા ને બાયડાબી તેવા. બધો ફુલ પાવર સ્ટીમનો મામલો. અવાચી ખાવાનો અવકાસ મળે ત્યારે કે. બસ ચાલ, ચાલ ને ચાલ. સાહાઠ લાખ માણસની વસ્તીને ઉભુ રહેવાની જગા નહી.

જેમ મુંબઈમા જી. આઇ પી. અને બી. બી. સી. આઇ. એવી બે રેલવે કુપનીઓ છે તેવી લંડનમા અગીઆર છે. એકેકા સ્ટેશન ઉપર પચાસથી સાહાઠ લાખ રૂપીઆ ખરચ થયો હશે. મારલીબોનનુ ટરમીનસ સ્ટેશન છે તેની જગાજ ફકત ૧૪૫૦૦૦ ચોરસવાર છે, અને તેના ફરવા હરવાનો પ્રોમાનાડ ૧૦૦૦ ફીટ લાંબો

અને ૪૩૫ ફીટ પોહોળો છે. આ કુંપનીએ પોતાના ઉતારૂઓની સગવડને માટે એક મોટું હોટેલ સ્ટેશનને સાથેજ ઉઠાડયું છે તેમાં ત્રણસો ઓરડા છે!! પણ હજી તો લંડનમા હું હમણાજ ઉતર્યો છું ને ગભરાઇ ગયો છું. માટે આજનો દીવસ મને જરા દમ ખાવા દયો. મારી નોટબુક બરાબર ગોઠવી કે આવતાં પ્રકરણથી હું સડસડાટ ચાલીશ.

## પ્રકરણ—૩૩ મું.

ત્યારે આખરે લંડનમા ઝીપલાવવાનો સમય આવ્યો ખરો. હે નાદાન કલમ, તું સાબેત કદમ ચાલજે, કારણ કે લંડન જઈ આવેલા મુંબઈવાસીઓ ઝાઝા છે અને તારા લખાણમા બાકોરા પાડવાને તપી રહયા છે. લંડન જેમ જગમા સર્વેથી કળા કૌશલ્ય માહે ચઢતું છે તેમ કેટલીક વાતમા એવુ છે કે લખાણબાજીની ધુનમા ઉટડો કઇ તરફ બેસશે તેની વમાસણમાં હમણાથીજ પડયો છુ. સચ્ચા બોલું મા મારી જાય, જુઠ્ઠા બોલું બાપ કુત્તા ખાય! સાચું લખીશ ને સઘળી ખુબીઓ અને એબ ઉઘાડી પાડીશ તો ધર્મચારીદાર શેઠ શેઠાણીઓ હવાડી ખાશે કે આમ તે કાંઈ લખવાનુ છે? જો ન લખુ તો મારો હેવાલ અપુર્ણ ગણાશે. જોઇયે, આગળ નો ચાલો.

પહેલાં લંડનમાં ઉતર્યા કે સવાલ ઉભો થશે કે ક્યાં રહેવું અને કોણને ખાવા? મોટાં મોટાં લખ્ખો લોક સમાઈ જાય એવાં ગંજાવર હોટેલો બેસુમાર છે, પણ આપણા પારસીઓ ઘણાખરા હોટેલ મેત્રોપોલમા ઉતરે છે. તેનીજ પાસે બીજું હોટેલ સેસીલ અને હોટેલ કાર્લટન છે–પણ એ સઘળાંનાં નામ દેવા બેસું તો પોથો ભરાઇ જાય. જાણવું કે એકથી એક સરસ છે. જ્યાં જોશો ત્યાં લીફ્ટ અને ઈલેકટ્રીક લાઇટ તો હોવીજ જોઈયે. ખાનગી એપાર્ટમેંટ બી મળી શકશે પણ તે માટે કોઈ મીત્રને આગળથી લખી રાખ્યું હોય તો ઠીક. હું હોટેલ મેત્રો-પોલમાં ઉતર્યો હતો. દાખલ થયા કે કસ્બી ડગલાવાળો ચોકીદાર પહેલી ટપલી આરશે અને લાગલો તમારો સામાન કહડાવીને પડસાલમાં લઇ જઇ મુકશે. આ રાખન-દારનો ઠરેરો એવો છે કે ભલા કરનલ ને જનરલનેબી બાજુએ બેસાડે. દાખલ થતાંજ ઑફીસ નજરે પડશે ત્યાં મેનેજરને જઈને કહેવું કે મને સુમારે પાંચથી છ શીલીંગનો રૂમ જોઈશે. તે તુરત તમને કુંચી આપી ઓરડો દેખાડવા માણસ આપશે. જો પસંદ આવ્યો તો તમારો સામાન આવીને પડેલોજ જાણવો. આ પાંચ કે છ કે આઠ શીલીંગમાં લાઇટ, મેડની હાજરી વગેરે જાણવું. જો ઓરડામાં ફાયર જોઈએ તો એક્સ્ત્રા, જો નાહવાનો બાથ જોઈએ તો એક્સ્ત્રા, સવારના ચા મંગાવો તો એક્સ્ત્રા. નીચેજ જમવાના મસ મોટાં દીવાનખાનાઓ છે, પણ ત્યા

જમવુ જગ ગરમ પડી જાય છે—માટે જમવાનુ તો આપ મુખત્યારી ઉપરજ રાખવુ ઠીક પડરો હોટેલ મેટ્રોપોલમા છસો ઓરડા છે અને છ મજલા છે બહાર જવા માટે નીચે લીફ્ટના ઉતર્યે ત્યારે આપણા ઓરડાની ચાવી લેતા તરવુ, અને નીચે આફીસમા સપોરદ કરવી તમારા ઓરડાના નબરનો એક ખગ હશે તેમા લટકાવી રાખશે બહારથી કોઇ મલના આવે તો 'હોલ પોરટર' જો તમારી કુચી જોશે તો કહેશે કે બહાર ગયલા છે ને કુચી ન હશે તો કાગલની કાપલી ઉપર તમારૂ નામ અને નબર લખીને આખા હોટેલમા ઉપરથી નીચે સુધી છોકરાઓ દોડાવીને તમને શોધી કહડાવશે વીઝીટરો માટે મોરોકો ચામડાથી મઢી લીધેલા ફરનીચરના એકેકા એવા દીવાનખાના છે કે તેવા તો અત્રે ગવરમેટ હાઉસમાબી નથી તમારા નામના કાગલ પાર્સલ કે તાર આવશે તેબી આ ખગમા રાખી મેલશે અને તમે ચાવી લેવા પાછા આવો ત્યારે તમારા હાથમા હાવા મેલવાના આવશે સારાશ કે હોટેલમા ઘરના જેવુ—ત્રર કરતાબી સરસ—મુખ છે ! પણ પૈસા—પૈસા—પૈસા ! બધો હીસાબ પૈસાપર છે કાર્લટન હોટેલ વણુ નાતબર અને 'એરીસટોક્રાટીક' ગણાય છે મોટા મોટા અમીર ઉમરાવો ત્યા ખાણા કરાવે છે અને સઈ બીબીઓને ચમપીન ઉપર જમાડે છે ત્યા ડીનરપર જવા માટે ફુલ ઈવનીગ ડ્રેસ પહેરવોજ જોઇએ

અત્રેથી શીખવા જતા પારસી જવાનો માટે

આપણા એક જરથોસ્તી ભાઇએ ગયા વરસથી એક અચ્છી સગવડ કરી છે. મી૦ રૂસ્તમજી લીનજીભાઈ બાટલીબોઈ લંડનના એક સુખવાસી પણ એકાંત ભાગમાં પોતાના કુટુંબ સાથ મોટા મકાનમા રહે છે અને અકવાડીઆના બે ત્રણ પૌડમા પોતાના હમજાતીઓને રાખીને ઘરના જેવી સગવડ આપે છે. જેઓને લાંબી મુદત સુધી રહેવુ હોય અને માદા સાજાંની બીક હોય તેઓને આ ગોઠવણ ઘણીજ અનુકુલ ભરેલી છે. એઓએ મુબઇથી ખાસ ગોઆનીસ કુકડો મંગાવ્યો છે અને તેવણ ઘણી જીવ્યા મડમ મેડ સાથ ટેબલ ઉપર હમણા સાહેબ લોકની પેઠે સેંટા પાટલી પાડીને જમે છે.

લંડનના હોટેલોના શું વખાણ કરૂં ? જેટલું લખીશ એટલું થોડું. એ લોક લખ્ખોનો ખરચ કરે છે અને લખ્ખો કમાય છે. દાખલા તરીકે એક હોટેલે ૧૯૦૩ ના સાલમા દશ લાખ રૂપીઆ નુકસાન કીધું, પણ બીજું વરસ સરસ ગયું એટલે ૨૪ લાખ રૂપીઆ નફો કીધો. પણ હવે હોટેલો માટે કાઇ વધુ લખવાની જરૂર નથી. એક માગશો તો સો હોટેલો તમારે માટે તૈયાર છે, અને ત્યા કાળા ગોરાની કાઇ છીટ નથી. જેવા નીચે ઉતર્યા કે દરવાજાપરનો કર્નલ સાહેબ સલામ કરશે ને પુછશે કે "કેબ સર?" હા કહેતાજ સીપટ્ટી ઘોડી કે કેબ આવીને ઉભેલીજ છે. ત્યારે હવે મારૂ બીજું વૃતાંત લંડનની ગાડીઓના સંબંધમા આપીશ.

લડનના રસ્તા માલુમ હોય કે ન હોય તેની ચીંતા કરવી નહી. ત્યાની કેબના હાકનારા બડા માન્નદરાની છે. દરેક ગલી ગુચી તેઓના નખે આવી રહેલી છે, કારણ કે તેમની સખત પરીક્ષા લીધા વગર તેઓને હાકવાનું લાઇસન્સ મળી શકતું નથી જેવા કેબમા બેઠા કે ઉપલા ટાપના ફાલકામાથી હાકનાર પુછશે કે "કયા, સાહેબ?"

"નાo ૧૪૭ બલાક ક્રાયર્સ"

આટલા શબ્દો મોહમાથી નીકળ્યા કે આબાદ લઇ જઈને તે ઘર આગળ બરાબર ઉભો રહેશે ને હાકનારબી કેવા ! અરે ખોદા, આપણી તરફના પૈસા ને ફીક્લાને વહાણ ભરીને ત્યા હાકતા શીખવા મોકલવા જોઇએ મોટા સોળ હાથના થરો બ્રેડ ઇ ઝ્વીશ ઘોડા અને ચકચકતી હેનસમ ગાડીઓ જાણે આપણી આખે ઉડી આવે લડનમા સઘળી મળી દશ હજાર હેનસમો અને ૫ દરસો 'બસો' રાત ને દહાડો દોડે છે સોહવારના નન વાગાથી તે સાન્નના છ વાગના સુધી 'સીટી' એટલે વેપારી મધ્ય બીંદુ આગળ ગાડીઓની એવી તો ભચડાકચડી રહે છે કે આપણાથી દશ બાર મીનીટ સુધી એક બાજુથી બીજી બાજુ ઓળ ઘી જનાતુ નથી પાચ પાચ છ છ લાઇનો ગાડીની સાથે ચાલે છે પણ ત્યાની પોલીસની એવી તો નાદર કારસાજી છે કે એક બીજાને એક ખસડો લાગનો નથી બે 'બસો' એક બીજાની પાછળ દોડતી જતી હોય ને તેની વચમા છ ફીટનો અતર રહે તેમાથી કેબ હાઈવર સપ દેતો સાપની કાની નીકળી જાય છે આપણે માહે બેઠેલા ધુજીએ કે ઓ

રઝે વાગી જાય. પણ 'તેમાંનુ' કાંઇજ નહીં'. વળી નાના નાના ગુહણ જેટલા ગોરા દુકતાઓ હાથમાં નાના પાવડા લઈને તૈયારજ ફરતા ફરે અને જેવી ઘોડાએ લીદ નાખી કે દોડતી ગાડીએ ઘોડાનાં પેટ તળેથી વાંદરાની પેઠે નીકળી જઇને કચરો ઉપાડી લીએ. કેબ જરા મોંઘી પડે ખરી. એક મૈલની એક શીલીંગ. સર્વેથી સસતો માર્ગ 'બસ' માં ફરવાનો છે. હજારો આમનીબસો આખઓ દહાડો જગેજગ દોડે છે. સર્વે ઉપર મોટા અક્ષરે તેનાં ઠેકાણાં લખેલાં છે. તમારે માટે ઉભી રહે નહીં–દોડતા ચહડી જાઓ ને દોડતા ઉતરી જાઓ ત્યારે. ઘણા ખરા સઘળા ટાપપર ચહડી બેસે છે. ફક્ત ઘરડી ડોશીઓ અને લેલગુરે થઇ ગયલાંજ માંહે બેશે. જ્યાં જાઓ ત્યાં ઘણું કરી એક પેની આપવાની. લંડન જોવાની ખરી મજાહ 'બસ' ના ટાપ પરથીજ છે. હમણા હમણા ઇલેક્ટ્રીક ટ્રામ અને ટયુબ રેલવે થવાથી લાખો લોક એનો લાભ લે છે પણ હજી સુધી 'બસે' પોતાનો રોબ છોડયો નથી. તેનું કારણ એવું કહેવાય છે કે આ બસ કંપનીઓના માલેકો બડા વગવાળા ને માતબર છે અને 'બસ'ની સીસટમ કહાડી નખાય તેમ નથી.

પણ લંડન કાંઈ ઘાટકુપર કે વાદરા નથી. સાહાક લાખ માણસની વસ્તી અને રોજ સાંજના લાખો લોકને પચાસથી સાહાક માઇલ દુર રહેવા જવાનું, એટલે કેબ ને આમનીબસથી કાંઇ પેટ ભરાય નહીં. ખુદ લંડનમાં તો

વસવું પરવડે નહીં, એટલે મોટો ભાગ બહાર દુર રહેવા જાય અને તેઓની સગવડ સાચવવી જોઇયે—એટલે નવ નવ રેલવે કંપનીઓ નોકરીમાં હાજર છે. અગાઉ અંદર ગ્રાઉંડ રેલવેમા સઘળા મુસાફરી કરતા, પણ તેથી હવે લંડનવાસીઓ કંટાળ્યા છે, અને અંદર ગ્રાઉંડ સ્ટીમ રેલવેના દહાડા ભરાઇ ચુક્યા છે. ઉપરાંત ધ ઈલેક્ટ્રીક ટ્રેનો થવા માંડી છે અને લોક તેમા હજારોની સંખ્યામા આવજાવ કરે છે 'ટ પેની ટ્યુબ' નામે એક રેલવે હમણા ચાલે છે તે ભોંયમાં ગોળ દર પાડીને તેમાથી દોડતી કરી છે આ દરમાથી ટ્રેન બહાર આવે અને ઘુસી જાય ત્યારે નરો ઉંદર જોઇ લ્યો. આ ટ્રેનમા તમે આખુ લંડનનું ચક્કરું ફક્ત બે પેનીમા જઇ આવો; જમીનની તળે એટલે જગે જગ દાદરપરથી ઉતર્યા અને ટીકીટ લીધી કે બે મીનીટે ટ્રેન આવેલીજ છે. તેમા તમારી ખુશી હોય તો આખો દહાડો ધક્કેલા ખાયાજ કરો બહાર નીકળવાનુ મન થાય કે દર સ્તેશને મોટી જબરી લીફ્ટ તૈયાર તેમા બસો ત્રણસો માણસો સી ચાય અને લીફ્ટ સો ફીટ ઉંચે જઈને તમને ધોરી રસ્તા ઉપર નાખી આવે આ ટ્યુબ રેલવે વીજળીથી ચાલે છે એટલે ધુમાડો કે ગરમીનુ નામ નથી. ગાડીઓભી એસકી છે અને આખો દહાડો ને રાત તેમા વીજળીક બતી બળે છે, પણ ફર્સ્ટ કે સેકંડ ક્લાસ જેવુ કાંઈ નથી બધા ક્લાસ એકજ જાતના ને ગમે એટલા ક્લાક ફરો તેની બે પેની. મોહોકાણ એ કે જેવી ટ્રેન આવી ને સ્ટેશનપર

ઉભી કે ચપ દેતા ઉતરી પડવું જોઇએ, કારણ કે ટ્રેન બે ત્રણ સેકંડથી વધારે ઉભી રહેતી નથી, ને જો પેટ કહાડીને અકાબરની કાની ચાલવા ગયા તો હમેશગાનમાં ઘસડાઇ જવાનો સોદો છે. લંડનની આસપાસ ફરવાનાં આ સાધનો તો થયાં, પણ લાંબે જવું હોય તો ચાર ઘોડાની ચારકો ઘણે ઠેકાણેથી ઉપડે છે અને થોડી શીલીંગમાં આખો દીવસ ફેરવી લાવે છે. કુકની આફીસમાં કે કોઇબી એજનસીમા જઈ ખબર કહાડતાં બેઠક મળી શકશે. આપણી તરફ તો સાહેબ લોકો ઘોરી રસ્તા ઉપર કેમ હાકે છે, કેમ વર્તે છે અને કોઇની મકદુર નથી કે તેઓને 'તુ' કરીને કહે—પણ લંડન બાહાદુરમાં એવી ચીજની બીલકુલ ગેરહાજરી છે. તે એકજ દાખલા ઉપરથી જણાવીશ. સમજો કે પોર્ટમેન સ્કવેર અથવા રીજંટ સ્ત્રીટમા હજારો ગાડીની ભચડા કચડી હોય પણ ત્યાં અદના તેમજ આલાને માટે એકજ કાયદો છે. બોહે ચહડાવેલો, ડગલા વગરનો એક નાહનો ગાડાંવાળો ખચ્ચર જોડીને મુળા કે કંદ ભરીને હાકી જતો હોય અને તેની પછવાડે કોઈ ડયુકની ગાડી આવે, જે ઉપર વારનીસના જેક બુટ અને સીલકની ટોપીવાળો ઠઠેરાબંધ કોચમેન ચાર ઘોડાની ચારક હાકતો આવે—તો તેની મકદુર નહીં કે પેલા ખચ્ચરવાળાને "ખીસ" કરીને કહે. જો જરાબી પત્રાજી કીધી કે પેલો કોસટર મોગર ગાડાંવાળો પાછો ફરીને જોશે અને ડોળા કકડાવીને કહેશે કે "તારા બાપનો રસ્તો છે કે? હું પણ ઈંગ્રેજ

ચો છુ અને આ રસ્તા ઉપર તારા જેટલોજ મારોબી છે" તે એક ઇંચ માર્ગમાથી ખસશે નહી આપણી ( તો એકાદ ગાડાવાળો એવી સરકશી કરે તો સાહેબનો મુક ઠંચકાયલોજ છે પણ ત્યા જો આવી કાંઈ ઉસ્તાદી ી તો ખચ્ચરવાળો બોહે ચહડાવીને એક રૂપીઆને લે સત્તર આના આપવાને તૈયાર છે જાતે જાત લી છે એટલે ત્યા ઉંચ નીચનો કાંઈ ફેર નથી ડયુકનો મેન બુમ પાડે કે "હાઇ-ચવાવ જલદી" તો ખચ્ચરવાળો ), "ગો ટુ હેલ! તારી માને મછી બજારમાં શોધી ડ-વાર જોતી હશે!" આવા આવા ભાવટા જોવાની આપણા જેવાને બહુ રમુજ પડે છે પણ આ ના પ્રતાપ પોલીસના છે દોસ્તો, લડનની પોલીસની તારીફ કરૂં? હુ ખાત્રીથી કહુ છું કે લડનની લીસની બરાબર આખી દુન્યાની પોલીસ ન હશે પોલીસમેન છ ફીટની ઉંચાઇથી અન્દર ન હોતો ચે તેઓની લાયકી અને ડયુટી ઉપરની સફાઇ માગ । નવા આવનારને હેરતમા નાખે છે પણ આ પોલી- । કાઇક ચીતાર હુ આ પછીના પ્રકરણમા આપીશ.

---

## પ્રકરણ—૩૪ મું.

ધીર ધરો-ધીર ધરો-સીપાઈબી આવશે ને સપરાબી વશે લડનનો પોલીસમેન છાતી ઉપર ચહડી ઉભો છે, પહેલા હજુ મારા હોટેલોની અભાગણી અડગરી

ઉતરી ગઇ નથી. વાંચીને અચરત થશો કે દરરોજ લંડનમા સવા લાખ માણસો બહારનાં આવે છે અને એકાદ બે દીવસ રહીને ચાલ્યાં જાય છે. એમાંથી કોઇ દર દોસ્તદારને ત્યાં, કોઈ ખાનગી એપાર્ટમેંટમાં રહેતા હશે પણ લંડનનાં હોટેલોમાં દરરોજ સરાસરી ૩૦૦૦૦ ઘરાકોની આવક જાવકની ગણત્રી કરવામાં આવી છે. એક હોટેલ સેસીલનોજ દાખલો લ્યો. આ હોટેલ ધપધખ્ખું કહેવાય છે અને આ હોટેલમાં ઉતર્યાછ એવું કોઈને ઠેકાણું આપ્યું કે આપણો ઠસ્સો વધી ગયો. ને છે પણ તેવુંજ. ભલા આદમીઓને કાંઈ ખાડો ખબોચ્યો નડયોજ નથી. અકેક ઉપર તેર મજલા ઠપેરી કહાડયા છે. સુવાના એક હજાર ઓરડા છે. અને ખુદ બીલડીંગ પંદર હજાર ચોરસવાર જગા રોકે છે. જમવાનું દીવાનખાનું એવું તો જબરદસ્ત છે કે એકીવારે ૧૫૦૦ જન આસાનીથી જમવા બેસી શકે. પણ બારમે મજલે જઇને પડયે ને આગ બાગ લાગી તો? તો શું ક્બાબની પેઠે ભુંજાઇ જવાનું કે? ના—ના કશી ચીંતા રાખવાની નથી. માળે માળ ખુણે ખુણે બુંબાઓ મુકયા છે. પાણીથી ભરેલી મહાભારત ટાંકીઓ ઘરનાં મથાળાંપર ચહડાવેલી છે અને જરાબી ગરમી લાગતાંજ પાઇપો પીગળી જઇને સઘળા ઓરડાને તરબોર કરી નાખે એવી ગોઠવણ કરી છે.

ખાધા પીધાનાં લંડનનાં સાધનોની કાંઈબી ચોક્સ ગણત્રી આપવી એ બહુ મુશ્કેલ બલકે નહીં બનવા

જેનું કામ છે, તે છતાં અહીંથી તહીંથી કાંઇક મેહેનત કરીને કેટલીક વીગતો મેળવી છે ને જાણવાજોગ થઈ પડશે. સઘળા મળી ૪૧૪ રીફ્રેશમેંટ રૂમો, ૭૫૨ ડાઇનીંગ રૂમો અને ૧૮૧૭ કોફી અને ઈટીંગ હાઉસીસની હું જામીનગીરી આપું છું તે ઉપરાંત નાના મોટા સેંકડો હોટેલો જુદા આ સઘળા રોજગારના સાધનોમાં દરરોજની ફક્ત ૨૦૦ જણની ગણત્રી ધારીયે તો ૮ લાખ માણસોને રોજ પૈસા લઈને જમાડનાર પાવરીઓની હસ્તી લંડનમાં છે આહાહા! આપણી તરફના પેસ્તન પાવરીઓ અને બીરાન ઈરાનીઓ, શું ધાર્યું આ આંકડાઓ વીશે? અને આ હજારો ભઠીયારખાનાઓ કેવા! કોઈ ઠેકાણે જાઓ તો ઉપર ગેલેરીના બેંડ અને દારૂ સાથે પાંચ પૌંડની નોટ જોઈયે ત્યારે તમારો જીવ તૃપ્ત થાય, અને બીજે ઠેકાણે ઉભા ઉભા છ પેન્સ ફેંકીને એક નાનો ચાપ, પનીર ને પાઉં ખાઈને ખુશાલ ચાલ્યા જાઓ.

હવે આ મારે નામા મીસ લંડન પોલીસમેનની વારી આવી ખરી આ છ ફીટીઆ શખસોની જ્યારે હું યાદ કરૂં છું ત્યારે મારાથી હસાઈ હસાઈ જવાય છે શું એમનો ઠસ્સો અને શું હસમુખો ચહેરો, શું એમના કપડાંની સફાઈ અને શું એમની છાતીનો કસ્બો! આપણી તરફના સીપાઈઓ આપણી તરફ કેવા ડોળા કકડાવીને કોઈ વાર જુએ છે અને તેની મેર નો ગોરો પોલીસમેન બસ સીધી આંખ કરીને ઉભો રહે છે—તે તમારી ગમ ડોળાથી

ફેરવતો નથી સવારના દશ વાગે સીટીમાથી પાઉ પયાદા ચાલી જવુ એ એક જાતની મુસીબત છે, કારણ કે કોઈ કોઇ જકશન ઉપર આડ આઠ રસ્તા સાથે મળે અને ત્યાથી ચચાર ગાડીની લાઈનો સાથે ચાલે તો એકી વારે એક રસ્તા ઉપર કાઈ સેકડો ગાડીઓ સામસામી થઇ જાય પણ સાબાશ છે ત્યાના પોલીસમેનને કે ફક્ત એક આગળી ઉપર બધો હીસાબ ! ફ્લીટ સીટમાથી આવતી ચાર હારને આગળી ઉભી કીધી કે ચાલતી બધ બીજી સીટમાથી સો ગાડીઓ જવા દીધી કે તે લાઈનને થોભાવવા આગળી ઉચકાયવીજ છે અને આ સઘળુ સુ કે ચા કર્યા વગર. હાકનારબી તેનાજ ઉસ્તાદ ગાડીઓ પાસે પાસેથી ચાલે ત્યારે ચાકના ટુમ વચ્ચે એક ઇચિનો માત્ર તફાવત હોય અને અબઘડી ચાકસે ચાક અથડશે એમ લાગે પણ કાઈ નહી. સાપની પેઠે સપાટામા ગાડીઓ નીકળી જાય સ્ત્રીટને ડાબી બાજુએથી જતા હોઇએ અને જમણી બાજુપર ઓળ ગી જવુ હોય તો દશવાર વીચાર કરવો પડે કે કેમ જવુ ચોમેરથી ગાડીઓ એવી છાતીપર ચહડી આવે કે તેમાથી સામીગમ ઓળ ગી જવાની છાતીજ ચાલે નહી. રસ્તા ખાસ્સા સાહાઠ સીનેર ફીટ પોહોળા એટલે બરાબર અધવચ્ચે એક સલામતીની જગા ઉભી કીધેલી ત્યા સુધી ઝડપમા દોડી જવુ અને લાગ જોઈને બાકીની અરધી પહોળાઇ પુરી કરવી પણ આપણે નના સના અને વળી મુબઈના અકાબર એટલે મોટુ પેટ કહાડીને ચાલવાની

ટેવ પડી ગયલી તેથી આપણાથી કાંઈ આમ છમકરાની પેઠે દોડાય નહી આપણી અકળામણ ભલો પોલીસમેન તુરત જોઈ લીએ અને આગાળી ઉભી કે સૌ કડો ગાડીઓ જાણે કરામત હોય તેમ થભ ઉભી થઈ જાય, અને બીચારો પોલીસમેન આપણને બાજુનાથી પકડીને સામે પાર મુકી આવે આ પોલીસમેનો એટલા હુશીયાર છે કે આખ્ખા લંડનની ગલીએ ગલી તેઓની આગળી ઉપર છે. કાંઈબી રસ્તો ચુકયા કે પોલીસમેન આગળ જઇ પુછ્યુ કે લાગયો તમને સીધો રસ્તો સમજાવશે અથવા કાન પડશે તો છેંક તમને મુકવા આવશે બદમાશો ઉપર આ પોલીસમેનોની ધાક વણીજ છે ગમે એવો લુચ્ચો કે છાકટો કે ચોરાટીઓ હોય ને રસ્તામા ધાધલ મચાવે પણ જેનો પોલીસમેન આઘેથી નજરે પડયો કે નાસ માગ. બાપ લેનસેથ અને શકસ તરફ લંડનની ઘાણીજ હલકી વસ્તી વસે છે, ત્યાના અંદરના ભાગોનાં પોલીસમેનને જવુ પડે તો બમેની જોડી થઇને જાયછે નાર ખાયબી ને માર મારેબી આ લંડનના પોલીસમેન કાન પડે તો ઓહે ચહડાનવાને એક પળની વીલબ લગાડે નહી વળી બીજી ખુબી શુ કે એ લોક આપણી તરફ જુએ નહી પણ એ લોકની નજર કાંઇ અજબ રીતે આસ-પાસના બનતા બનાવો ઉપર ફરતી રહે છે ગમે એવા ઞાટલીમેન થઈને જાઓ, લાખ રૂપીઆની જીણસ પહેરો, નેકટાઈ ડ્રેવેટ કે વાગનીસના બુટમા તનારૂ બદન સજાવો

પણ આ ચતુર પોલીસમેન તમને એક પળમાં પારખી લેશે કે આ ગ્રહસ્થ ને આ હાંડામાસ્તર. લંડન શેહેર એવું ગુલજાર છે અને તેના મોહોલ્લાઓમાં એટલા અજાએનો ખજાનો દેખઈતો ભરેલો છે કે એક વાર નામાંકીત ફ્રેંચ જનરલ બ્લુચરે હાયનો નીસાસો નાખેલો કે "આહ, આએ શહેર લુટવાની શું મજાહ પડે!!" અને જો કે આ અખુટ ખજાનો સારી રાત ખુલ્લી દુકાનોમાં પડી રહે છે તે છતાં શાબાશ-લંડન પોલીસમેન! ખુદ લંડનમાં ચોરીના અપ્રાધ ઘણાજ નજીવા છે. ખુદ લંડનમાં ફક્ત એક હજાર ચુનંદા માણસો છે પણ તે એક લાખની ગરજ સારે છે.

લંડનને બહુ નસીબદાર હું લેખું છૂં. કહે છે કે સોળમી અને સતરમી સદીમાં લંડન આપણી મુંબઇનીજ પેઠે એટલું ઝડપથી વધવા માડયું કે તે વારના રાજકર્તાઓ (રાણી ઈલીઝાબેથ અને રાજા જેમ્સ) ગભરાયા અને શેહેરનો વીસ્તાર હવે વધારવો નહીં એવો હુકમ કહાડયો. આ વાર શેહેર ઘણું ગીચ હતું અને ગલી ગુચીનો પાર ન હતો. પણ સારા નસીબે ૧૬૬૫ માં લંડનમાં મોટી મરકી ફાટી નીકળી અને લખ્ખો લોક મુવું. નાહાસા નાહાસ થઈ ગઇ અને જેવા હમણા આપણા હાલ છે તેવા તે વાર લંડનવાસીઓના થઇ ગયા. શેહેર ઉજડ થવા માંડયું અને તેટલાં શું થયું તે જુઓ. ૧૬૬૬ માં લંડનની મોટી ઇતીહાસીક આગ લાગી. ભાઈ, લોહ લાગી તે

એવી લાગી કે ૧૩૦૦૦ જબરા મકાનો બાળીને ભોંય બરાબર કરી મુકયા. સેટપોલનુ દેવળ ને મોટી મોટી મ્યુનીસીપલ ઈમારતો જે કરોડોને ખરચે વેચાતી લેવાઈ શકાતે નહીં તે પોતાની મેળે ગરોથમાન પહોચી. જ્યાથી આગ શરૂ થઈ ત્યા અને જ્યા અટકી ત્યા મોટા યાદગીરીના સ્થભો ઉભા કીધામા આવ્યા છે. પણ ભલે કાજ આગ લાગી જે લડનનો દહાડો ફર્યો લડનની કાઉન્ટી કૌન્સીલે પોહોળા રસ્તાનુ નવેસરથી શેહેર બાધવા માડયુ અને તેના ઉપરી તરીકે નામાકીત સીલ્પશાસ્ત્રી સર ક્રીસટોફર રેનને નેમ્યો જેનું પરીણામ આજના વખતનુ લડન શેહેર છે તેજ મુજબ એ શેહેર સુધારાના અગ્રેસરો, ધીર ધરો એવો એક દહાડો મુબઈનોબી આવશે કે જે વારે માલેતુજાર ઘર ધણીઓ ભાઈ બાપાથી સમજીને પોતાના મરકીના માળા તોડી નહી પાડશે તો ઉપરથી ઈંદ્ર રાજા જોતા બેઠા છે તેમનો કોપ એવો કોઈ વાર ઉતરશે કે આપોઆપ નવા સુધરેલા મકાનો બાધવાની જગ્યા થશે.

મ્હા કોપ તે થયો રે કળી કાળમા જો,
સુરત શહેર તે સપડાયુ અગની જાળમા જો

ના, એ કોપ નહી પણ આશીર્વાદ છે. બસે પાચસે ઘરો બળી જશે ને પાછા બધાશે પણ ગંધાતી ગટરોના ઝેરથી કાજગરા જીવ ચાલ્યા જાય છે તે પાછા આવનાર નથી. જુઓ ભાઈ, લડન જેવુ શહેર વધી વધીને સલામતી અને સુખશાતીના શીખરે ચહડે તેમાં

કાંઇ નવાઇ છે? નોરધબરલેંડ એવેન્યુ જ્યાં હોટેલો મેટ્રો-પોલ, સેસીલ, કાર્લટન વગેરે આવ્યાં છે ત્યાં રસ્તા સુધારવાની કાઉન્ટી કૌન્સીલને જરૂર લાગી. વચ્ચે એક મોટું મકાન નડતર કર્યા કરતું હતું. આ મકાનનું નામ નોરધબરલેંડ હાઉસ. તે ૧૬૦૫ માં બંધાયલું અને ૧૮૭૪ માં રસ્તાના સુધારાને અર્થે કૌન્સીલે પોણો કરોડ રૂપીએ વેચાતું લીધું. એ તે શેહેર સુધારાની છાતી. મુછના તાવ મરડીને ગજ ગજના ખાલી પીન્જણ પાતળીઆં ભાશણ કરતાં આ કેટલું ઝીણું અને નવું લાગે છે!

ત્યારે હવે લંડનના પેટામાં પેસવા અગાઉ આસ-પાસની હકીકતો મેં સાફ સુફ કરીને ઝાડી ઝુડીને બધું સમાધાન કીધું છે. હું હવે ત્યાની એકેકી આફ્યતીઓ અને હેરતભરી હુન્નરસંદીઓમાં મુહું ખોસું તે અગાઉ બે ચાર શીખામણ અને ચેતવણીના સેવટના બે ચાર સખુનો કહી દઉં છું. લંડનમા મોટામા મોટી ચીજ--જેને સઉ નમે છે—જે સઉ સમજે છે—જે મુંગાને બોલતા કરે, આંધળાને દેખતા કરે એવી તલેસમાતી ચાવી, તેને ત્યાંના લોક પૌંડ શીલીંગ અને પેન્સને નામે ઓળખે છે. જ્યાં સુધી તમારી પાસે તેનો ખાડો નથી ત્યા સુધી તમારે ગમે એમ ફરો હરો ખાવો પીઓ પણ કોઇ પુછનાર નથી. કેટલો ખર્ચ થશે તે તમારી પોતાની તબીયત ઉપર આધાર રાખે છે. કેટલાક સાહેબો એક જાતની મોજ માટે દશ પૌંડ ખર્ચી આવશે તો તેજ મોજ બીજો પાચ શીલીંગમાં

મેળવશો. ફર્સ્ટ ક્લાસ હોટેલમાં જાઓ, પહેલા મજલા ઉપર રહો, કીડનાં ગ્લવસ પહેરો, ટાબલ ડે હોટ ઉપર જમો, કીમતી દારૂ પીઓ, નાટકમાં જાઓ તો ફર્સ્ટ ક્લાસ વગર ચાલે નહીં તો પછી દરરોજના ત્રીસ રૂપીઆથી ચાલીસ રૂપીઆ સુધીનો હીસાબ રાખવો. પણ મારા જેવા ઓલીઆને દરરોજની પંદર શીલીંગ ઘણી થઇ ગઈ. ધસી ચાલવું નહીં ને તુટી પડવું નહીં. લંડનની ખરી મોહોસમ મે, જુન અને જુલાઇમાં છે જ્યારે પાર્લામેંટ બેસે છે અને બડેમાંઓ શેહેરમાં હોય છે. ઈંગ્લંડમાં પાસપોર્ટની કાંઇ જરૂર નથી જો કે રજીસ્તાર કાગળ મેળવવા કે ચેક વટાવવા સારૂ એવું એકાદ ચીથરૂં રાખેલું સારૂં. મારી પાસે કોઈ જાતની પાસપોર્ટ હતી નહીં તોબી મને કાન્ટીનંટમાં કે ઈંગ્લંડમાં કાંઈ અડચણ પડી નથી. વેસ્ટ એંડ તરફના હોટેલો મોંઘા છે પણ તેમ ત્યાં સલામતી અને ઈજ્જત વધારે છે. જતાંનેવાર જેબી હોટેલમાં ઉતરો ત્યાં પહેલાંથી બંદોબસ્ત કરવો કે દરરોજની ફીમાં શું શું મળશે. પાછળથી બીલમાં થઇ રહેશે એમ કબુ કરવું નહીં. સઉથી બહેતર પલાન એ છે કે લાંબા દહાડા કહાડવા હોય તો દર ત્રણ દહાડે બીલ મંગાવવું કે ચાસ મારી હોય તે ટુકેથીજ કહનાય. યાદ રાખવું કે અગાઉથી બંદોબસ્ત નહીં કરશો તો જે દહાડે તમે હોટેલ છોડી જશો તે દહાડાનોબી ચાર્જ લેશે. લંડનમાં સેંકડો હોટેલો છે પણ તેથી કાઇ એમ સમજવું નહીં

કે, હમેશ રૂમ મળી શકશે. કોઇવાર ન ધારેલી એવી ભીડ થઇ જાય છે કે શોધીઓ રૂમ મળતો નથી. કોઇ મીત્ર મારફતે અગાઉથી ગોઠવણ કીધેલી સારી. ઘણું કરીને હોટેલ છોડી જાઓ ત્યારે તમારા રૂમની 'મેડ'ને બેપી ત્રણ શીલીંગ બક્ષીશ આપવાનો કાયદો છે. તમે રાતના બહારથી ફરીને આવો કે ખરડાયલાં બુટ લાગલાં એક પેટી કીધેલી તેમાં નાખો. આ બુટની જોડી રાતના કહાડી લઇ જઇને સહવારના ચકચકતાં કરીને પાછાં પેટીમાં મેલાયલાં તમે જોશો. તેમજ તમારાં કપડાંબી ઓરડાની બહાર કહાડીને ખુરસીપર મુકવાનાં. સહવારના અસ્ત્રી કરીને ઘડી કીધેલા તૈયાર. આ વેટરનેબી જતી વખતે એકાદ બે શીલીંગ ઝાંસવી જોઇયે. લીફ્ટમાં રોજ ઉતરવાનું એટલે આઠ દહાડે એકાદ શીલીંગ લીફ્ટમેનનેબી જોઈશે. છેક જતી વખતે રસ્તાપરના પોરટરને બે એક શીલીંગ આપવાની. પૈસા કે કીમતી દર દાગીના હોટેલની કબાટોમા બંધ કરવામાં ઝાઝી સલામતી નથી. તમારી પોતાની ટૂંકમા મેલજો અને જો વધારે ઘરખમ માલ હોય તો નીચે લઇ જઈને મેનેજરને સોંપી આવજો. તેની રસીબ બસ છે. ખાનગી અપાર્ટમેંટ લીધા હોય તો તેના માલેકને કાઇબી ધીરવાની જરૂર નથી. જેટલા જરૂર હોય તેટલાજ પૈસા સાથે રાખવાની હું ભલામણ કરું છું. કેમ જે લંડન જેમ મોટું શેહેર છે તેમ ત્યાં ભલાં માણસોનીબી ખુટ નથી. લંડનની ખોરાકી

કોઇને પસંદ છે ને કોઇને નથી પણ એટલું તો ખરૂં કે તેમા દગો નથી. પારીસમા ઇંડાને બદલે ચોકસ જાતનુ ઘાસ ચવાડે અને ભેજાને બદલે દેડકા ખવાડે તેવું ઈંગ્લંડમાં નથી. ગોસ્ત અને મછી ફીકીફચ લાગશે પણ સઘળું તાજું ખરૂં. ફરવા હરવા માટે કેબ, બ્રુમ, ઇલિકટ્રીક ટ્રામ (ઉપલા મજલાવાળી) ટયુબ રેલ, અંડરગ્રાઉંડ, બસ, રેલ્વાઇ વગેરે રાત અને દીસ જ્યારે જોઇયે ત્યારે તૈયાર મળે છે તે હું કહી ગયો છું. મારો છેલ્લો અંક લખ્યા પછી લંડનની આમનીબસો માટે મને થોડીક વીગતો પુરી પાડવામા આવી છે તે આપી હું આજનો વીષય બંધ કરીશ. પહેલવહેલી "બસ" લંડનમા મી૦ જ્યૉર્જ શીલીબર નામના ગ્રહસ્થે ૧૮૨૯ મા ચાલુ કરી. જીવના સુખીઆરાઓને માટે તેમા તે વાર વાંચવાની ચોપડીઓબી રાખતા હતા. ત્યાની એક કુંપની છે તેની ૧૩૦૦ 'બસો' છે અને ૧૫૦૦૦ ઘોડા છે. તે લોક ૫૦૦૦ માણસોને રોજ નોકરીએ લગાડે છે. આ કુંપનીની 'બસો'માં બાર માસમા **વીસ કરોડ** પાસીન્જરો મુસાફરી કરે છે. આ મુસાફરીની દરેકની દોઢ પેનીની આવરેજ ગણતા દર સાલ સવા કરોડ રૂપીઆ પેદા કરે છે.

બચારા લંડનના વેટરોબી શું પુંજીને આવ્યા હશે! કોઈની આવક મહીનાની ચારસો તો કોઇની હજાર રૂપીઆ!! મોટા મોટા રેસટોરામા ૬૦૦ ટેબલો હોય, તો એક વેટરને દશ ટેબલો સોપેલી. આ વેટર જો નમાનો ને

માનીતો હોય તો તેની ટેબલ હમેશ ભરાયલી રહે. દાખલા તરીકે "સોનીકો" નામનું એક ગંજાવર ડીનર સલુન છે ત્યાંનો એક સ્વીસ વેટર "રીવા" કરી બહુ 'પોપ્યુલર' છે. એની ટેબલ ઉપર હું હમેશ જમવા જાઉં ને ઉઠતી વખતે એક શીલીંગ બક્ષીશ આપું. મારી પેઠે આખા દહાડામાં રીવાની દશ ટેબલ ઉપર કાંઇ નહી તો ૨૦૦ પાર્ટીઓ જમતી હશે. આ દરેક પાર્ટી શીલીંગ શીલીંગ આપે તો દશ પૌંડ એટલે દોઢસો રૂપીઆ થાય. રોજના દોઢસો રૂપીઆ એટલે મહીનાના ૪૫૦૦ રૂપીઆ થયા. પણ એક વેટરને આટલા બધા રૂપીઆ સલુનનો માલેક કાંઈ પચવા દે? તેમાંથી તો માલેકનો ભાગ, રીવા આસીસ્ટંટો રાખે ઈત્યાદી તેનો ખરચ સઉ કાપી લેવાનો. લંડન એવું મોઘું છે કે એક પબલીક ટેબલપર જોલરવા જઇયે ને ત્યાં વેટરને ટીપ આપ્યે એટલાંમાં તો આપણા ગરીબ આખાં ઘરનું બજાર આવે. લંડનમાં સસ્તું—ખાધાનું બહુ સસ્તું! મરઘીના ફકત પોણાચાર રૂપીઆ! ગોસ્ત બાર આને રતલ!! ખાઓ મારા લાલ!

---

## પ્રકરણ—૩૫ મું.

ઘેલાપણું-સાવ ઘેલાપણું-એક મધ્યમ કદનાં. પીક્ચરના દશ લાખ રૂપીઆ! જ્યારે આ વાત પહેલી મારે કાને પડી ત્યારે મેં માન્યું નહીં. નજરે જોવા વગર

આવી વાતો ગળે ઉતારી દેવી એ લગાર જોખમનું કામ છે. મારા મીત્ર સાથે હું લંડનની નેશનલ ગ્યાલરીમા ગયો તો, યા પરવરદેગાર, પીકચરોનો જથ્થો જોઇ મને તમ્મર આવવા લાગ્યા. કહે છે કે અંહી એટલા ચીત્રોનો જમાવ છે કે જો જમીનપર ઉતારીને એકેકની પાસે અડોઅડ ગોઠવીને મુકે તો સોળ મૈલ સુધીની હાર લંબાય! જો એકેકુ જોવા ઉપર બબે મીનીટ લઉં તો ખાસ્સા બે વરસ નીકળી જાય એવી મન સાથ ગણત્રી કરી બંદાએ ચાલવાનુ માડયું. જે ઓરડામા પેલું નસીબદાર ચીત્ર મુકયું હતું ત્યા ગયા તો ખરેખાત! તેની નીચે તખ્તી મારેલી હતી કે આ ચીત્ર બ્રીટીશ સરકારે રૈયતને માટે દશ લાખ રૂપીઆની કીમતે, ખરીદયું છે. આ પીકચરનુ કદ સુમારે ત્રણ ફીટ પોહોળું અને ચાર ફીટ ઉચુ હશે અલબતા મારા જેવા અદ્કુખરાને પેન્ટીગની શુ સમજણ હોય! જેમ એક ગાડો પુરૂશ સારી દુન્યાની વસ્તીને ગાડી ધારે છે તેમ આ ચીત્ર નીહાળીને જોનારા સઘળા ટોળાને મનથી હું ગાડાં ધારવા લાગ્યો. મને જો કોઇ માગણી કરે કે બા ચીત્ર લેછ કે રૂ૫૦૦ રોકડા લેછ તો હુ તે વાર જરૂર રૂપીઆ ગળ્યા કરતે. મેડોનાનું આ ચીત્ર છે, અલબતા ઘણું સરસ છે પણ તેના દશ લાખ રૂપીઆ! રેફેલ ચીતારાની પીછીથી આ ચીત્ર લગભગ ૪૦૦ વરસની વાત ઉપર રંગાયું હતું પણ હજુ રંગ એવો તાજો રહેલો છે કે

જાણે ચીત્ર કાલેજ રંગાઇને તૈયાર થયું હોય. સમજનારાઓ કહે છે કે એમાં જે ચહેરા પાડયા છે તે જીવતા ચહેરાને એટલા મળતા આવે છે કે જાણે તેમાં ફકત જીવ મુકવાનોજ વાર હોય. હશે, તેમબી હશે પણ મને તો તેવું કશું લાગ્યું નહીં. ૧૮૮૫ ના સાલમાં માર્લબરોના કુટુંબ પાસેથી આ ગવાહીર ચીત્ર ૭૦ હજાર પૌંડની કીમતે સરકારે ખરીદ્યું જે વારે આખાં ઇંગ્લંડે એક બીજાને મુબારકબાદી આપી. દશ લાખ રૂપીઆ! જરા ખ્યાલ તો કરો, દર ચોરસ ફુટે ત્રીસ હજાર રૂપીઆ, દર ચોરસ ઈંચે ૨૨૧૦! પણ તેટલાથીબી ધરાશો નહીં. જ્યારે આ ચીત્ર ખરીદવાની મતલબથી તેની આંકણી કરવાનું કામ નામાંકીત ચીતારા સર એફ. બરટનને સોંપવામાં આવ્યું ત્યારે આ ડાહયા કાગડાએ તેની કીમત સત્તર લાખ રૂપીઆ આંકી! આ ખાનગી આકણી થતાંજ રદયતે સરકારનો જીવ ખણી ખાધો કેસરકારી તીજોરીમાંથી આ કીમતી ચીત્ર ખરીદવું. તે ઉપરથી મરહુમ ગ્લાડસ્ટને તે દશ લાખની કીમતે ખરીદ્યું. જો જરા વીલંબ લાગતે તો તે બીજાં રાજમાં ખરીદાઇ જવાનો મોટો ભય હતો. કહે છે કે પેરૂજીઆ નામનાં એક માતબર ઇટાલ્યન કુટુંબને માટે આ ચીત્ર ૪૦૦ વરસ ઉપર રેફૅલે રંગયું હતું અને ઘણા વરસો સુધી તે એક રોમન કાથો-લીક દેવળમાં ટંગાઇ રહેલું હતું. ૧૭૭૪ માં લાર્ડ રાબર્ટ સ્પેનસરે તે ખરીદ્યું અને ઈંગ્લંડ લાવીને ડયુક આફ

આવી વાતો ગળે ઉતારી દેવી એ લગાર જોખમનું કામ છે. મારા મીત્ર સાથે હું લંડનની નેશનલ ગ્યાલરીમા ગયો તો, યા પરવરદેગાર, પીક્ચરોનો જથ્થો જોઇ મને તમ્મર આવવા લાગ્યા. કહે છે કે અંહી એટલા ચીત્રોનો જમાવ છે કે જો જમીનપર ઉતારીને એકેકની પાસે અડોઅડ ગોઠવીને મુકે તો સોળ મૈલ સુધીની હાર લંબાય! જો એકેકુ જોવા ઉપર બબે મીનીટ લઉં તો ખાસ્સા બે વરસ નીકળી જાય એવી મન સાથ ગણત્રી કરી બંદાએ ચાલવાનું માડયું. જે ઓરડામા પેલું નસીબદાર ચીત્ર મુક્યું હતું ત્યા ગયા તો ખરેખાત! તેની નીચે તખ્તી મારેલી હતી કે આ ચીત્ર બ્રીટીશ સરકારે રૈયતને માટે દશ લાખ રૂપીઆની કીમતે, ખરીદયું છે. આ પીક્ચરનુ કદ સુમારે ત્રણ ફીટ પોહોળુ અને ચાર ફીટ ઉચુ હશે અલબતા મારા જેવા અક્કુ-ખરાને પેન્ટીંગની શુ સમજણ હોય! જેમ એક ગાંડો પુરૂશ સારી દુન્યાની વસ્તીને ગાંડી ધારે છે તેમ આ ચીત્ર નીહાળીને જોનારા સઘળા ટોળાને મનથી હું ગાંડાં ધારવા લાગ્યો. મને જો કોઇ માગણી કરે કે બા ચીત્ર લેછ કે ૨૫૦૦ રોકડા લેછ તો હુ તે વાર જરૂર રૂપીઆ ગણ્યા કરતે. મેડોનાનું આ ચીત્ર છે, અલબતા ઘણું સરસ છે પણ તેના દશ લાખ રૂપીઆ! રેફેલ ચીતારાની પીછીથી આ ચીત્ર લગભગ ૪૦૦ વરસની વાત ઉપર રંગાયું હતું પણ હજુ રંગ એવો તાજો રહેલો છે કે



૧૧

પાર્લ્યામેંટે રૈયતને માટે
મોટી ઉડમાઈથી
રૂ ૧૦ લાખની કીમ્મતે
ખરીદેલુ પીક્ચર
મેડોના

૧૧

૧૧

નવ ઇંચ ઉંચું
બહુ વાઝ
અસલી ઉતપતી મીસર
કીમ્મત
રૂ સવા બે લાખ!

નવ ઇંચ ઉંચું વાઝ
કીંમત સવા બે લાખ!

૧૧



ડયું કે છેક અસલી મીસરી લખાણો આજ વેર સમજ પડતાં ન હતાં તે આ નવા મળેલા પથરાની મદદથી ચડચડ ઉકલીને વંચાઇ જવા લાગ્યાં. આજે એ પથરાની કીમત **૪૦ લાખ રૂપીઆની** આંકવામાં આવે છે. પણ તે કીમતથી અમેરીકા અથવા યુરોપના કોઇ માતબર રાજવાળા આપવા નીકળે તો ઇંગ્લંડમાં હુલ્લડ જાગે એવા એ લોક વીદયાની નવાઈના પુજારી છે. લ્યો, પારી જુઓ આ નામચીન ચાળીસ લાખના ધુમાડાનું સ્વરૂપ.

ગાંડા, સાવ ગાંડા! એક ત્રીજો દાખલો આપું. એક કોરીનું વાઝ છે, નવ ઇંચ ઉંચું. બ્રીટીશ મ્યુઝીઅમમાં મહા ઉકમાઇથી દેખાડવા મેલ્યું છે. બરાબર મોટું સોડાનું ટંબલર હોય એટલું ઉંચું જાણવું. એ કેટલાં વરસનું પુરાણું છે તે કોઇ કહી શકતું નથી. પણ ક્રાઇસ્ટના જન્મની ૨૩૫ વરસ અગાઉ એટલે જ બે હજાર વરસ અગાઉ તે રોમથી ત્રણ માઇલ દુર એક કબ્રસ્તાનમાં પડેલું હતું અને તેમાં સેવરસ શાહાનશાહની ખાખ ભરેલી હોવી જોઇએ એમ માનવામાં આવે છે. ગમે એમ હોય, પણ રોમન કાથોલીકોના મહા ધર્મગુરૂ પોપ આઠમા અર્બને તે ખોદાવી કહડાવ્યું ને પોતાના મેહેલમાં રાખ્યું. બસો વરસ સુધી ત્યાં રહેવા પછી આ નજીવાં વાઝનું કીસમત ફરૂં. ૧૭૮૯ ના સાલમાં ડયુક ઓફ પોર્ટલાંડે તે પંદર હજાર રૂપીએ ખરીદ કરીને બ્રીટીશ મ્યુઝીઅમમાં મોકલાવ્યું. આ વાઝ ઘેરા બ્લુ

રંગનું છે અને ઉપર સફેદ રંગનાં ચીત્રો પાડેલાં છે જેની બહુજ વખાણ સમજદારો કરે છે. ૧૮૪૪ ના સાલમાં મ્યુઝીઅમમાં કાંઇ કામ ચાલતું હતું તેટલાં આ નજીવાં વાઝ ઉપર એક કાતરીઆં ઘસેલા કામદારની નજર પડી. તેનો હેવાલ જાણીને તે એવો ખીજવાયો કે એક મોટો પથ્થર ઉપાડીને વાઝવાળા કાચના કેસ ઉપર છુટો માર્યો અને વાઝના એકસો ટુકડા કરી નાખ્યા. ઘણી કારસાજીથી આ ટુકડા પાછા સાંધવામાં આવ્યા અને આજે આ સાંધેલાં વાઝની કીમત સવા બે લાખ રૂપીઆ ગણાય છે! આ બાબદમાં સર્વેથી નવાઇ જેવી બીના એ છે કે ડયુક ઓફ્ પોર્ટલાંડે આ ગાંડા બેગારીને કોર્ટમાં ઘસડવા ના પાડી યાને ફકત કાચનો કેસ ભાંજવા માટે ૨૭૫ નો દંડ આપીને તે છુટી ગયો. સવા બે લાખ રૂપીઆનું નસીબદાર વાઝ! મારા હેતવાળા વાચનાર વળી તને કયારે જોશે! વીલાયત જાઓ ત્યારે જોજો પણ હમણા તો આકૃતીથી રાજી થાઓ.

આજે બસ તમને અજાયબીમાં ગરકાવ કરી નાખવાની ધુનમાં હું આવ્યો છું. તમે કદાચ મારૂં લખાણ માનવાને ના પાડશો પણ આ સઘળા આંકડાઓ સતાવાર છે એવી હું ખાત્રી આપું છું. ભાગેલા સંગેમરમરના થોડાક કડકાઓના ૩૦ લાખ રૂપીઆ કોઇ દહાડે સાંભળ્યાછ? ત્રીસ લાખ રૂપીઆ. બોલતા તો દેગના પણ સુનતા બી દેવાના. પણ આ વાત બોલેબોલ ખરી છે. ૧૭૯૯ ના

સાલમાં ટરકી મધેના ઇંગ્રેજી એલચી લાર્ડ એલગીનનાં જોવામાં આ માર્બલના સ્લાબો આવ્યા અને તે પોતાની સાથે ઇંગ્લંડ લાવીને બ્રીટીશ મ્યુઝીઅમને સવા પાંચ લાખ રૂપીએ વેચ્યા. આ માર્બલો એથન્સ મધે મીનરવાનાં દેવળમાંથી લાર્ડ એલગીનને મળ્યા હતા અને તે ચાર તેનો કોઇ ભાવબી પુછતું ન હતું, તે એટલાં સુધી કે ટરકીશ મુશાફરો હથોડાથી તેના ધડોધડ કટકા ભાંજીને નવાઇ દાખલ ઘર લઇ જતા હતા. આ પ્રમાણે જોઈ લાર્ડ એલગીને આ સ્લાબનાં ચીપીઆંઓ વેલાત લઈ જવાની સુલતાન પાસેથી પરવાનગી માંગી જે આપવામાં આવી. પણ નસીબ બે ડગલા આગળનું આગળ હતું. જે સ્ટીમરમાં આ બેમુલા ચીપીઆં ચઢાવવામાં આવ્યાં તે સ્ટીમર જોખમાઈ અને આગબોટ તેમજ માર્બલના સ્લાબ સઘળા સમુદ્રની તળેટીમાં જઈને પોઢયા. ત્રણ વરસ સુધી દરીયાનું ખારૂં પાણી ખાધા પછી લાર્ડ એલગીને મોટી જેહમત ખરચીને કટકા દરીયામાંથી પાછા કહડાવ્યા. આ ખજાનો પાણીમાથી કહડાવવા પાછળ આ ઉમરાવને સાડા નવ લાખ રૂપીઆનો ખરચ થયો હતો, તે છતાં તેણે આ કોતરકામના સ્લાબો સવા પાંચ લાખ રૂપીએ સરકારને વેચ્યા.

જો સરકાર તે લેવાની જરાબી આનાકાની કરતે તો તે ઇંગ્લંડની બહાર વેચાઇ જવાની અણીપર હતા. કહે છે કે બવેરીઆના રાજાએ સાડાચાર લાખ રૂપીઆનો

ચેક ઈંગ્લંડની એક બેંક ઉપર મોકલાવી આપ્યો કે જો બ્રીટીશ સરકાર આ સ્લાબો નહીં લે તો તેને હરાજે ખરીદી લેવા અને તેના બેઆનામાં આ સાડા ચાર લાખ રૂપીઆ ભરી દેવા.

બચારા ઈંગ્લંડમા વસ્તા ગરીબ કારીગરને ખબર નથી કે કાઇક અબજોની કીંમતના માલમા તેનો ભાગ છે. ઇગ્લંડની રઇયત એકેકી એવી જણસ ધરાવે છે કે જેની આકણીજ ન થાય પણ જે વેચવાની કોઈની મગદુર નથી કારણ કે તેના ધણી આખી ઇગ્રેજી પ્રજા છે હું ઉપર બે ચાર દાખલા આપી ગયો છું તેના એકનો વધારો કરી આજનો વીષય ખતમ કરીશ. ઈંગ્લંડની રઈયતના મહા કીમતી ખજાનામા સર્વેથી કીમતી ચીજ એક ચાર વાલનનું પુસ્તક છે. તેની કીમત—કીમત—સાભળો.

૪૫ લાખ રૂપીઆ!!

હાયરે માગ જુની ચોપડીઓ વેચનાર કાસમ! આ પુસ્તકના ઘણાક પાના ગુમાઈ ગયલા છે. વાચનાર પુછશે કે આ નાદર ચીજ એવી તે શું છે કે તેની કીમત ૪૫ લાખ રૂપીઆ! પંદરસો વરસનું જુનું આ બાઇબલ છે. તે ગ્રીક ભાશામા હાથે લખેલું છે. તેની ઉત્પતી અસલ મીસરમા થયલી જણાય છે. સતરમી સદીમા એક પાદરી તેને સીકંદરીયાથી લાવ્યો અને ઇગ્લંડના રાજા પહેલા ચાર્લસને પ્રેઝંટ આપ્યુ. પચાસેક વર્ષ સુધી પાદશાહના મેહેલમાં રહેવા પછી તેની





અસલી ઇજિપ્શીઅન પાટલી
કીમ્મત ૪૫ લાખ!!



પાણીમાંથી મળેલા સ્લાબ
કીમ્મત આઠ લાખ!

મઝી બ્રીટીશ મ્યુઝીઅમમાં પડી. આ ચારે વાલમ અર્ધ પત્ર ઉપર લખેલા છે. આજે જો આ બાઇબલ વેચવા ક્હાડે તો અમેરીકન અમજપતીઓ અને મહાન રાજ-વંશીઓ તેના પચાસ લાખ આપવાને તૈયાર છે. એવું એવું તો હજી ઘણું મારી નોંધ પોથીમાં ભરેલું છે, પણ તેનાં ચીત્રો હું કાંઇક વધુ ઓચંબો પમાડનારી વીગતો સાથે હવે પછી આપીશ, કારણ કે ચીત્ર જોયા વગર તેની ખુબી સમજ પડે એમ નથી. પથ્થરની કીમતના ૪૦ લાખ રૂપીઆ, ચાર વાલમના ૪૫ લાખ!!—ગાંડા છે—સાવ ગાંડા. એટલા રૂપીઆ જો રોકડા હોય તો 'તાજ મહાલ હોટલ'માં કેટલીક વાર પેટ ભરીને જમી અવાય-કેમ બોલ્યા નહીં?

---

## પ્રકરણ—૩૬ મું.

હું બહુજ રાજી થયો છું કે લંડનમાં પડેલી અખુટ દોલતનો મારા ગયાં પ્રકરણનો વીશય મોટા સ્વાદથી વંચાયો છે. પથરાના એક કટકાના અર્ધ ક્રોડ રૂપીઆની કીમત પહેલા કોઈના માનવામાં ન આવે એ હું સમજી શકું છું પણ આ આંકડાઓ કાંઈ મેં મારા ભેજામાંથી ઉપજાવી ક્હાડયા નથી. ખુદ મ્યુઝીયમોમાં આ ચીજોની નીચે તખ્તીઓ મારી છે તેપર સાફ સાફ તેની તવારીખ નોંધેલી છે. જુઓ તમારી ખાતરી માટે એકજ સતાવાર

ઉતારો કરૂ છુ, જે મે આગળ વર્ણવેલા ચર્મ પત્ર ઉપર લખેલી બાઈબલના સબધના છે

"It is simply a four volume book, but the fact that it is worth over £300,000, even though many pages of it are missing, proclaims it to be a work of more than ordinary interest. The Codex Alexandrinus, the book in question is in the British Museum and consists of the Old and New Testaments in Greek manuscript dating from the fifth Century"

પણ હવે આગળ ચાલીએ આ લખ્ખોના ધુના ઘાનુ ઘેલાપણુ ક્યા સુધી આગળ વધેનુ છે તે હાથ ધર્યુ એટલેપાર ઉતારવાની મે આગલા પ્રકરણમા કરુઆત આપી હતી તે મુજબ આજે સઘળુ બાકીનુ ગાગડાવી દઉ છુ

એક લાકડાની લખવાની ટેબલના બે લાખ રૂપીઆ! કહેતા તો દેવાના પણ સુનતાબી દેવાના! હુ આગળ વધીને કહુ છુ કે હુ લખતો તો દેવાનો પણ તને વાચતાબી દેવાના ગમે એમ હોય પણ આ બીના ખરી છે સાઉથ કેનસીગટન મ્યુઝીયમના ઘણા કીમતી ફરનીચરનો એક અચ્છો સગ્રહ છે મી૦ જોન્સ નામનો એક સાધારણ કાનદાર પહેલા એક વખારના અડનાડીઆની દશ શીલી-ગને પગારે ચાકરી કરતો હતો જ્યારે તે મરી ગયો ત્યારે કરોડો રૂપીઆની દોલત મુકી ગયો જાત જાતનુ



મેરી ઍન્ટોઇનેટ ટેબલ
કીમત બે લાખ



અસલી ઈજિપ્શીઅન પથ્થર
કીમત ૪૦ લાખ

કીમતી પુરાણું ફરનીચર ભેગું કરવાનો તેને લખ લાગ્યો હતો. અહીં તહીં રખડીને ખુણાં ખંટોળાંમાંથી તેણે જાતજાતનું ફરનીચર ભેગું કીધું જેની કીમત ૪૦ લાખ રૂપીઆ થવા ગઇ. ૧૮૮૨ માં જ્યારે આ ચાકલેટ મરવા સુતો ત્યારે આખું ૪૦ લાખનું સંગ્રહસ્થાન ઈંગ્લંડની પ્રજાને બક્ષીશ આપી ગયો. બોલો, છાતી કે છાતો? કહે છે કે આ જોન્સે ફરનીચર ભેગું કરવા માટે આખાં યુરોપમાં રખડવામાં લખ્ખો રૂપીઆ ખરચ્યા હતાં. આ જરી પુરાણા જેવા જથ્થામાં એક મેરી એનટોઇનેટ ટેબલ છે. જુઓ તેનું મુબારક ચીત્ર પાસે—

આ ટેબલના મી૦ જોન્સે ૯૦ હજાર રૂપીઆ આપ્યા હતા, અને આજે જો તે લીલાંઉથી વેચે તો તેના બે લાખનો ચેક આપનારા તૈયાર છે. આ ટેબલ સીકેમોર અને ટયુલીપ લાકડાંની ભેળસેળ બનાવેલી છે અને તેમાં રંગબેરંગી ફુલો અને લેંડસકેપ ચીત્રો ઈનલેડ કીધેલાં છે. સમજદારો કહે છે કે આવાં ખુબસુરત ફરનીચરનો નમુનો આખાં ઈંગ્લંડમા બીજો નથી. એ નસીબદાર ટેબલ કોણે બનાવી તે વટીક કોઈ જાણતું નથી.

તમે મ્યુઝીયમમાં ફરશો અને કોઈને પુછશો કે અહીં જોવા લાયક ચીજો શું શું છે તો તમને એક સોનાની પચીનું કપ બતાવશે. આ બચારૂં કપ કોણ જાણે કયે ચોપડીએ સોનીના હાથમાથી બહાર પડયું હશે ! ૧૮૯૨ મા બ્રીટીશ સરકારે રૈયતને પૈસે સવા લાખ રૂપીએ તે

વેચાતું લઇ મ્યુઝીયમમા મુક્યું છે. કહે જે ૧૩૫૦ ના સાલમા ફ્રાંસના રાજા પાચમા ચાર્લસને માટે તે બનાવ્યું હતું પણ ત્યાર પછી તે રખડ રઝળમા પડયું. કોઇ તેને ઓખીને જુએ નહીં. આખરે ઇગ્લંડના એક શોખીન ઉમરાવ ડયુક ઓફ બેડફર્ડની તે ઉપર નજર પડી અને તેણે તે ખરીદીને ઇગ્લંડના છઠા હેનરીને બક્ષીન્દા કીધુ. એક સો વરસ સુધી તે ઈગ્લંડના રાજાઓના કુટુંબમા રહયું પણ તેટલા કાસટાઇલનો સ્પેનીશ ગવરનર ઇગ્લંડની મુલાકાતે આવ્યો ત્યારે પહેલા જેમ્સ રાજાને ફાટો આવ્યો અને તેણે આ કપ ઉપાડીને ઉપલા પરોણાને આપી દીધુ. આ પરોણા બીચારા મારા જેવ પૈસુ સમજી હશે, કેમજે તેવણે લાગલુ તે એક પાદરણોના મઠમાં આપી દીધુ. હું ધારૂં છુ કે આ જોગણોમા પેલા ગવરનર કરતા વધારે અક્કલ હશે, કારણ કે તેઓએ બસો વરસ સુધી તે સાચવીને રાખ્યુ. પણ ત્યાર બાદ વળી તેના દાણા પાણી ઇગ્લંડમાજ સરજેલા હશે એટલે તે એક ફ્રેંચ નવાઇઓ ખરીદનારે વેચાતુ લીધુ અને સવા લાખ રૂપીએ એક વેપારીને વેચ્યુ જેણે તે બ્રીટીશ મ્યુઝીયમને લાગટ ભાવે આપી દીધુ. આટલી ધકામુકી છતા આ કપ હજી જેવુ ને તેવુ નવુ છે, અને તે ઉપર એક ખસેડો લાગ્યો નથી

યુરોપના ડેસઇન ચાઇનાની વાખવાખી થાય છે અને અસલી ચીનાઇ કોરીકામ ઉપર અમેરીકા અને

યુરોપ ઘેરૂં છે—પણ એ કોઇબી અસલ ઇજીપશીઅન કોરીકામને પુગે નહી. બ્રીટીશ મ્યુઝીયમમાં ફક્ત એકજ કબાટમાં ઇજીપશીઅન બ્રુ 'પાટરી' રચીને મુકી છે તેની કીમત ૪૫ લાખ રૂપીઆ કહેવાય છે. અંહ! જુઓ પાસેની મુરતી.

આવાં કામના ખરીદદાર ખાંઓ માગણી કરે છે કે એને લીલાંઉમાં મુકો તો અકેક કપના ત્રણ ત્રણ લાખ રૂપીઆ તેઓ આપવા હાજર છે. ઇજીપ્ટના માહેલા ભાગમાં ખોદકામ કરતાં આ મટોડીનો ઉત્તમ ખજાનો હાથ લાગ્યો હતો. એમાંનું સર્વેથી જુનું મટકું કાઇસ્ટના જનમની પણ ૧૭૦૦ વર્ષ અગાઉનું છે—એટલે જે ૩૬૦૦ વરસનું પુરાણું છે. ઘણી નવાઇની વાત છે કે જ્યારે આ મટકાં ખોદતાં હાથ લાગયાં ત્યારે તેમાં કોઈ જાતનો પ્રવાહી ભરેલો હતો અને તે આટલાં હજારો વર્ષ થઇ જવા છતાં એમનો એમ તાજો હાથ લાગ્યો હતો. તે ઉપરના રંગ પણ હજુ જેવા ને તેવા ચળકતા અને તાજા છે.

આહ! નીનીવેના ગોથા બદનના માણસ સ્વરૂપના પીક્ચરો આપણને કેવી આપણી આગલી ઝાહોઝલાલી યાદ દેવાડે છે. યા પરવરદેગાર, એક જમાનો એવો હતો કે જ્યારે હાલના સુસ્ત પારસીઓના દાદાઓ સારી ધર્થીને ધુજાવતા હતા—જ્યારે વીદયા હુન્નર, અક્કલમંદી અને ફીલસુફીના આપણે અગ્રેસર હતા. પણ હમણા તે ઘટીને

મીલોના શેઠીયા થવામાં ને સુતરની ગાસડીઓ ચહડાવવામાં આવી અટકી છે. અફસોસ, કયો નાકપર માખ નહીં બેસવા દેનારો પારસી લખપતી આજે છે કે જે પોતાની પુંજીમાંથી થોડાક લાખ કહાડી આપી આપણા પુર્વજોના આ કીર્તીના સ્થંભો પરજાનને હાથ જતા બચાવે !! કોઇ નહીં, અરે કોઇ નહીં. ગ્રીન એંડ રીડને ત્યાં ચમપીન પાર્ટી કે એસકી ગાડી અથવા મોટોરકાર કે સરકારી લીસ્ટમા નામ ભરવા સીવાય એવા સાહેઓની ઉત્કંથા વધારે ઉંચી ઉપડતી નથી. મોશીઉ લાઝબીડ નામનો એક મુસાફર સીરીઆનાં કોતરકામની તપાસને અર્થે ગયલો ત્યાં આ નીનીવેના બુત રખડતા પડેલા તેના જોવામા આવ્યા. તે વાર તે અડધા રેતીમાં ડટાયલા હના.

ઉપલા ફ્રેંચ મુસાફરે થોડુંક ખોદકામ કરવા માંડયું કે એક આખો ને આખો ઓરડો તેને જમીનના તળ્યાંમાં હાથ લાગ્યો જેની દેવાલ ઉપર તમામ કોતરેલી લાદીઓ જડેલી હતી. આ લાદીઓ ઉપર સીરીઅન લખાણ કોતરેલું હતું. આ ઓરડાની પડખેજ રેતીમાં ડટાયલા આ મસ્ત નીનીવેના ગોધા મળી આવ્યા. ધારવા મુજે પાદશાહના મેહેલના દરવાજા ઉપર એ ચોકીબાન તરીકે મેલલા હશે, અને મેહેલ તારાજ થયો કે પડી જઇને જમાના સુધી રેતીમાં ડટાઈ રહયા હશે. જ્યારે આ ગોધાઓને ઈંગ્લંડ આણ્યા ત્યારે વીદ્વાનોએ શોધી કહાડયું કે તેનાં તળીઆંમાં સીરીઆના એક પુરાતમ



ક્રોડોની શ્રીમતના બેમુલ ગનીમા

પાદશાહની તવારીખ કોતરકામથી લખેલી હતી. ફક્ત આ ગોધાઓની કીમત આજે આઠ લાખ રૂપીઆ આંકવામાં આવે છે, અને નીનીવેના બીજા સ્લાબો મળી મ્યુઝીયમમાં કુલ આ તરફનો ચાળીસથી પીસતાળીસ લાખનો અડસટો ગણાય છે.

પણ આ નીનીવેના ગોધાને કયાં દાળ દાધીમાં નાખો છો? શાબાશ છે આપણા શોખીન જરથોસ્તી અઇઆશીઓને, એ તો આપણા હાથમાંથી ગયા. પણ આ મ્યુઝીયમમાં એક બીજું જોવા લાયક રમકડું છે, જે જોવા વીના પાછા ફરવું નહીં. 'સાઉથ કેનસીંગટન મ્યુઝીયમમાં નામદાર ટીપુ સુલતાનનું માનીતું એક યંત્ર છે, જે લોહોડાં અને લાકડાંનો બનાવેલો એક વાઘ છે, અને તેની નીચે એક સોલજરને સુવાડેલો છે. આ યંત્ર જે સુમારે દશ ફીટ લાંબું છે, તેમા એવી યુક્તી કરી છે કે સુલતાન સાહેબનો જ્યારે મીજાજ જાય અને અંગ્રેજ સોલજર ઉપર ખુનપર ચહડે ત્યારે નોકરોને ફરમાવ્યાથી એક હાથો ફેરવતાં પેલા જમીનપર પડેલા સીપાઇનાં મોંહમાંથી મોટા ચીચારા નીકળતા સંભળાય અને વાઘ જાણે નખરીઆં મારીને પેલાને ફાડી ખાતો હોય તેવો દેખાવ નજરે પડે. કહે છે કે આ નામચીન જણસ જો વેચવા કહાડે તો તેની શી કીંમત આવે તે અટકળી પણ શકાતું નથી.

અજબ જેવું છે કે પુરાણા સીક્કા માટે હું ધારતો હતો તેટલું ઘેલાપણું ઇગ્રેજોમાં નથી. સર્વેથી કીમતી

સીક્કો ૪૦૦ વરસનો જુનો છે અને તેના ફેક્ન ૧૫૦૦૦ રૂપીઆ આપવા પડ્યા હતા. પાચ પૌંડના સીક્કા પાડવાની એક વાર શરૂઆત થઈ હશે, પણ તે અમલમા નહીં આવી તે માહેલો આ એકાદ સીક્કો હશે એમ ધારવામાં આવે છે. આ સીક્કાની એક બાજુએ ચાર્લસ પેહેલાનું નામ છે. કહે છે કે ચાર્લસને જ્યારે ગરદન મારવા માચડા ઉપર ચહડાવ્યો ત્યારે એ કમબખત રાજાનાં ખીસાંમાં આ સીક્કો હતો, તે તેણે હાજર રહેલા પાદરી નામે જક્સનને મરતી વખત બક્ષિશ આપ્યો. પાદરીના કુટુંબમાં કાંઈ મુદત સુધી રહેવા પછી ફુલુસ—માર્ફીસને ખાતર તે ૭૦૦ રૂપીએ વેચાયો. આ ખરીદદારે રૂ૧૨૦૦ માટે તે મ્યુઝીયમને વેચવા કહાડયો, પણ તે વાર તેઓને આ રકમ રૂચી નહીં અને આખરે હાકી હાકીને લીલાઉ થયું તેમાં અગીઆર હજાર રૂપીએ વેચાયો.

ફ્રાંસમાં અને બેલજીઅમમાં એકેકા ગલીચા અસલવારામાં ગુંથાતા હતા. તેની પણ કીંમતજ આંકી શકાતી નથી. મ્યુઝીયમમાં કેટલાક ગાલીચા છે તેની કીમત જોઈએ લખઆથી આકો કે કરોડોથી આકો. સાત એવા બેમુલ ગલીચા સાઉથ કેનસીંગટન મ્યુઝીયમમા છે.

૧૫૧૫ ના સાલમા પવીત્ર પોપે નામાકીત ચીતારા રેફેલને હુકમ ફરમાવ્યો કે પોપ સાહેબના ખાસ દેવળને માટે દેવાળ સારૂં થોડાક ચીત્રો તૈયાર કરવાં. કહેવાની જરૂર નથી કે રેફેલ એક એવો નામીચો ચીતારો થઇ



નૉનીનેહનાં 'બુલ' સીરીઆના રેતીના
રણમાથી જડેલા



સોલજરને પીસી નાખતો વાઘ—ટીપુ
સુલતાનના હુકમથી બનાવેલો.

ગયો છે કે તેનાં એકેક તસુ રંગત કામના હજારો રૂપીઆ આવે છે. રેફૅલે આ ચીત્રો કાચા રંગથી રંગી કહાડયાં અને તે ઉપરથી બરૂસેલસમા તેની ગાલીચાની નકલ થઇ. આ ગાલીચા એક વાર મારઝોજ પડયા હતા, એક વાર ચોરાઇ ગયા હતા પણ સેવટે ઈંગ્લંડમાં તેમનો હાર થયો છે.

બસ, મારો આ વીશય તમામ થયો છે. ઈંગ્લંડમાં આવી આવી ચીજોનો એવો અખુટ અજાયબ ખજાનો ભરેલો છે કે જો વેચે તો ઈંગ્લંડનું અબજો રૂપીઆનું દેવું તેમાંથી ભરપાઇ થઈ જાય પણ તે છતાં તેમાંની એક નજીવી ચીજબી વેચાતી લેવા તો નીકળો, પછી જુઓ તમારા શું હાલ થાય છે તે!

વાલમ પહેલું સમાપ્ત.